# નિર્મળા



લેખક: પ્રેમચંદજી

# કામીનીઆ ઓઈલ ( રજીસ્ટર્ડ )
## વાળને અદ્ભુત પોષણ આપે છે.





માથાના શણગારરૂપ વાળના રોગો અને શત્રુઓને હાંકી કાઢવા માટે વનસ્પતી શાસ્ત્રી અનુભવીઓ માથાના વાળ માટે ટોનીક શોધી કહાડવામાં સફળ થયા છે. તેમણે આ કારણથી માથા અને વાળ માટે **કામીનીઆ ઓઈલ**ને કુદરતી પોષણ જેવું જ ગુણકારી ગણેલું છે. વાળના મૂળિયાને પોષણ આપે તેવા કિંમતી તત્વો તેમાં રહેલાં હોવાથી માથામાં કોદરી, ટાલ, ખોડો થતો નથી અને બરટવાળ કાળા ચળકતા અને મુલાયમ રહે છે. વાળના સર્વ રોગને હરનારૂં સુગંધીદાર **કામીનીઆ ઓઈલ** વાપરો અને સંતોષ પામો.

એક બાટલીની કિંમત...રૂા. ૧--૦-૦<br>
ત્રણ બાટલીની કિમત...રૂા. ૨-૧૦-૦ | વી. પી. ખર્ચ જુદું.

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ )

**અત્તરોના રાજા**

તેને વાપરવાનું ચાલુ રાખવાથી મગજ આનંદી અને તાજુ રહે છે. તેનું એકજ ટીપું તમારી આજૂબાજૂ મનમોહક સુવાસ ફેલાવી દે છે અને પૃથ્વી ઉપર સ્વર્ગ ખડું કરી દે છે.



OTTO DILBAHAR.

૦ ઔંસની બાટલીની કિં. ... રૂા. ૧-૪-૦<br>
એક ડ્રામની બાટલીની કિં. ... રૂા. ૦-૧૨-૦ } વી. પી. ખર્ચ જુદું.

પોસ્ટ ખર્ચ માટે બે આનાની ટિકિટો મોકલી નમુનો મફત મંગાવો.

ધી એંગ્લો ઈન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કાં. મુંબઈ-૨.

# ગૃહલક્ષ્મી......................ગ્રંથમાળા

| | |
|---|---|
| તરંગિણી | ૦—૧૦—૦ |
| જળિની | ૦—૮—૦ |
| રાસનલિની | ૧—૦—૦ |
| કૃષ્ણાકાકી | ૧—૪—૦ |
| કવિવર ટાગોર | ૦—૧૨—૦ |
| જીવંતજ્વાલા | ૦—૮—૦ |
| મંદારમાલા | ૦—૧૨—૦ |
| આશા | ૧—૦—૦ |
| પ્રીતમની પ્યાસ | ૧—૦—૦ |
| આનંદ બત્રિસી | ૧—૪—૦ |
| રાસરંજના | ૧—૦—૦ |
| આજકાલ | ૧—૦—૦ |
| એકાકી | ૦—૧૨—૦ |
| વલ્કલ | ૦—૧૨—૦ |
| દત્તા | ૧—૧૨—૦ |
| દિગંત | ૧—૪—૦ |
| અનુરાધા | ૧—૪—૦ |
| યોગી કોણ? | ૧—૦—૦ |
| ઉમા | ૧—૪—૦ |
| શોભા | ૨—૮—૦ |
| નિર્મળા | ૧—૦—૦ |
| જીવન નિર્માણ | [ તૈયાર થાય છે ] |
| પુણ્યકંથા | ૧—૧૨—૦ |

[ મહાકવિ નાંનાલાલ કવિ કૃત ]

- ગૂજરાતમાં બહોળો ફેલાવો પામેલી. આ ગ્રંથમાળાની હજારો પ્રતો ખપી ગઈ છે.
- જેણે નૂતન યુગના યુવક–યુવતીઓમાં નવચેતન પ્રગટાવ્યું છે.
- જેણે સામાજિક અને રાષ્ટ્રીય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.
- જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઊંચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

તેવાં રંગબેરંગી મનોહર છપાઈવાળાં પ્રેરણાત્મક પ્રકાશનો ૧૨૦૦ પાનાં ઉપરાંતનાં ૪ થી ૫ પુસ્તકોદ્વારા ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે.

- વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૪ (પાકું પૂઠું રૂા. ૫) પોસ્ટેજ સહિત પરદેશમાં રૂા. ૨ વધુ.

મ૦ ઓ૦ અગર વી. પી. થી ગ્રાહક થઈ શકાય છે લખોઃ—





[૧] કિંમત ૧-૪-૦

ઘરગથ્થુ પ્રસંગોના સુંદર
સચોટ ચિત્રો :રજુ કરતી
ટૂંકી નવલિકાઓ . . .



[૨] કિંમત ૨-૮-૦

આધુનિક ભારતિય સમાજની
એક આંતરપ્રાંતિય સમરયા
રજૂ કરતી નવલકથા . . .



[૩] કિંમત ૧-૦-૦

સમાજની ઊંડી વેદનાને આલેખતી
કરુણાજનક નવલકથા . . .

[૪] "જીવન નિર્માણ"

[ તૈયાર થાય છે ]

**શ્રી 'ચિરંતન' કૃત**

એક થનગનતા યુવાને આલેખેલી રાષ્ટ્રિય નવલકથા.

:: અમારા પ્રતિનિધિ : શ્રી. ચંદુલાલ લ. વોરા ::

મુંબઈમાં : પ્રત્યેક બુકસેલરને ત્યાંથી અમારાં પ્રકાશનો મળશે.
અમદાવાદમાં : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયમાંથી મળશે.
કલકત્તામાં : એલ. કે. મેઘાણી. ૧૪ અમરતલ્લામાંથી મળશે.

વર્ષ ૪ થું ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુસ્તક ૩ જું
કુલ પુસ્તક ૨૨ મું

# નિર્મળા

: લેખક :

શ્રી પ્રેમચંદજી

: અનુવાદક :

શ્રી માણેકલાલ જોષી

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર : : અમદાવાદ.

—: પ્રકાશક :—

પુરુષોત્તમ પૂ. પારેખ.

નટવરલાલ લ. વોરા.

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬ ભદ્ર : અમદાવાદ





પ્રથમાવૃત્તિ



૨૫૦૦ પ્રત



—: કિંમત :—

કાચુ પૂઠું રૂા. ૧—૦—૦

પાકુ પૂઠું, રૂા. ૧—૪—૦

—: મુદ્રક :—

મણિલાલ છગનલાલ શાહ

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા અમદાવાદ.

# નિવેદન

જિંદગીની છેલ્લી પળ સુધી હિંદી ભાષાની મહાન સેવા કરનાર સાહિત્ય સમ્રાટ સ્વ૦ પ્રેમચંદજી મુનશીને પ્રત્યેક પ્રાંન્તના સાહિત્ય પ્રેમીઓ એમની જ્વલંત કલમના પ્રભાવે પિછાનતા થઇ ગયા છે.

બંગાળીમાં શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય, હિંદીમાં શ્રી. પ્રેમચંદજી અને ગૂજરાતમાં શ્રીયુત કનૈયાલાલ મુનશી; એ સમકાલિન આંતર પ્રાંતિય સાહિત્યના વિજેતા તરીકે પ્રસિદ્ધ પામ્યા છે.

આ ત્રણેય વિદ્વાનોની કલમથી ગૂજરાતનાં નરનારીઓ પ્રચલિત છે. શરદ્‌બાબુનું એવું એકપણ પ્રકાશન નહિ હોય કે જેનું ગૂજરાતી

કરણુ ન થયું હોય ! છેક છેલ્લું એમનું 'પથેરદાવી' પણ બન્ને પ્રકાશકોએ જનતાને ભેટ ધર્યું.

શ્રી. પ્રેમચંદજીના કેટલાક પુસ્તકો ગૂજરાતી કરણને પામ્યા છે. પરંતુ તેમાંય તેમની સર્વોતમ કૃતિ 'નિર્મળા' ગૂજરાતીમાં ઉતરાયલી નહોતી જેથી ગૂજરાતના સંસ્કારપ્રિય, સાહિત્યપ્રેમી ભાઈબ્હેનો સમક્ષ અમે એને મૂકવા શક્તિમાન થયા છીએ.

અદ્‌ભુત ચારિત્ર્ય અને સંસ્કારિતાની પરાકાષ્ટા સમી 'નિર્મળા' એકી બેઠકે પૂરી થશે ત્યારે ખ્યાલ આવશે કે શ્રી શરદ્‌બાબુ અને શ્રી પ્રેમચંદજી નારી પ્રત્યે એક જ પ્રકારની ભાવના અને ભક્તિ સેવતા હતા.

'નિર્મળા' ગૂજરાતીમાં રજૂ કરવાની પ્રેરણા દેનાર **श्री वसावड़ा** અને **श्री श्रीपतरायजी**ના અમો આભારી છીએ.

અમારૂં આવતું પ્રકાશન ગૂજરાતના એક થનગનતા યુવાનની કલમે આલેખાયલી 'રાષ્ટ્રિય ભાવના' ને મૂર્ત કરતી નવલકથા 'જીવન નિર્માણ' બહાર પડશે.

નવચેતન સાહિત્ય મંદિર<br>૨૪૫૬, ભદ્ર;<br>અ મ દા વા દ.

લી. સેવકો<br>પુરુષોતમ પારેખ<br>નટવરલાલ વોરા<br>: સંચાલકો :—

# પરિચય

હિંદી નવલકથાઓમાં સ્વર્ગસ્થ પ્રેમચંદજીનું સ્થાન ઘણું ઊંચું છે. હિંદી ભાષાનું વર્તમાનરૂપ જેને લીધે હિંદી–હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષાનું ગૌરવ પ્રાપ્ત થયું છે તેમાં એમનો ફાળો જેવો તેવો નથી. એક વખત એવો હતો જ્યારે ઉર્દૂના વિદ્વાનો ફારસી અરબીના શબ્દોનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરી પોતાના ભાષાજ્ઞાનનો પરિચય આપતા હતા. સંસ્કૃતજ્ઞ પંડિતો પોતાની ભાષામાં જેમ બને તેમ સંસ્કૃતના શબ્દો ગોઠવી ભાષાની રચના કરતા હતા. સ્વ. પ્રેમચંદજી ઉર્દૂ ફારસીના વિદ્વાન હતા. એમને સંસ્કૃતપ્રચુર હિંદી લખતાં નહોતું આવડતું. પાછળથી એમણે પોતાની ભાષા સુધારી અને એક સામાન્ય ભાષાના ઘડતરમાં પોતાનો અદ્ભુત ફાળો આપ્યો. એમના પુસ્તકોમાં પાછળથી રૂઢ થઈ ગયેલા ફારસી અરબીના શબ્દો અને સંસ્કૃતમાંથી આવેલા તત્સમ અને તદ્ભવ શબ્દો સમાનરૂપે આવે છે અને તેથી એમની ભાષા એટલી સરલ અને મુગ્ધ કરનારી બની ગઈ છે કે ઘણા તેને અનુકરણીય માને છે.

જેવી રીતે ભાષાના ઘડતરમાં એમનો ફાળો છે તેવી રીતે હિંદી નવલકથાઓના વિકાસમાં પણ એમનો ફાળો ઘણો મોટો છે.

એમણે ઉર્દૂમાં લખાયેલી વાતોના હિંદી રૂપાન્તરથી એનો આરંભ કર્યો. અને પછી હિંદીમાં સ્વતંત્ર નવલકથાઓ અને નવલિકાઓ લખવા માંડી. વિષય પરત્વે પણ તેમણે પહેલાં તો 'કરબલા' જેવું ધાર્મિક ઇતિહાસોમાંથી વસ્તુ લઇ તેના પર રચના કરી અથવા કોઇ શિક્ષિત કે રખડેલ યુવાન પાસે સમાજની પડદા પાછળની રમતો ઉઘાડી પાડવાની જૂની પ્રથાનું અનુકરણ કર્યું. પણ જેમ જેમ તેમની કલમ વિકાસ પામતી ગઇ તેમ તેમ તેમાં વિવિધતા વધવા

લાગી. એમનું તત્ત્વજ્ઞાન એક વિશેષરૂપે ' રંગભૂમિ ' 'કર્મભૂમિ' જેવી નવલકથામાં ઉતરવા માંડયું અને ગામડાંના દુઃખો, ખેડૂતોની ગરીબી, સામાજિક કુપ્રથાઓનું ભીષણરૂપ ઈત્યાદિ અનેક વસ્તુઓને તેમણે પોતાની કલાથી વ્યક્ત કરી સમાજની અને સાહિત્યની સેવા કરવા માંડી.

આ ' નિર્મળા ' વૃદ્ધ વિવાહના કુપરિણામને સૂચવનારી એક નવલકથા છે. પ્રેમચંદજી પોતાના પાત્રોના આવેગોને બહુ પ્રબળરૂપે રજૂ નથી કરતા છતાં તેઓ જીવનના અનેક પ્રસંગોના તાદૃશ્ય ચિતાર ઊભા કરી પ્રસંગવર્ણનની પોતાની અદ્દભુત છટાથી વાચકોનું મન હરિ લે છે. એમનાં પાત્રો સાધારણ જનસમાજમાંથી ગમે ત્યાં શોધે જડે એવાં છે—તેમનામાં કશી ખાસ વિશેષતા નથી અને એ જ શ્રી પ્રેમચંદજીની નવલકથાઓની વિશેષતા છે.

વૃદ્ધાવસ્થામાં ફરી લગ્ન કરનાર પુરુષો એક વિકૃત વહેમથી પીડાતા હોય છે એ સત્ય 'નિર્મળા'માં એમણે સરસ રીતે રજૂ કર્યું છે. એ વિષે કશી શંકા નથી, છતાં વૃદ્ધવિવાહના કુપરિણામનું વિશેષ પ્રકારે નિરુપણ કરવાના મોહમાં એમણે મુનશીજીના બે છોકરાઓને મારી નાખ્યા એકને નસાડી મૂકયો અને છેવટે નિર્મળાને પણ ઇહલોકમાંથી વિદાય કરી દીધી એ બહુ પ્રયત્નપૂર્વક કર્યું હોય એમ લાગે છે અને તેથી સહેજ રસક્ષતિ થાય છે પણ આવું જે કંઇક થોડું હોય તે જો આપણે ભૂલી જઇએ તો આ નવલકથામાં બીજી બધી રીતે રસ પડે એવી એ છે. ગુજરાતને શ્રી પ્રેમચંદજીનો પરિચય છે જ અને આ પુસ્તકથી તેમાં વધારો થશે. અનુવાદ સુવાચ્ય છે. અને તે લોકોમાં આવકારપાત્ર થશે એવી મને આશા છે.

હિંદીપ્રચાર કાર્યાલય,
c/o ભારતી મુદ્રણાલય,
ખાડિયા; અમદાવાદ.

મોહનલાલ મગનલાલ ભટ્ટ

# સ્વ૦ શ્રી. પ્રેમચંદજી

### [ હિંદી સાહિત્યના નવલ સમ્રાટ ]

મધરાતનો સમય હતો. અજવાળી આકાશનો ચંદ્ર બરાબર મધ્યમાં આવીને જરા આથમણી દિશા તરફ નમ્યો હતો. આખુ હમીરપૂર ગામ સૂતું હતું. પવન પણ વાતો નહોતો. ઝાડનાં પાંદડાં પણ હલતા નહોતા, કૂતરાઓ પણ ભસતા નહોતા. સર્વત્ર નીરવ શાંતિ હતી.

થોડીવાર વીતી અને મધરાત પછીની આ નીરવ શાંતિનો ભંગ કરતા ઘોડાના ડાબડા સંભળાયા, ફાટક પાસેના કૂતરાઓએ ભસવા માંડયું, ચપરાશી પણ 'હો...હો' કરતો જાગ્યો અને એ બધા ઘોંઘાટથી, રાવટીમાં સૂતેલા કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટર પણ જાગી ઊઠયા અને બહાર આવ્યા.

ખાતાના સરકારી ઘોડેસ્વારે એક અગત્યની ટપાલનું પરબીડિયું સાહેબના હાથમાં સલામ કરીને મૂકયું. ઇન્સ્પેકટરે પરબીડિયું હાથમાં લઈ ફોડયું. કાગળમાં તેમને જલદી મોટા સાહેબને મળવાની તાકીદ કરવામાં આવી હતી.

સાહેબે ટપાલ પહોંચ્યાની સરકારી ડાયરીમાં સહી કરી આપી અને એ ને એ વખતે બેલગાડી જોડાવી, ચાળીશ માઈલપર જ્યાં તેમના બડા સાહેબનો મુકામ હતો ત્યાં તેમને મળવાને રવાના થયા. ઘોડેસ્વાર પણ એ તાકીદની ટપાલની પહોંચબુક પડખેની બગલથેલીમાં સંભાળપૂર્વક નાખી પાછો ફર્યો.

બીજે દિવસે જ્યારે પરીક્ષક સાહેબ બડાસાહેબની સમક્ષ રજૂ થયા ત્યારે બડા સાહેબના ચહેરા ઉપર હંમેશની ખુશ મિજાજીને બદલે હમદર્દી અને ગુસ્સાની મિશ્રિત લાગણી છવાયલી હતી. બડા સાહેબ એવી મિશ્રિત લાગણીથી ઘડી પોતાના ખાતાના અને પોતાથી નીચલા દરજ્જાના એ નોકર તરફ તો ઘડી ટેબલ ઉપર પડેલા પુસ્તક તરફ જોતા હતા.

ટેબલ ઉપર પડેલા એ પુસ્તકનું નામ હતું 'સોજે વતન' અને એ પુસ્તકના લેખકનું નામ હતું 'નવાબરાય' સરકારી પોલીસ એ પુસ્તકના લેખક નવાબરાયની શોધ કરી રહી હતી પણ ક્યાંય પત્તો ખાતો ન હતો. પરીક્ષક સાહેબ બડા સાહેબના ટેબલ ઉપર પડેલું એ પુસ્તક જોઈ બધી વાત સમજી ગયા. નાના કે મોટા કોઈપણ ગુનાને ગુનેગારને પકડાઈ જતી વખતે જે આંચકો અનુભવે તેવો આંચકો આ પરીક્ષક સાહેબને પણ લાગ્યો. તેની છાતી ધડકવા લાગી અને ચ્હેરો પડી ગયો. પણ તેમની આવી વિમાસણભરી સ્થિતિમાં વધુ વખત રહેવું પડે એ પહેલાં બડા સાહેબે પ્રશ્ન કર્યો:

'આ પુસ્તક તમે લખ્યું છે?'

'જી હા.' ગુનેગાર ગુનો કબૂલે એવી અદાથી પરીક્ષક સાહેબે જવાબ આપ્યો.

'તમે હા કહો છો પણ તમને ખબર છે કે તમે કેવો ભારે ગુનો કર્યો છે?' બડા સાહેબે ગુનાની ભયંકરતાનો ખ્યાલ આપતાં કહ્યું.

'ગુનો તો મેં કર્યો જ નથી......'

'અરે માત્ર સામાન્ય ગુનો નહિ' બડા સાહેબ વચ્ચે બોલી ઊઠ્યા. 'પણ જબરજસ્ત ગુનો......રાજદ્રોહનો ગુનો કર્યો છે.'

'મેં તો માત્ર ટૂંકી વાતો લખી છે.'

'પણ એ ટૂંકી વાતોમાં તમે રાજદ્રોહ ભરી દીધો છે. તમારી વાતોમાં તમે, લોકો અંગ્રેજો સામે ઉશ્કેરાઈ જાય એવું લખ્યું છે. તમે રાજદ્રોહ કર્યો છે.' બડાસાહેબે ગુસ્સાથી લાલચોળ થઈ કહ્યું.

'જો મોગલોનું રાજ્ય હોત' બડાસાહેબે આગળ બોલતા કહ્યું. 'તો તમારા હાથ કાપી નાખવામાં આવત. પણ તમારા એ સદ્ભાગ્ય સમજો કે આ રાજ્ય અંગ્રેજોનું છે, તે રાજ્યમાં એક અમલદારને દરજ્જે છો.'

આ જબરજસ્તી ગણાતા રાજદ્રોહના ગુના માટે પરીક્ષક સાહેબને એટલી સજા કરવામાં આવી કે બડા સાહેબની નજરે 'સોઝે વતન'ની જેટલી પ્રતો તેમની પાસે હોય તેટલી તેમણે સરકારને હવાલે કરી દેવી અને હવે પછી તેમણે કદી કાંઈપણ લખવું નહિ.

[ ૨ ]

સરકારી કેળવણી ખાતાના એ ડેપ્યુટી ઇન્સ્પેકટર અને 'સોઝે વતન'ના લેખક 'નવાબરાય' બીજા કોઇ નહિ પણ હિંદી સાહિત્યા મશહૂર નવલકથા અને વાર્તાલેખક સ્વ. શ્રી પ્રેમચંદજી હતા.

'પ્રેમચંદજી' એ તો તેમનું ઉપનામ છે. તેમનું મૂળનામ તો શ્રી ધનપતરાય મુનશી હતું. તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૦ માં કાશી પાસેના એક નાના ગામડામાં થયો હતો. પિતા ટપાલ-ખાતામાં કારકુન હતા. જ્યારે પ્રેમચંદજીનો જન્મ થયો ત્યારે તેમને વીશ રૂપિયા પગાર મળતો હતો અને જ્યારે તેઓનું અવસાન થયું ત્યારે તેઓ માત્ર ચાળીશ રૂપિયા સુધી પહોંચ્યા હતાં.

શ્રી પ્રેમચંદજીનું બાળપણ ખૂબ જ ગરીબાઇમાં વીત્યું હતું. એક તો તેઓ ગામડામાં વસતા હતા. અને બીજું પિતાને ટૂંકા પગારની નોકરી હતી, એ કારણે પ્રેમચંદજી નાના હતા ત્યારે કશો વૈભવ માણી શકયા નહતા. તેમજ અભ્યાસની શરૂઆત પણ ગામડાની ધૂળી નિશાળમાં જ થયેલી એટલે તેમના અભ્યાસ માટે પણ કોઇ જાતની ખાસ જોગવાઇ કરવામાં આવી ન હતી. એટલે તેઓનું બાળપણ જેવું ગામડાના બાળકોનું હોય છે તેવું સર્વ સામાન્ય હતું. અને તેમનો અભ્યાસ પણ એવો જ હતો.

પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરી રહ્યા પછી શ્રી પ્રેમચંદજીએ અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. આ માટે તેઓ દરરોજ પગે ચાલીને કાશી જતા અને સાંજે પાછા ચાલીને ઘેર આવતા; રસ્તે ચાલતાં અંધારુ થઇ જતું તો બાલ પ્રેમ-ચંદજી ખભે પુસ્તકોની પોથી લટકાવતા, ભયથી પોતાની છાતીમાં થતા ધબકારા બંધ થઇ જાય અગર પોતાને ન સંભળાય એ કારણે પોતાના બન્ને હાથની અદબવાળી સખ્ત રીતે છાતીને ભીંસતા અને ચાલવાની ઝડપ વધારતા. ગામની ભાગોળે પહોંચતા સુધી તેઓ બીકના માર્યા ઊંચુ પણ જોતા નહિ અને ઘેર પહોંચ્યા પછી નિરાંતે શ્વાસ લેતા.

આ રીતે શ્રી. પ્રેમચંદજીએ છ ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કર્યો અને તેમના પિતા ગુજરી ગયા. પ્રેમચંદજીની માતા તો તેઓ નાના હતા ત્યારે જ ગુજરી ગયા હતા અને પિતાએ ફરી લગ્ન કર્યાં હતાં અને તેય પોતાની જિંદગીમાં આખરના દિવસોમાં કર્યાં હતાં. તેમનાથી તેમને જે બે સંતાનો થયાં હતાં તે પણ ઘણાં નાનાં હતાં. વળી પિતાએ પ્રેમચંદજીનું લગ્ન પણ કરી નાખ્યું હતું એટલે પિતાના અવસાન પછી કુટુંબનો બોજો જુવાનીમાં પગલાં મૂકતાં પ્રેમચંદજી ઉપર આવી પડયો. આ

વખતે તેમની ઉંમર સત્તરેક વર્ષની હશે.

પોતાના પર એકાએક આવી પડેલા આ કુટુંબબોજાથી પ્રેમચંદજી ખૂબ પિડાવા લાગ્યા. કુટુંબપોષણની ચિંતાથી તેઓ ઘેરાઇ વળ્યા. પ્રેમચંદજીની ઇચ્છા તો આગળ અભ્યાસ કરવાની અને વકીલ બની પૈસા કમાવાની હતી, તેમને એ વિચાર માંડી વાળવો પડયો અને નોકરી કરવાનું નક્કી કર્યું.

પણ નોકરી તો એ જમાનામાં પણ મેળવવી અઘરી હતી. તેઓ નોકરીની શોધમાં રોજ કાશી જાય, ઠેરઠેર ભમે અને સાંજ પડયે પચીસેક માઇલની પગતોડી કરીને નિરાશ થઇ ઘેર પાછા ફરે. એક તો ઘરમાં પિતાના અવસાનનો શોક અને બીજી નોકરી મેળવવાની ચિંતા અને ત્રીજું રોજને રોજ માઇલોના માઇલો ફરવાથી શરીરને લાગતો થાક, એવી ત્રેવડી ઉપાધિથી પ્રેમચંદજીનું શરીર ઘસાવા લાગ્યું પણ એક દિવસ તેમનો એ પુરુષાર્થ ફળ્યો અને તેમને નોકરી તો નહિ પણ એક ટયુશન મળી ગયું.

એ વખતે જીવવાનું ધોરણ આજના જેવું ખર્ચાળ નહોતું. પાંચ કે સાત રૂપિયામાં પણ એક કુટુંબ નભી શકતું હતું. પ્રેમચંદજીને આ ટયુશન મળ્યું તેથી તેમનામાં ભારે હિંમત પ્રકટી, કુટુંબના ભરણ પોષણની થોડી ઘણી પણ ચિંતા દૂર થઇ અને આટલા નજીવા ટેકાથી પણ તેમનામાં ઉત્સાહ પ્રકટયો અને તેમણે હવે નોકરી કરવાને બદલે અભ્યાસ કરવાનો વિચાર કર્યો. કાશી જઈ તેઓ શાળાના હેડમાસ્તરને મળ્યા. ભલા હેડમાસ્તરે પ્રેમચંદજીની નિશાળની ફી માફ કરી અને ભારે ખંત અને મહેનત લઇ તેઓએ મેટ્રીક પસાર કરી.

[ ૩ ]

મેટ્રીક પસાર કર્યા પછી શ્રી પ્રેમચંદજીનો વિચાર કોલેજમાં

જોડાવાનો હતો પણ તેને માટે સંજોગો ક્યાં અનુકૂળ હતા? કૉલેજની ફી તો એટલી બધી ભારે હતી કે ગરીબ તો શું પણ સામાન્ય સારી સ્થિતિના વિદ્યાર્થીને પણ પોસાય એવી ન હતી. માફી મળવાની તો કોઇ આશા જ ન હતી. પણ સારે નસીબે એ જ વખતે કાશીમાં 'હિંદુ કૉલેજ' નામની એક નવી કૉલેજની શરૂઆત થઈ. પ્રેમચંદજીની તૂટેલી આશા ફરી સંધાઇ અને તેમણે કૉલેજમાં દાખલ થવા માટે કોશિશ કરવા માંડી.

કૉલેજના પ્રિન્સીપાલ હતા મી. રીચર્ડસન. પ્રેમચંદજીએ સાંભળ્યું હતું કે તેઓ ઘણા ભલા અને સારા માણસ છે. શ્રી પ્રેમચંદજી તેમને ફીની માફી માટે વિનંતિ કરવા તેમને બંગલે ગયા. તેમણે તદ્દન દેશી પોષાક–કુરતુ અને ધોતી–પહેર્યાં હતાં. એટલા તો તેઓ સાદા હતા. પણ પ્રેમચંદજીને તેમણે કૉલેજની કોઇવાત ઘેર નહિ સાંભળવાના પોતાના નિયમની જાણ કરી દીધી અને પ્રેમચંદજી ભગ્નાશ થઇ ત્યાંથી પાછા ફર્યા.

પણ પ્રેમચંદજીને તો આગળ અભ્યાસ કરવો જ હતો તેમણે મન મજબૂત કર્યું. અને બીજે દિવસે પ્રિન્સીપાલને કૉલેજમાં મળ્યા પણ તેમને માફી મળી શકી નહિ. એ કૉલેજ ખાનગી સંસ્થા હતી અને જો તેઓ શહેરના કોઈ પ્રતિષ્ઠિત માણુસની લાગવગ પહોંચાડે તો માફી મળી શકે તેમ હતું. એમ પ્રેમચંદજીને જણાયું પણ ગામડાનો એક અજાણ યુવક શહેરમાં કોને ઓળખતો હોય કે જેની પાસે એ જઈને પોતાને માફી અપાવવા માટે એ કહી શકે?

તેઓ માફી માટેની ભલામણ કરી શકે એવી લાગવગ મેળવવા દિવસો સુધી કલાકોના કલાકો કાશીમાં ફર્યા પણ તેમને અનાદર અને તિરસ્કાર સિવાય કંઇજ મળ્યું નહિ. આથી

પ્રેમચંદજી ખૂબ નિરાશ થઇ ગયા. તેઓ ખૂબ અકળાયા અને શું કરવું તેની તેમને સૂઝ પડી નહિ. અને તેથી તેઓ છેવટે એક દિવસે હિંદુ કૉલેજની વ્યવસ્થાપક કમિટિના એક સભ્ય ઠાકુર ઇંદ્રનારાયણસિંહને ઘેર ગયા અને તેમના ચરણમાં માથુ નમાવી બેટો બાપ પાસે રડે એમ રડી ઊઠયા. ઠાકુર ઇંદ્રનારાયણસિંહે પ્રેમચંદજીને પોતાની પાસે બેસાડયા, આશ્વાસન આપ્યું. અને તેમની બધી વાત સાંભળી, ને તેમની ઇચ્છા પ્રમાણેની ભલામણ ચિઠ્ઠી લખી આપી.

શ્રી પ્રેમચંદજીના હાથમાં જ્યારે આ ભલામણ ચિઠ્ઠી મૂકવામાં આવી ત્યારે તેઓને એટલો બધો હર્ષ થયો અને એ હર્ષ તેમણે એટલી મુક્ત રીતે વ્યક્ત કર્યો કે ઠાકુર ઇંદ્રનારાયણસિંહને શંકા થઇ કે પ્રેમચંદજી ગાંડા થઈ ગયા છે કે શું? ઘણીવાર પછી જ્યારે એ હર્ષના આવેગને રોકી શકયા; અને તેઓ ઠાકુરનો આભાર માની ત્યાંથી વિદાય થયા.

બપોરના સખ્ત તાપમાં બળતા પગે ચાલીને ઘેર પહોંચ્યા પછી પ્રેમચંદજીને સખ્ત તાવ ચઢી આવ્યો કે જે બીમારીમાંથી તેમને એક મહિને આરામ થયો. કોઇ ઉંટવૈદે ચીંધેલો મીઠાનો કાઢો પી પીને તેમનો દમ નીકળી ગયો હતો. એક દિવસ આવી નંખાયલી હાલતમાં પ્રેમચંદજી તેમના ઘરની ખડકીના ઊંમરા ઉપર બેઠા હતા, તેવા ત્યાંથી તેની ધૂળી નિશાળના મહેતાજી નીકળ્યા અને તેમની તબિયતની પૂછપરછ કરી. પોતાના શિષ્ય પ્રેમચંદજીની આવી દશા જોઇ મહેતાજીને દયા આવી. તેઓ તુરત જ ખેતરમાં દોડી ગયા અને ઝાડના મૂળિયાં જેવું કંઇક લઇ આવ્યા. એ મૂળિયાંને તેમણે સાતવાર પાણીથી ધોયું અને પછી જાતે તેને વાટીને તેનો રસ કાઢી તેમણે પ્રેમચંદજીને પાઇ દીધો. આ રસાયણે રોગ ઉપર એવી જાદુઇ અસર કરી કે પ્રેમચંદજી સાજા થઇ ગયા.

[ ૪ ]

બરાબર એક માસ પછી પ્રેમચંદજી ભલામણ ચિઠ્ઠી લઇને પ્રિન્સીપાલ મી. રીચર્ડસન પાસે ગયા. ચિઠ્ઠીમાંની તારીખ વાંચી પ્રિન્સીપાલે પ્રેમચંદજી સામે જોયું અને આટલા દિવસ ક્યાં હતા તે પૂછ્યું; પ્રેમચંદજીએ બીમાર હોવાનું જણાવ્યું. પ્રિન્સીપાલને જવાબથી સંતોષ થયો અને તેમણે કૉલેજમાં દાખલ થવા માટેનું પ્રવેશ પત્ર ભરી આવવાને પ્રેમચંદજીને જણાવ્યું.

પ્રેમચંદજીએ માન્યું કે કાર્ય સફળ થયું. તેઓ પ્રવેશપત્ર ભરી પ્રિન્સીપાલ પાસે ગયા. પ્રિન્સીપાલે તે નીચે એવો શેરો માર્યો કે: 'ઇસકી યોગ્યતાકી જાંચ કી જાય.'

સાહેબે મારેલો શેરો વાંચીને પ્રેમચંદજી ચોંકી ઊઠ્યા. તેમની સમક્ષ વળી એક નવી સમસ્યા ઉપસ્થિત થઈ. જો તેમની રીતસર પરીક્ષા લેવામાં આવે તો તેઓ અંગ્રેજી સિવાય કોઇ વિષયમાં સંતોષકારક માલૂમ પડે નહિ. ગણિત, બીજગણિત અને રેખાગણિતથી તો તેઓ તોબા પોકારી ગયા હતા. મેટ્રીકની પરીક્ષા વખતે તેમણે જે કંઇ થોડું ઘણું તૈયાર કર્યું હતું તે પણ તેઓ બે માસનો વખત વીત્યો હોવાને કારણે ભૂલી ગયા હતા. પણ બીજો ઉપાય શો હતો ? તેઓના ભાગ્ય ઉપર ભરૂસો રાખી પ્રવેશપત્ર હાથમાં લઇ વર્ગમાં ગયા અને વર્ગના પ્રોફેસરને પ્રવેશપત્ર દેખાડ્યું. પ્રોફેસર બંગાળી હતા. તેઓ અંગ્રેજી શિખવાડી રહ્યા હતા. તેમણે પ્રેમજીચંદને વર્ગમાં બેસવાનું કહ્યું. પ્રેમચંદજી છેલ્લી પાટલી ઉપર જઇને બેઠા. વર્ગ પૂરો થયા બાદ પ્રોફેસરે ચાલુ વિષય ઉપર પ્રેમચંદજીને બેચાર સવાલો પૂછ્યા અને તેના જવાબો આપ્યા. પ્રોફેસરે પ્રવેશપત્ર પર 'સંતોષજનક' એવું લખ્યું.

બીજો કલાક એ ગણિતનો કલાક હતો. તેના પ્રોફેસર પણ બંગાળી હતા. પ્રેમચંદજીએ તેમને પોતાનું પ્રવેશપત્ર દેખાડયું. એ પ્રોફેસરે પ્રેમચંદજીની ગણિતની પરીક્ષા લીધી અને તેમાં તેઓ નાપાસ થયા. પ્રોફેસરે પ્રવેશપત્ર પર લખ્યું 'અસંતોષજનક'. આ વાંચીને પ્રેમચંદજી એટલા હતાશ થઇ ગયા કે તેઓ પ્રિન્સીપાલ પાસે જવાને બદલે સીધા ઘેર ગયા. ગણિતમાં પાસ થવું એ તેમને માટે ગૌરીશંકરના શિખર સુધી પહોંચવા જેટલી અઘરી વાત હતી. આ પછી પ્રેમચંદજીએ બાર વર્ષ પછી જ્યારે યુનિવર્સિટીએ ગણિતને બદલે બીજો કોઇ વિષય લઇ શકવાનું ઠરાવ્યું ત્યારે તેમણે ઘેર અભ્યાસ કરી બી. એ.ની પરીક્ષા પસાર કરી.

[ ૫ ]

પ્રેમચંદજી ઘેર તો ગયા પણ ઘેર રહીને એ કરે શું? આગળ અભ્યાસ કરવાની તો તેમને ખૂબ જિજ્ઞાસા હતી. તેમણે ગણિતના વિષયમાં તૈયાર થવાનું નક્કી કર્યું. અને તેઓ કાશી ગયા. ત્યાં તેમને પોતાની સાથે મેટ્રીકના વર્ગમાં ભણતા એક વિદ્યાર્થીનો ભેટો થઇ ગયો. તેના દ્વારા તેમને તેના કાકા કે જેઓ વકીલ હતા તેના દીકરાને ભણાવવાનું કામ મળ્યું. વકીલ સાહેબે પ્રેમચંદજીને પાંચ રૂપિયા આપવાનું ઠરાવ્યું હતું; તથા પ્રેમચંદજીને રહેવા માટે એક ઓરડી પણ કાઢી આપી હતી. પ્રેમચંદજી બજારમાંથી પાથરવા માટે એક કોથળો તથા એક જૂની બત્તી લઈ આવ્યા. અને રહેવાનું શરૂ કરી દીધું. હવે તેમને દરરોજ ઘેર જવું પડતું નહિ. પોતાને મળતા પાંચ રૂપિયામાંથી બે રૂપિયાનું ખર્ચ પોતે કરતા અને ત્રણ રૂપિયા ઘેર મોકલતા. આ દિવસોમાં તેઓ મોટે ભાગે ખીચડી ખાતા હતા. શાકપાન તો કદી કરતા જ નહિ ખીચડીનું ખર્ચ બચાવવા તેઓ ઘણી વખત સાંજે ચણામમરાથી પણ ચલાવી લેતા હતા.

પણ પ્રેમચંદજી કે જેઓ ગણિતની તૈયારી કરવાને માટે અહીં રહ્યા હતા તેને બદલે તેઓ પોતાનો બધો વખત લાયબ્રેરીમાં પુસ્તકો વાંચવામાં કાઢવા લાગ્યા. પુસ્તકોમાં તેઓ મોટે ભાગે નવલકથાઓ વાંચતા. આ દિવસોમાં તેમણે બંકીમબાબુના તમામ ઉર્દુ અનુવાદો વાંચ્યા હતા તથા પંડિત રતનનાથનું 'ફીસાના આઝાદ' પણ વાચ્યું હતું.

આ રીતે પાંચ મહિના વીત્યા પણ પ્રેમચંદજીનું મન સ્થિર નહોતું થયું. તેમને પોતાને અભ્યાસ કરવાની ઇચ્છા હતી પણ ગણિત તેમાં આડે આવતું હતું, અને ગણિતની તૈયારી તેઓ કોઇ રીતે કરી શકે તેમ હતું નહિ. બીજો માર્ગ તેમને માટે નોકરીનો હતો. પણ નોકરી કયાં મળે અને કેવી રીતે મેળવી શકાય તેની તેમને ખબર પણ ન હતી.

એક ઉનાળાનો એ દિવસ હતો. પ્રેમચંદજી પાસે એક પાઈ પણ નહતી. છેલ્લા બે દિવસ તો તેમણે કાચા ચણા પલાળી ખાઇને વિતાવ્યા હતા. ખીચડી થઇ રહી હતી. લાકડા પણ વપરાઇ ચૂકયા હતા. પગારનો મહિનો પૂરો થવાને હજુ આઠ દિવસની વાર હતી. તેઓ એટલા શરમાળ હતા કે કોઇની પાસે તેઓ એક પૈસો પણ માગી શકે કે પોતાની સ્થિતિથી કોઈને વાકેફ કરી શકે તેમ હતું નહિ.

આવી સ્થિતિમાં પ્રેમચંદજીએ ઓરડીમાં ચારે તરફ નજર ફેરવી અને તેમની દૃષ્ટિ ધૂળ ચડેલા બીજગણિત ઉપર પડી કે જેનો અભ્યાસ કરવાને તેઓ તેને ઘેરથી સાથે લાવ્યા હતા. તેઓ તુરત જ બેઠા થયા અને બીજગણિત હાથમાં લીધું. તેના ઉપરથી તેમણે ધૂળ ખંખેરી અને તેને બગલમાં મારી બુકસેલરને ત્યાં વેચવા માટે ગયા. પુસ્તકની કિંમત બે રૂપિયા હતી પણ તેનો તેમને એક રૂપિયો ઉપજ્યો. પ્રેમચંજી રૂપિયો હાથમાં લઇને જેવા દુકાનના પગથિયા ઉતરતા હતા તે વખતે દુકાન ઉપર

બઠેલા એક મોટી મૂછોવાળા વૃદ્ધ અને સૌમ્ય પુરુષે તેમને પૂછયું: 'અહીં કયાં ભણો છો ?'

'આજ સુધી ભણતો હતો. આજે જ ભણવાનું પૂરું કર્યું.' પ્રેમચંદજીએ કંઇક દુ:ખથી તો કંઇ મજાકથી જવાબ આપ્યો.

'મેટ્રીક પસાર કરી છે ?' વૃદ્ધ પુરુષે પૂછ્યું.

'જી હા.' પ્રેમચંદજીએ પાછા વળી ઉત્તર આપ્યો.

'નોકરી કરવાની ઇચ્છા તો નહિ હોય......'

'નોકરી કરવી છે પણ મળે છે કયાં ?' પ્રેમચંદજીએ વચ્ચે જ કહ્યું.

એ સજ્જન એક ખાનગી નિશાળના હેડમાસ્તર હતા. તેમને એક મદદનીશ શિક્ષકની જરૂર હતી. તેમણે પ્રેમચંદજીને અઢાર રૂપિયાના પગારથી રોકી લીધા. આ અનુકૂળ અકસ્માતથી પ્રેમચંદજીને ખૂબ આનંદ થયો અને તેઓ શિક્ષક બન્યા. આ સાલ તે સને ૧૮૯૯ની સાલ હતી. આ રીતે ખાનગી નિશાળના શિક્ષક તરીકે પ્રેમચંદજીએ આઠેક વર્ષ કામ કર્યું. જ્યારે યુનિવર્સિટીએ ગણિતને બદલે બીજો વિષય લેવાનું ઠરાવ્યું, અને તેઓ બી. એ. થયા ત્યારબાદ તેમને સરકારી કેળવણી ખાતામાં નોકરી મળી અને તેમાં તેઓ નિશાળો તપાસનાર ડેપ્યુટી ઇન્સ્પેકટરના હોદ્દા સુધી પહોચ્યા. આ નોકરી તેમણે સને ૧૯૨૧ની અસહકારની ચળવળ વખતે છોડી. અને ત્યાર પછી તેમની આખી જિંદગી 'માધુરી' 'સરસ્વતી' અને 'હંસ' માસિકના સંપાદક તરીકે કાર્ય કર્યું અને હિંદી સાહિત્યની મહાન સેવા કરી.

[ ૬ ]

શ્રી પ્રેમચંદજીએ લખવાની શરૂઆત સને ૧૯૦૧ની સાલથી કરી હતી. શરૂઆતમાં તેઓ માત્ર નવલકથાઓ જ લખતા હતા. તેમની પહેલી નવલ સને ૧૯૦૨માં અને બીજી નવલ સને ૧૯૦૪

માં પ્રગટ થઇ હતી. ટૂંકી વાર્તાઓ લખવાની શરૂઆત તેમણે ૧૯૦૭ માં કરી હતી. તેમની પહેલી વાર્તા તેમણે 'સંસારકા અણુમોલ રત્ન' લખી હતી જે એ વખતે પ્રગટ થતા 'જમાના' માસિકમાં છપાઇ હતી. આ પછી તેમણે સ્વદેશ પ્રેમથી ભરપૂર એવી પાંચ વાર્તાઓ લખી અને એ પાંચે વાર્તાઓનો 'સોજે વતન' નામનો સંગ્રહ ૧૯૦૭ માં 'નવાબરાય'ને નામે પ્રગટ કર્યો. આ વાર્તાઓમાં સરકારને રાજદ્રોહ દેખાયો અને પોલીસ ખાતાને તેના લેખકની તપાસ કરવાનું કામ સોંપવામાં આવ્યું. પરિણામે શ્રી પ્રેમચંદજી જયારે નિશાળની તપાસણીને અંગે એક ગામથી બીજે ગામ ફરતા હતા ત્યારે તેમને તેમના સાહેબનું તાકીદનું તેડું મળ્યું અને તેમને કદી લેખનકાર્ય નહિ કરવાનું ફરમાવવામાં આવ્યું 'સોજે વતન'ની બાકીની નકલો પણ શ્રી પ્રેમચંદજી પાસેથી લઇ લેવામાં આવી હતી.

પણ પોલીસ ખાતાને આથી સંતોષ નહોતો થયો. પોલીસ ખાતુ તો આ ગુના માટે પ્રેમચંદજી ઉપર 'રાજદ્રોહ'નો આરોપ લગાડી તેનો કેસ ચલાવવા માંગતી હતી પણ આ સામે પ્રેમચંદજીના ઉપરી અધિકારીએ સખ્તવલણ અખત્યાર કરી હતી. જ્યારે તેમને કલેકટર તરફથી એમ પૂછવામાં આવ્યું કે શું તમે આવા સખ્ત રાજદ્રોહી વિચારો ધરાવતા શખ્સ ઉપર એવો વિશ્વાસ મેલી શકો છો કે ફરી કદી લખશે નહિ. ત્યારે પ્રેમચંદજીના ઉપરીએ કલેકટરને તેવી ખાત્રી આપી હતી અને કહ્યું હતું કે માત્ર પોતાના શોખને માટે તેણે તે વાર્તાઓ લખી હતી અને મુકર્દમો અદાલતમાં જતાં અટકી ગયો.

[ ૭ ]

શ્રી પ્રેમચંદજીએ [૧] કર્મભૂમિ [૨] પ્રતિજ્ઞા [૩] ગબન [૪] કાયાકલ્પ [૫] રંગભૂમિ [૬] સેવાસદન [૭] નિર્મળા [૮] ગોદાન [૯] આઝાદ કથા [૧૦] પ્રેરણા [૧૧] ગલ્પરત્ન

[૧૨] પ્રેમતિર્થ [૧૩] પ્રેમ દ્વાદશી [૧૪] પ્રેમકી વેદી આટલાં પુસ્તકો લખ્યાં છે જેમાં નવ નવલકથાઓ, ચાર ટૂંકી વાર્તાઓ અને એક નાટકનો સમાવેશ થાય છે. આ ઉપરાંત શ્રી પ્રેમચંદજીએ 'માધુરી' 'સરસ્વતી' અને 'હંસ' માસિકના સંપાદક સ્થાનેથી હિંદી સાહિત્યની અને હિંદી ભાષાની ઘણી સારી સેવા કરી છે.

શ્રી પ્રેમચંદજીની નવલકથાઓ અને વાર્તાઓમાંથી એક માત્ર પૂકાર ઊઠતો હોય છે અને તે પૂકાર તે 'માનવતા'નો પૂકાર હોય છે. શ્રી પ્રેમચંદજીએ પોતાની જિંદગી—ખાસ કરીને શરૂઆતની જિંદગી તો અનેક સંકટોમાંથી પસાર કરેલી હોય છે અને તેથી તેમની નવલોમાં અને વાર્તામાં દુ:ખી અને ગરીબો પ્રત્યેની હમદર્દી જ્યાં ત્યાં ઠલવેલી જોવામાં આવે છે. શ્રી પ્રેમચંદજી તો ગમે તેવા પાપી માણુસ પ્રત્યે માનવતા બતાવવાનું અને તેને માનની નજરે જ જોવાનું કહે છે. એટલે 'માનવતા' એ પ્રેમચંદજીનો જીવનમંત્ર હોય તેમ લાગે છે અને માનવ-જાતની સેવા તેમણે સાહિત્ય દ્વારા કરેલી માલૂમ પડે છે. અને બીજું તેમના સાહિત્યમાં સિદ્ધાંત ખાતર ફના થવાનું શહૂર જોવામાં આવે છે.

શ્રી પ્રેમચંદજીની ભાષા સમૃદ્ધિ પણ અજબ હતી. તેમની શૈલી પણ સચોટ અને સુંદર હતી. તેઓને જે કહેવું હોય તે ઓછામાં ઓછા શબ્દોમાં કહી શકતા અને તેવી જ રીતે તેઓ વાંચકના મર્મસ્થાને પણ સ્પર્શ કરી શકતા. ટૂંકામાં તેમના વાકયોમાં કંઇને કંઈ અર્થગાંભીર્ય સમાયલું તો હોય જ અને તેથી જ તેમના પુસ્તકો આટલા લોકપ્રિય થઈ શકયા અને તેઓ પ્રસિદ્ધિ મેળવી શકયા. માત્ર એટલું જ નહિ પણ તેમના મૃત્યુ પછી પણ હિંદી સાહિત્યમાં હજુ તેમનું સ્થાન કોઇ લઇ શકયું નથી અને તેમની ખોટ હિંદી સાહિત્યને દેખાયા જ કરે છે.

શ્રી પ્રેમચંદજીએ તેમની નવલોમાં સ્ત્રીઓ માટે અપૂર્વ સન્માન બતાવ્યું છે. એ સ્ત્રી પછી ગૃહિણી હોય, ગણિકા હોય કે વેશ્યા હોય પણ પ્રેમચંદજીએ તો તેને સુંદર જ ચીતરી છે અને તેમાં સુંદરતા જોતાં આપણને શીખવ્યું છે. શ્રી પ્રેમચંદજીએ તેમની નવલકથાના પતિતમાં પતિત પાત્રોને પણ સુધારીને ઉન્નતિની ટોચ સુધી લઈ ગયેલાં દેખાય છે; તેમાં તેમની પતિતો પ્રત્યે હમદર્દી જ ભરેલી હોય છે અને તેવી હમદર્દી તેઓ આપણામાં પણ ચોકસ રીતે પ્રગટ કરે જ છે. આ શ્રી પ્રેમચંદજીની કલમની સફળતા છે, વિજય છે એટલુંજ નહિ પણ વિજયની પરાકાષ્ટા છે. અને તેથી શ્રી પ્રેમચંદજી હિંદી સાહિત્યના હિંદી નવલના અને હિંદગલ્પના શિરોમણી છે.

શ્રી પ્રેમચંદજીએ ‘સંપાદક મોટારામ શાસ્ત્રી’ નામની લખેલી એક વાર્તા તેમણે તેમના ‘હંસ’ માસિકમાં પ્રગટ કરેલી એ વાર્તા વાંચીને લખનૌના એક પંડિતને એમ થઇ ગયું કે એ વાર્તા તેના જીવનના પ્રસંગોને સ્પર્શ કરતી છે અને તેમાં તેની બદનક્ષી કરવામાં આવી છે. પંડિતે અદાલતમાં શ્રી પ્રેમચંદજી સામે કેસ કર્યો. શ્રી પ્રેમચંદજી બહાદુરીપૂર્વક એ કેસ લડયા અને એમાં જીત મેળવી.

શ્રી પ્રેમચંદજીની લખેલી ‘સેવાસદન’ નામની નવલકથા સૌથી પ્રથમ રૂપેરી પડદા ઉપર ચમકી. ત્યારપછી તેમણે ‘મિલ મજદૂર’ નામની એક ફિલ્મવાર્તા તૈયાર કરેલી અને જેની ફિલ્મ ઉતારવામાં આવેલી પણ એ વખતે સેન્સર બોર્ડે એ ફિલ્મ બનાવવા સામે પ્રતિબંધ મૂકેલો. એ પ્રતિબંધ કૉંગ્રેસ સરકારના રાજ્ય અમલમાં ઉઠાવી લેવામાં આવ્યો છે અને ફિલ્મને તેના મૂળ સ્વરૂપમાં બતાવવામાં આવે છે.

પોતે હિંદી ભાષાની વધુ સેવા કરી શકે એટલા માટે શ્રી પ્રેમચંદજી ફિલ્મ લાઇનમાં પડયા હતા પણ ત્યાંથી તેઓ ભગ્નાશ

થઇને પાછા ફર્યા અને કહ્યું હતું કે કૃપા કરી સાહિત્યની સેવા કરવા ચ્હાતા કોઇ માણસે ફિલ્મની લાઇનમાં જોડાવું નહિ,

શ્રી પ્રેમચંદજીના પત્નીનું નામ શિવરાનીદેવી. શ્રીમતી શિવરાની દેવીની અસર શ્રી પ્રેમચંદજી ઉપર થઇ કે શ્રી પ્રેમચંદજીની અસર શિવરાની દેવી ઉપર થઇ એ કહેવું કઠિન છે. કારણ કે શિવરાની દેવી પણ હિંદી સાહિત્યના એક સુપ્રસિદ્ધ લેખિકા છે. તેમનાં લખેલાં 'નારી હૃદય' અને 'કૌમુદી' નામના બે વાર્તા સંગ્રહો પણ પ્રગટ થયા છે. અને તેમાં તેમનો દરિદ્ર અને દુ:ખીઓ પ્રત્યેનો પ્રેમ તરી આવે છે. તેઓ શરીરે દૂબળા અને પાતળા છે પણ તેઓ ઘણાં દૃઢ મનનાં છે. તેમનો સ્વભાવ ઘણો સ્નેહાળ અને નિયમસર અને ક્ષમાશીલ છે. તેમણે ઘણું સહન કર્યું છે અને હજુ પણ સહન કરે છે. શ્રી પ્રેમચંદજીને લાગુ પડેલો મરડાનો રોગ કે જે નવ વર્ષ સુધી રહ્યો હતો; એ વખતે તેમણે તેમની સારી સેવા કરી હતી. તેઓ આખી જિંદગી શ્રી પ્રેમચંદજીને હસ્તે મુખે અનુસર્યા છે અને પ્રેમચંદજીને તેમણે તેમને માર્ગે જવા દીધા છે.

શ્રી પ્રેમચંદજીને જિંદગીના છેલ્લા વર્ષોમાં જળોદરનો વ્યાધિ લાગુ પડ્યો. લાંબા વખતની માંદગીને અંગે લગભગ તમામ નાણું ખરચાઈ ગયું હતું અને તેમની પાસે વિશેષ સારવાર માટે પૈસા રહ્યા નહતા. હિંદી સાહિત્યના એ ઉપન્યાસ સમ્રાટનું બિરદ પામેલા શ્રી પ્રેમચંદજીની ચિંતા તેમના નાના બાળકો વિષેની હતી; એ જ્યારે જાણવાનું મળે છે ત્યારે માથું શરમથી નીચું નમી જાય છે. અને એવો વિચાર ઊઠે છે કે એક સામાન્ય રાજકિય આગેવાનને જ્વર લાગુ પડતા તેની તબિયતના બુલેટીનો બહાર પડે છે અને તેના જીવતાં આરસનાં બાવલાં ઊભાં કરવામાં આવે છે જ્યારે હિંદી ભાષાના ઉપન્યાસ સમ્રાટની માંદગીના ખબર દરરોજ તો શું પણ સપ્તાહમાં એક

વખત પણ બહાર નહોતા પડયા અને તેનું બાવલું તો શું પણ તેનું એકાદ તૈલચિત્ર પણ હજુ સુધી કોઇ સંસ્થાએ ખુલ્લું નથી મૂકયું,

શ્રી પ્રેમચંદજી એક જોદ્ધા જેવા હતા. તેઓ આખું જીવન મુશ્કેલિઓ સામે લડયા. પણ જયારે તેઓ માંદા પડયા ત્યારે તેઓ હિંમત હારી ગયા હતા. અને ઘાયલ થયા પછી દરેક યોદ્ધાનું એમ જ થાય છે. પણ તલવારનો ઘા અને બાળકોની ચિંતાનો ઘા એ બે ઘામાં બહુ તફાવત હોય છે. શ્રી પ્રેમચંદજીને એક તો મંદવાડનો અને બીજો ઘરની ચિંતાનો એમ બે ઘા લાગ્યા હતા અને એ ચિંતામાં ને ચિંતામાં તેમણે પોતાનો દેહ છોડયો.

જ્યારે તેઓ કીર્તિની ટોચે પહોંચેલા હતા અને ત્યારે જેઓ તેમને તેમનો જીવન પરિચય આપવા વિનંતિ કરતા ત્યારે તેઓ કહેતા કે મારું જીવન તો સપાટ મેદાન જેવું છે, તેમાં કયાંય પર્વતો, જંગલો, કે નદી સરોવરો નથી. કદાચ નાની મોટી ભેખડો હશે. અને તેમાં કાંઈ કોઇને થોડી મઝા પડે ? એમ કહી તેઓ આખી વાતને જ ઉડાવી દેતા.

પણ એક સામાન્ય ગરીબ માતા પિતાના પુત્ર તરીકે ઉછરી, ગામડાની ધૂળી નિશાળમાં અભ્યાસ કરી, ગરીબાઈમાં જિંદગીની શરૂઆત કરનાર અને ગરીબાઈમાં જ જિંદગીનો અંત આણનાર શ્રી પ્રેમચંદજી હિંદી ભાષાના નવલકથા સમ્રાટ થઇ ગયા અને માનવજાતની મહાન સેવા કરી ગયા. એ સાવ સાચી વાત છે અને એમ થવામાં એમના જીવનમાં અનેક ઉપયોગી સદ્‌ગુણો ભર્યા હશે એ એટલું જ જણાયું છે અને એટલા માટે તેમના જીવનનું અને કવનનું મનન કરવું એ અત્યંત જરૂરનું છે.

C/o પદ્મિની કાર્યાલય
અમદાવાદ.

'હૃદયકાન્ત'

# નિર્મળા

[ એક સામાજિક નવલ ]

## પ્રકરણ ૧ લું

બાબુ ઉદયભાનુલાલનું કુટુંબ ઘણું મોટું હતું. મામાનો દીકરો ભાઈ અને ફોઇનો દીકરો ભાઇ, ભાણેજો અને ભત્રિજા, એવા એવા ઘણાયે હતા, પરંતુ અહીં આપણે તેમાંથી કોઇની સાથે પ્રયોજન નથી. તેઓ પોતે નામાંકિત વકીલ હતા, અને લક્ષ્મીદેવીની એમના પર સારી પ્રસન્નતા હતી. આના પરિણામે કુટુંબનાં દરિદ્ર પ્રાણીઓને આશ્રય આપવો એ એમનું કર્તવ્ય થઈ પડયું હતું. આપણો સંબંધ તો એમની બે પુત્રીઓ સાથે છે. એમની મોટી પુત્રીનું નામ નિર્મળા અને નાનીનું નામ કૃષ્ણા હતું. હજી ગઈ કાલ સુધી બન્ને બહેનો સાથે જ કુકા અને ઢીંગલીની રમતો રમતી. સાથેજ ખેલતી–કૂદતી અને મોજ માણતી હતી.

નિર્મળાને પંદરમું વર્ષ જતું હતું અને કૃષ્ણાને દસમું, તો પણ બન્નેના સ્વભાવમાં કશું અંતર ન હતું. બન્ને ચંચળ, રમતિયાળ અને હરવાફરવાની શોખીન હતી. બન્ને ધામધૂમથી ઢીંગલીઓનાં લગ્ન કરતી, અને સદા કામથી નાસતી ફરતી.

મા બૂમો પાડયા જ કરતી, પરંતુ બન્ને પોતાના ઓરડામાં ભરાઇ રહેતી. બન્ને બહેનો પોતાના ભાઈઓ સાથે લડતી, નોકરોને દબડાવતી, અને વાજાંનો અવાજ સાંભળતાં જ દોડતી બારણે આવી ઊભી રહેતી. પરંતુ આજે એકાએક એક એવી વાત બની ગઇ હતી કે જેણે મોટીને મોટી અને નાનીને નાની બનાવી દીધી હતી. કૃષ્ણા તો હતી તેની તે જ છે, પરંતુ નિર્મળા ગંભીર, એકાંતપ્રિય અને લજ્જાશીલ બની ગઈ છે. આજે મહિનાઓ થયાં બાબુ ઉદયભાનુલાલ નિર્મળાનાં લગ્ન કરવા માટે ચારે બાજુ પ્રયત્નોમાં લાગેલા હતા, અને તેમાં આજે એક ઠેકાણે તેમની મહેનત સફળ નીવડી હતી. બાબુ ભાલચંદ્ર સિંહાના જ્યેષ્ઠ પુત્ર ભુવનમોહન સાથે એમણે વાત નક્કી કરી નાખી હતી. વરના પિતાએ કહ્યું હતું કે આપની ઇચ્છામાં આવે તો પહેરામણી આપજો, નહિતો મને તેની પરવા નથી. હા, જાનમાં જે માણસો આવે એમનું સ્વાગત સરસ રીતે થવું જોઇએ કે જેથી મારી બહાર ક્યાંય હાંસી ન થાય. બાબુ ઉદયભાનુલાલ હતા તો વકીલ, પરંતુ ધનસંચય કરતાં શીખ્યા ન હતા. પહેરામણી એ એમની સમક્ષ એક કઠિન સમસ્યા હતી. તેથી જ્યારે વરના પિતાએ પોતે જ એમ જણાવી દીધું કે મને પહેરામણીની પરવા નથી, ત્યારે તો જાણે એમના માથેથી એક મહાન બોજો ઉતરી ગયો હોય એમ લાગ્યું. એમને તો ડર રહ્યા કરતો હતો કે પહેરામણીની રકમ એકઠી કરવા ન જાણે કોની કોની સમક્ષ હાથ લાંબો કરવો પડશે; એમણે બે ત્રણ શરાફો સાથે વાતચીત તો કરી રાખી હતી. એમનું અનુમાન હતું કે બહુ કાપકૂપ કરવા છતાંય વીસ હજાર તો સહેજે થઇ જશે. તેથી આ આશ્વાસન મળતાં એ આનંદના માર્યા ફૂલ્યા સમાતા ન હતા.

આ વિવાહની વાતે અજ્ઞાન બાલિકાનું મોં ઢાંકી એક

ખૂણામાં બેસાડી દીધી છે. આમ છતાં તેના હૃદયમાં એક વિચિત્ર શંકાએ ઘર કર્યું છે, રોમેરોમ એક અજ્ઞાત ભયનો સંચાર થઇ ગયો છે–કોણ જાણે હવે શુંય થશે? વિવાહની વાતથી એના હૃદયમાં એ ઉમંગ નહોતો કે જે યુવતીઓની આંખોમાં તીરછી નજર, ઓષ્ઠો પર મધુર હાસ્ય અને અંગોમાં આળસ બની પ્રકટ થાય છે. ના, ત્યાં અભિલાષાઓ પણ ન હતી, તેને સ્થાને હતી માત્ર શંકાઓ, ચિંતાઓ અને ભીરુ કલ્પનાઓ! યૌવનનો હજી પૂર્ણ પ્રકાશ નહોતો ફેલાયો. લગ્નની વાત એ નિર્મળાને મન એક મુઝવતો કોયડો હતો.

કૃષ્ણા થોડું થોડું સમજતી હતી, અને થોડું થોડું નહોતી સમજતી. જાણતી હતી એટલું કે મોટી બહેનને સારાં સારાં ઘરેણાં મળશે, આંગણાંમાં વાજાં અને શરણાઇઓ વાગશે, મહેમાનો આવશે, નાચગાન થશે. એ જાણીને એ પ્રસન્ન હતી; ઉપરાંત તે એ પણ જાણતી હતી કે બહેન બધાંને ગળે વળગીને રોશે, અહીંથી રોઇકરીને વિદાય થઇ જશે અને હું એકલી પાછળ રહીશ. એ જાણીને એ દુઃખી હતી પરંતુ એ નહોતી જાણતી કે આ બધું શા માટે થઇ રહ્યું છે. માતાજી અને પિતાજી શાથી બહેનને ઘરમાંથી કાઢી મૂકવા માટે ઉત્સુક બની ગયાં છે? બહેને તો કોઇને કાંઇ કશું કહ્યું નથી, કોઇ સાથે એ લઢી ઝઘડી નથી–શું આજ રીતે એક દહાડો મને પણ ઘરમાંથી કાઢી મૂકશે? હું પણ આ જ પ્રમાણે ખૂણામાં ભરાઇને રોઇશ? અને આમ છતાં કોઇનેય મારા પર દયા નહિ આવે? તેથી તે પણ ભયભીત હતી.

સંધ્યાનો સમય હતો. નિર્મળા અગાશી પર એકલી બેસી આકાશ પ્રતિ તૃષાતુર નેત્રો વડે મીટ માંડી રહી હતી. તેને તો મનમાં એમ થતું હતું કે જો પાંખો હોત તો પોતે ઊડી જાત, અને આ બધી જંજાળમાંથી છૂટકારો પામત.

બહુધા આ સમયે દરરોજ બન્ને બહેનો ફરવા નીકળી પડતી. ગાડી ખાલી ન હોય ત્યારે બગીચામાં જ ફર્યા કરતી. તેથી કૃષ્ણા તેને અત્યારે શોધતી ફરતી હતી. જ્યારે નિર્મળા ક્યાંય ન દેખાઈ, ત્યારે તે અગાશી પર આવી, અને તેને જોતાં જ હસીને બોલીઃ "તું તો અહીં છૂપાઈને બેઠી છું, અને હું તો તને ક્યારનીય શોધ્યા કરું છું. ચાલ ગાડી તૈયાર કરાવીને આવી છું."

નિર્મળાએ ઉદાસીન ભાવે કહ્યું: "તું જા, મારે નથી આવવું."

કૃષ્ણાઃ "જો પાછી ગાંડી થઈ કે મારી ડાહી મોટી બહેન ! આજે તો તારે જરૂર આવવું પડશે. જોતો ખરી, કેવી સરસ ઠંડી પવનની લહેરો આવી રહી છે !"

નિર્મળા: "મારું મન આજે ઠેકાણે નથી. તું એકલી જ જા."

કૃષ્ણાની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. તે કંપતા અવાજે બોલી: "આજે તને થયું છે શું, મોટી બહેન ? આજે તું કેમ આવવાની ના પાડે છે? મારી સાથે પૂરું બોલતી પણ નથી ? આમ જ્યાં ત્યાં છૂપાતી કેમ ફરે છે? એકલાં બેસી બેસીને મારો તો જીવ ગભરાઇ ગયો છે. તું નહિ આવે, તો હું પણ નથી જવાની. હું પણ અહીં તારી સાથે જ બેસી રહીશ."

નિર્મળા: "અને જ્યારે હું ચાલી જઈશ, ત્યારે તું શું કરીશ ? ત્યારે કોની સાથે રમીશ, કોની સાથે ફરવા જઇશ ? કહે જોઇએ ?"

કૃષ્ણા: "હું પણ તારી સાથે આવીશ. મારાથી તો અહીં એકલું નહિ રહેવાય."

નિર્મળાએ સ્મિત કરી કહ્યું: "બા તને મારી સાથે નહિ આવવા દે."

કૃષ્ણા: "તો હું પણ તને નહિ જવા દઉં. તું બાને એમ કેમ નથી કહી દેતી કે હું નહિ જાઉં ?"

નિર્મળા: "અરે ગાંડી! ક્યારની કહી તો રહી છું, પણ કોઇ સાંભળે ત્યારે ને?"

કૃષ્ણા: "તો શું આ ઘર તારું નથી ?"

નિર્મળા: "ના. મારું ઘર હોત તો મને શું કરવા જબરજસ્તીથી કાઢી મૂકવા બધાં તૈયાર થાત ?"

કૃષ્ણા: "તો શું આ પ્રમાણે મને પણ એકાદ દહાડો એ બધાં કાઢી મૂકશે ?"

નિર્મળા: "નહિ તો શું તને ઘાલી મૂકશે? આપણે છોકરીઓ કહેવાઇએ, આપણે ક્યાંય ઘર નથી હોતું."

કૃષ્ણા: "ચંદરને પણ કહાડી મૂકશે ?"

નિર્મળા: "ચંદર તો છોકરો છે. એને કોણ કાઢી મૂકે?"

કૃષ્ણા: "તો છોકરીઓ શું છોકરાઓથી બહુ ખરાબ હોતી હોશે ?"

નિર્મળા: "ખરાબ ન હોય તો કાઢી શું કરવા મૂકે ?"

કૃષ્ણા: "ચંદર તો બહુ બદમાશ છે, છતાં એને કોઇ કાઢી નથી મૂકતું. આપણે તો કશું તોફાન પણ નથી કરતાં."

એવામાં એકાએક ચંદર ધમધમ કરતો ત્યાં અગાશી પર આવી પહોંચ્યો, અને નિર્મળાને જોઇને બોલ્યો. "ઠીક! આપ અહીં બેઠાં છો! ઓહો! હવે તો વાજાં વાગશે. મોટી બહેનનાં લગ્ન થશે, પાલખીમાં બેસશે, ઓહો! ઓહો!!"

ચંદરનું આખું નામ હતું ચંદ્રભાનુ સિંહા. તે નિર્મળા કરતાં ત્રણ વર્ષે નાનો અને કૃષ્ણા કરતાં બે વર્ષે મોટો હતો.

નિર્મળા: " ચંદર, જો તું મને ચિડાવીશ તો હમણાં જ જઈને બાને કહી દઈશ."

ચંદર: " તે એમાં ચિડાય છે શું કરવા ! તું પણ વાજાં સાંભળજે ! ઓહો ! હો ! હવે તો આપનાં લગ્ન થશે ! કેમ કિષની, તું વાજાં સાંભળીશને ! એવાં વાજાં તો તેં કયારેય સાંભળ્યાં નહિ હોય !"

કૃષ્ણા: " શું બેંડ કરતાં પણ વધારે સરસ વાજાં ?"

ચંદ્ર: "હા, હા, બેંડ કરતાં પણ વધુ સરસ વાજાં, હજાર ગણાં સરસ, લાખ ગણાં સરસ; સો ગણાં સરસ. તું શું સમજે ? એક બેંડ સાંભળ્યું એટલે માનતી હોઈશ કે એના કરતાં વધારે સારાં વાજાં જ ન હોય. વાજાં વગાડનારાઓએ લાલ લાલ ડગલા અને કાળી કાળી ટોપીઓ પહેરી હશે. એવા સરસ દેખાતા હોય છે કે તને શી વાત કહું ! દારૂખાનું પણ ફૂટશે, આકાશમાં હવાઈઓ ઊડશે, અને ત્યાંથી લાલ, લીલા, પીળા, વાદળી એવા તારા નીચે ખરશે. એવી તો મજા પડશે !"

કૃષ્ણા: "બીજું શું શું થશે ચંદર, કહે તો ભાઈ!"

ચંદર : "મારી સાથે ફરવા ચાલ, રસ્તામાં તને બધુંય કહી બતાવીશ. એવા એવા તમાશા થશે કે તે જોઇને તું તો દિંગ જ થઇ જઈશ. હવામાં પરીઓ ઊડશે—સાચી પરીઓ !"

કૃષ્ણા: "ઠીક ચાલ. પણ જો બધુંય કહી ન સંભળાવ્યું, તો ફટકારીશ, એ પહેલેથી કહી દઉં છું."

ચંદ્રભાનુ અને કૃષ્ણા ચાલ્યાં ગયાં, પરંતુ નિર્મળા તો ત્યાં જ છતપર એકલી બેસી રહી. કૃષ્ણાના ચાલ્યા જવાથી તેને

એ સમયે ખૂબ ક્ષોભ થયો. કૃષ્ણા, જેને તે પોતાના પ્રાણ કરતાં પણ વધુ ચાહતી હતી, તે આજે આટલી બધી નિષ્ઠુર થઈ ગઈ! મને એકલી મૂકીને ચાલી ગઈ! વાત બહુ મોટી ન હતી, છતાં દુઃખી હૃદય દુઃખતી આંખ જેવું હોય છે કે જેને હવાથી પણ દરદ થઈ આવે છે. નિર્મળા ત્યાં ક્યાંય સુધી રોતી રોતી એકલી બેસી રહી. ભાઈબહેન, માતાપિતા, સર્વે આજ રીતે મને ભૂલી જશે. બધાંની આંખો ફરી જશે! પછી તો કદાચ મારે તેમનાં દર્શન કરવા માટે પણ તલસ્યા કરવું પડે!' એના હૃદયમાં શંકા—આશંકાઓનું તોફાન જાગ્યું.

બાગમાં ફૂલ ખીલ્યાં હતાં. તેમાંથી મધુર સુવાસ આવતી હતી. ચૈત્ર માસનો શીતળ, મંદ સમીર વાઈ રહ્યો હતો.

આકાશમાં તારા પ્રકટ્યા હતા. નિર્મળા પોતાના શોકમય વિચારોમાં ત્યાં જ સૂઈ ગઈ, અને આંખ મળતાં જ તે સ્વપ્ન-પ્રદેશમાં આવીને ઊભી. તેણે જોયું તો સામે જ એક નદી લહેરીઓ લેતી લેતી વહી રહી છે. અને પોતે એ નદીને કિનારે નાવની વાટ જોતી ઊભી છે. સંધ્યાનો સમય છે. અંધકાર કોઈ ભયંકર જંતુની જેમ ફેલાતો જાય છે. તે ઘોર ચિંતામાં પડી છે કે આ નદી કેવી રીતે પાર કરાશે, ઘેર કેવી રીતે પહોંચાશે! રડે છે કે ક્યાંક રાત ન પડી જાય, નહિ તો પોતે એકલી અહીં રાત ક્યાં વિતાવશે! એકાએક તેને એક સુંદર નૌકા કિનારા નજીક આવતી દેખાય છે. તેની ખુશીનો પાર નથી રહેતો, અને જેવી નૌકા કિનારે અડકે છે કે તેમાં બેસવા માટે તે આગળ વધે છે. જેવી તે નાવમાં બેસવા પગ અંદર મૂકે છે કે સુકાની બોલી ઊઠે છેઃ "તારે માટે અહીં જગા નથી." તે નાવિકની ખુશામત કરે છે, તેને પગે પડે છે, રડે છે, પરંતુ નાવિક તો માત્ર એક જ વાક્ય બોલ્યા કરે છેઃ "તારે માટે અહીં જગા નથી." એક ક્ષણમાં

નાવ ત્યાંથી ચાલ્યું જાય છે, તે ચીસો પાડી પાડીને આક્રંદ કરે છે. નદીના આ નિર્જન તટ પર પોતે કેવી રીતે રાત ગાળશે, એનો વિચાર આવતાં તે નદીમાં કૂદી પડી એ નાવને પકડી પાડવા ઈચ્છા કરે છે કે એટલામાં જ ક્યાંકથી અવાજ આવે છે:" ઊભી રહે! ઊભી રહે! નદી ઊંડી છે. ડૂબી જઈશ. એ નાવ તારા માટે નથી. હું આવું છું. મારી નાવમાં બેસી જા. હું તને સામે પાર પહોંચાડી દઈશ." તે ભયભીત બની ચારે તરફ જુએ છે કે આ અવાજ ક્યાંથી આવ્યો? થોડી વાર બાદ એક નાનીશી હોડી આવતી દેખાય છે. તેને ન તો સઢ છે, નથી સુકાન કે નથી ડોલકાડી. એ હોડીના તળિયામાં કાણાં છે, પાટિયાં તૂટેલાં છે, હોડી આખીયમાં પાણી ભરાઇ ગયું છે, અને એક માણસ એ પાણી ઉલેચી રહયો છે. પોતે એને કહે છે: "આ હોડી તો તૂટેલી છે, એમાં બેસીને શી રીતે નદી પાર કરાશે?" હોડીવાળો કહે છે: "તારે માટે આ જ હોડી મોકલાવી છે. આવ, અંદર બેસી જા." તે એક ક્ષણ વિચારમાં પડે છે–આ હોડીમાં બેસું કે ન બેસું. અંતે એ નિશ્ચય પર આવે છે કે બેસી જ જાઉં. અહીં એકાંત નિર્જનમાં પડયા રહેવા કરતાં તો હોડીમાં બેસી જવું એ વધારે સારું છે. કોઇ ભયંકર જંતુના પેટમાં સમાઈ જવા કરતાં તો નદીમાં ડૂબી મરવું એ જ વધારે સારું છે. અને કેમ કહેવાય, હોડી સામે પાર પહોંચાડી દે પણ ખરી; એવા એવા વિચારો કરી હૈયું મુઠ્ઠીમાં લઇ તે હોડીમાં બેસી જાય છે. થોડીવાર તો હોડી ડગમગતી આગળ વધે છે, પરંતુ પ્રતિક્ષણ તેમાં પાણી ભરાતું જ આવે છે. તે પણ હોડીવાળા સાથે બન્ને હાથે પાણી ઉલેચવાના કાર્યમાં સામેલ થાય છે. એટલે સુધી કે તેના હાથ થાકી જાય છે, અને છતાંય પાણી તો હોડીમાં વધતું જ જાય છે. અંતે હોડી વમળ ખાવા લાગે

છે, અને લાગે છે કે આ ડૂબી—આ ડૂબી! તે સમયે તે કોઈ અદૃશ્ય સહાય માટે બન્ને હાથ ફેલાવે છે. હોડી નીચેથી ખસી જાય છે, અને તેના પગ ઊંચા થઈ જાય છે. તેણે જોરથી ચીસ પાડી, અને ચીસ પાડતાં જ તેની આંખો ખૂલી ગઈ. જોયું તો મા સામે ઊભી ઊભી પુત્રીનો ખભો પકડી હલાવતી હતી.

## પ્રકરણ ૨ જું

આખું ઉદયભાનુલાલનું મકાન બજાર બની ગયું હતું. આંગણામાં સોનીની હથોડીઓ, અને ઓરડામાં દરજીની સોયો ચાલી રહી હતી. સામે લીમડાના ઝાડ નીચે સુથાર ખાટલા તયાર કરી રહ્યો હતો. એક ઢાળિયામાં કંદોઈ માટે ભઠ્ઠીઓ ખોદવામાં આવી હતી. મહેમાનો માટે એક સ્વતંત્ર મકાન તૈયાર રાખવામાં આવ્યું હતું. એવો પ્રબંધ થઇ રહ્યો હતો કે દરેક મહેમાનને માટે એક એક ખાટલો, એક એક ખુરસી અને એક એક ટેબલ હોય! દરેક ત્રણ મહેમાનો વચ્ચે એક એક નોકર રાખવાની તજવીજ થઈ રહી હતી. હજી જાનને આવવાની એક મહિનાની વાર હતી. પરંતુ તૈયારીઓ અત્યારથી જ થઇ રહી હતી. જાનમાં આવનારાઓનો એવો તો સરસ સત્કાર કરવો કે કોઇને કશીય ફરિયાદ કરવાની તક ન મળે એવી એમની ઉમેદ હતી. એ લોકો પણ યાદ કરે કે કોકને ત્યાં જાનમાં ગયા હતા. એક આખું મકાન વાસણોથી ભર્યું હતું. ચાહના સેટ હતા, નાસ્તા માટે રકાબીઓ, થાળ, લોટા, પ્યાલા વગેરે હતું.

જે લોકો રોજ ખાટલામાં પડયા પડયા હુક્કો પીધા કરતા, તેઓ આજે ખૂબ તત્પરતાથી કામમાં મચેલા હતા. પોતાની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે આવો સરસ અવસર તેમને પાછો ઘણા દિવસ બાદ મળશે. જ્યાં એક માણસને જવાનું હોય ત્યાં પાંચ માણસો દોડતા. કામ થોડું થતું અને ધાંધલ ઝાઝી. જરા જરાશી વાત પર કલાકો સુધી તર્કવિતર્ક ચાલતા, અને અંતે વકીલસાહેબને આવીને નિર્ણય કરવો પડતો. એક કહેતો કે આ ઘી ખરાબ છે. બીજો કહેતો કે આના કરતાં વધારે સારું ઘી બજારમાંથી લાવી આપો તો મૂછ બોડાવી નાખું. ત્રીજો કહેતો કે આમાંથી તો બદબો આવે છે. ચોથો કહેતો કે તમારું નાક જ સડી ગયું છે. ઘી કોને કહેવાય એ તમે શું જાણો! જ્યારથી અહીં આવ્યા છો, ત્યારથી ઘી મળવા લાગ્યું છે, નહિતો ઘીનાં દર્શન પણ થતાં નહોતાં. આમાંથી તકરાર જાગતી, અને અંતે વકીલસાહેબને આવીને બધાને સમજાવવા પડતા.

રાતના નવ વાગ્યા હતા. ઉદયભાનુલાલ અંદર બેસીને ખરચનો અંદાજ બાંધતા હતા. એ લગભગ રોજ અંદાજ બાંધતા, પરંતુ રોજ એમાં કાંઇક ને કાંઇક પરિવર્તન અને પરિવર્ધન કરવું પડતું. સામે કલ્યાણી મોઢું ચઢાવી ઊભી હતી. બાબુસાહેબે લાંબા સમય બાદ માથું ઊંચું કર્યું, અને બોલ્યા. "દસ હજાર કરતાં ઓછું નહિ થાય, કદાચ થોડું વધી જાય!"

કલ્યાણી: "દસ દહાડામાં પાંચ હજારના દસ હજાર થયા. આ રીતે તો કદાચ એક મહિનામાં તો લાખે આંકડે પહોંચશે."

ઉદયભાનુ: "શું કરું, દુનિયામાં હાંસી થાય એ પણ ઠીક નથી લાગતું. જરા વાંધો આવ્યો તો લોકો તુરત કહેશે કે નામ મોટાં અને દર્શન ખોટાં! તદુપરાંત જ્યારે એ લોકો મારી પાસેથી પહેરામણીની એક પાઇ પણ નથી લેતા, તો

પછી મારું પણ એ કર્તવ્ય છે કે મહેમાનોના આદરસત્કારમાં કશી ખામી ન રહેવી જોઈએ."

કલ્યાણી: "જ્યારથી બ્રહ્માએ સૃષ્ટિ રચી છે, ત્યારથી આજપર્યંત કોઈ પણ જાનવાળાઓને પ્રસન્ન કરી નથી શક્યું. તેમને નિંદા કરવાનો અને દોષ કહાડવાનો કોઈને કોઈ અવસર મળી જ રહે છે. જેને પોતાને ઘેર સૂકા રોટલાના પણ વાંધા હોય છે, તેઓ પણ જાનમાં ડોડુશાના દીકરા બની બેસે છે. તેલમાં તો ખૂશબો જ નથી, સાબુ ટકે શેરનો કોણ જાણે ક્યાંથી ઊંચકી લાવ્યા, નોકર તો કશું કહ્યું જ સાંભળતો નથી, ફાનસમાંથી ધૂમાડા નીકળે છે, ખુરસીઓમાં માંકડ છે, ખાટલાની પાંગતો ઢીલી છે, જાનીવાસાનું મકાન પૂરતી હવા-વાળું નથી, એવી એવી હજારો ફરિયાદો કર્યા જ કરવાના. એમને તમે ક્યાં સુધી રોકી રાખશો? અગર જો આવો કોઈ દોષ નહિ કાઢી શકે તો તેઓ બીજા દોષ શોધી કાઢશે. ભાઈ, આ તેલ તો નાચનારીઓને કામનું છે, અમારે તો સાદું તેલ જોઈએ; જનાબ, આ સાબુ નથી મોકલ્યો, આ તો પોતાની શ્રીમંતાઈ બતાવવાનો માર્ગ છે, જાણે કે અમે સાબુ જોયો જ નથી; આ નોકર નથી, આ તો યમદૂત છે, જ્યારે જુઓ ત્યારે છાતી પર સવાર; ફાનસો એવાં મોકલ્યાં છે કે આંખો બળે છે. જો પાંચ દસ દહાડા આવાં ફાનસ વાપરવાનાં હોય તો આંખો જ ફૂટી જાય; જાનીવાસો નથી, એતો ફૂટબોલનું મેદાન છે કે જ્યાં ચારે તરફથી પવનના ઝપાટા આવ્યા જ કરે છે. હું તો હજી ફરીથી કહું છું કે જાનને ખુશ કરવાનો ખ્યાલ મૂકી જ દેજો."

ઉદયભાનુ: "તો પછી તું મને શું કરવાનું કહે છે?"

કલ્યાણી: "ક્યારની કહી તો રહી છું કે ગાંઠ બાંધો કે

પાંચ હજાર કરતાં મારે એક પાઇ પણ વધુ ખરચવાની નથી. ઘરમાં તો એક પૈસો છે નહિ. કરજ કરીને લગ્ન કરવાનું છે. તો પછી એટલું મોટું કરજ શા માટે કરવું કે જીવનમાં ક્યારેય ભરપાઇ જ ન થઇ શકે. છેવટે મારાં બીજાં બાળકો પણ છે, તેમને માટે પણ કંઇક તો જોઈશે ને!"

ઉદયભાનુ: "તો શું હું આજે જ મરી જવાનો છું?"

કલ્યાણી: "કોણ ક્યારે મરી જશે એ કોઈ નથી કહી શકતું."

ઉદયભાનુ: "તો તું બેઠી બેઠી એવું જ માન્ય કરે છે!"

કલ્યાણી: "આમાં ગુસ્સે થવાની ક્યાં વાત છે! એક દિવસ તો સૌનેય મરવાનું છે. અહીં કોઇ થોડો જ અમરપટો લખાવીને આવ્યું છે! પછી આંખો બંધ રાખવાથી જે વાત નિશ્ચિત છે તે થોડી જ ટળવાની હતી! રોજ નજર સામે દાખલાઓ જોઇએ છીએ કે બાપનો દેહાન્ત થતાં, તેનાં બાળકો ગલી ગલી ઠોકરો ખાતાં ફરે છે. પછી માણસે એવું કામ જ શા માટે કરવું?"

ઉદયભાનુએ ગુસ્સે થઇને કહ્યું: "તો હવે એમ જ માની લઉં કે મારા મરવાના દહાડા નજીક આવી ગયા છે, તારી આ ભવિષ્યવાણી છે! સૌભાગ્યથી સ્ત્રીઓ અકળાતી હોય એવું ક્યારેય નહોતું સાંભળ્યું, આજે આ નવી વાત જાણી! રંડાપામાં પણ થોડું સુખ જરૂર હશે!"

કલ્યાણી: "તમારી આગળ તો દુનિયાદારીની કશીક વાત કરી ન કરી કે તુરત જ ઝેર વરસાવવા મંડી પડો છો. એટલા માટે જ કે તમે જાણો છો કે આને બીજે ક્યાંય ઊભા રહેવાનું ઠેકાણું નથી–મારા સિવાય બીજું કોઈ રોટલા ખવડાવે એમ નથી,

કે બીજું કાંઇ? જ્યાં જરા વાત કહિ ન કરી કે માથે ચઢી બેસો છો, જાણે કે હું તો માત્ર ઘરની ચાકરડી જ છું, મારો માત્ર રોટલા અને કપડાંનો જ સંબંધ છે. જેટલી હું વધારે દબાઉં છું, તેટલી તમે મને વધારે દબાવ્યા કરો છો. મફતિયા આવી લૂંટી જાય, એક અક્ષર કોઈ નથી ઉચ્ચારતું; શરાબ–કલાલમાં હજારો રૂપિયાનું પાણી થઈ જાય, પરંતુ મોઢામાંથી એક અક્ષર પણ ન નીકળે. આ બધાય કાંટા મારાં જ બાળકોને માથે વવાઇ રહ્યા છે ને?"

ઉદયભાનુ: "તો હું શું તારો ગુલામ છું?"

કલ્યાણી: "તો હું શું તમારી ગુલામડી છું?"

ઉદયભાનુ: "બાયડીઓના કહ્યા પ્રમાણે વર્તે, એ ભાયડા બીજા."

કલ્યાણી: "તો ભાયડાઓના ખાસડાં રોજ ખાધા કરે, એ બાયડીઓ પણ બીજી!"

ઉદયભાનુ: "કમાઇને હું લાવું છું, મારી ઇચ્છામાં આવે તેમ હું એ વાપરીશ. તેમાં કોઇને કશું જ બોલવાનો અધિકાર નથી."

કલ્યાણી: "તો તમે તમારું ઘર સંભાળી લ્યો! એવા ઘરને મારા નવગજના નમસ્કાર છે કે જ્યાં મારી કશી ગણત્રી જ ન હોય! ઘરમાં જેટલો તમારો અધિકાર છે, તેટલો જ મારો અધિકાર પણ છે. એક તલમાત્ર પણ ઓછો નહિ. જો તમે તમારા મનના રાજા છો, તો હું પણ મારા મનની રાણી છું. તમારું ઘર તમને મુબારક રહે, મને પેટ ભરવા જેટલું ગમે ત્યાં મળી રહેશે. છોકરાં તમારાં છે, મારો યા જીવાડો. મારી આંખોએ દેખવું ય નહિ, ને દાઝવું ય નહિ. આપ મૂઆ પછી ડૂબ ગઈ દુનિયા!"

ઉદયભાનુ: "તો શું તું એમ માને છે કે તું નહિ હોય તો મારું ઘર નહિ ચાલે? અરે, હું એકલો આવાં દસ ઘર ચલાવી શકું તેમ છું."

કલ્યાણી: "તમે! આજથી બરાબર ત્રીસમે દહાડે જો આ ઘર ધૂળધાણી ભેગું થઇ ન જાય, તો મને યાદ કરજો."

આમ બોલતાં બોલતાં કલ્યાણીનો ચહેરો લાલચોળ થઈ ગયો. તે છણકાઇને ઊભી થઈ ગઈ, અને બારણા તરફ ચાલી. વકીલસાહેબ મુકદમાંઓમાં તો ખૂબ મીન–મેખ કાઢતા, પરંતુ સ્ત્રીઓના સ્વભાવથી અજ્ઞાન હતા. આ જ એક વિદ્યા એવી છે કે જે પુરુષ વૃદ્ધાવસ્થાએ પહોંચવા છતાં તેનાથી સાવ અજ્ઞાન રહે છે. જો તે હજી પણ નરમ પડી જાત, અને કલ્યાણીનો હાથ પકડીને તેને પોતાની નજીક બેસાડી દેત, તો કદાચ એ રોકાઈ જાત. પરંતુ તેમનાથી એ ન થઇ શક્યું, ઉલટું જતાં જતાં પાછળથી એક વાગ્બાણ ફેંક્યું: "પિયરનું ગુમાન હશે?"

કલ્યાણીએ દ્વાર નજીક જ અટકી જઇ પતિ પ્રતિ લાલ લાલ આંખો વડે જોયું, અને મોટે અવાજે બોલી: "મારાં પિયરીયાં મારા તકદીરનાં સાથી નથી, અને હું પણ એટલી બધી નીચ નથી કે એમને ત્યાં રોટલા ખાવા જાઉં!"

ઉદયભાનુ: "ત્યારે ક્યાં જાય છે?"

કલ્યાણી: "એ પૂછનારા તમે કોણ? ઇશ્વરની આ સૃષ્ટિમાં અસંખ્ય પ્રાણીઓ માટે સ્થાન છે. અને શું એક મારે માટે જ સ્થાન નથી?"

એમ કહી કલ્યાણી ઓરડા બહાર નીકળી ગઇ. આંગણામાં આવી તેણે એક વાર આકાશ પ્રતિ જોયું, જાણે તારાગણને

સાક્ષી રાખતી હતી કે મને આ ઘરમાંથી કેટલી બધી નિર્દ-યતાપૂર્વક કાઢી મૂકવામાં આવે છે! રાતના અગિયાર વાગી ગયા હતા, ઘરમાં નિઃશબ્દ શાંતિ વ્યાપી ગઇ હતી. બન્ને પુત્રો તેના જ ઓરડામાં સૂતા. તે પોતાના ઓરડામાં આવી, અને જોયું તો ચંદ્રભાનુ ઊંઘતો હતો. સૌથી નાનો સૂર્યભાનુ જાગૃત થઇ જઇ ખાટલામાં બેઠો હતો. માતાને જોતાં જ તે બોલી ઊઠયોઃ "તું કયાં ગઇ'તી, મા?" કલ્યાણીએ દૂર ઊભાં ઊભાં જ જવાબ આપ્યોઃ "કયાંય નહિ. બેટા, તારા બાપા પાસે ગઈ હતી."

સૂર્યઃ "તું જતી રહી અને મને એકલાને ડર લાગતો હતો. તું કેમ જતી રહી હતી, બતાવ?"

એમ કહેતાં બાળકે ગોદમાં જવા સારું બન્ને હાથ ફેલાવ્યા. કલ્યાણી હવે પોતાને ન રોકી શકી. માતૃસ્નેહના સુધાપ્રવાહથી તેનું સંતપ્ત હૃદય પ્રફુલ્લિત થઇ ગયું. હૃદયના કોમળ છોડવા, જે ક્રોધના તાપથી કરમાઈ ગયા હતા, તે પુનઃ લીલાછમ થઈ ગયા. આંખો સજળ થઈ ગઈ. તેણે બાળકને ગોદમાં તેડી લીધું, અને તેને છાતી સરસું ચાંપતાં, તે બોલીઃ "તેં મને બૂમ કેમ ન પાડી, બેટા?

સૂર્યઃ "બૂમો તો પાડતો હતો, પણ તું કયાં સાંભળતી હતી? કહે, હવે તો જતી નહિ રહે ને?"

કલ્યાણીઃ "ના બેટા, હવે કયારેય નહિ જતી રહું."

એમ કહી કલ્યાણી સૂર્યભાનુને લઇને ખાટલામાં સૂઇ ગઇ. માના હૃદય સાથે લપટાતાં બાળક પુનઃ નિઃશંક બની ઊંઘી ગયું. કલ્યાણીના મનમાં સંકલ્પ થવા લાગ્યા. પતિના શબ્દો

યાદ આવતાં મનમાં થઇ આવતું કે આ ઘરને તિલાંજલી દઇને ચાલી જાઉં. પરંતુ બાળકનું મોં જોતી, ત્યારે વાત્સલ્યથી ચિત્ત ગદ્દગદ્દ થઇ જતું. મારાં આ કુમળાં બાળકાને કોને આશરે છોડીને જાઉં ? મારા આ લાલનું કોણ જતન કરશે, એ કોનાં થઇને રહેશે ? રોજ સવારમાં કોણ એમને દૂધ અને શીરો ખવડાવશે ? કોણ એમની ઊંઘે ઊંઘશે, અને એમની ઊંઘે જાગશે ? બિચારાં ટકાના ત્રણ શેર થઈ જશે. ના, મારાં વ્હાલાં, હું તમને છોડીને નહિ ચાલી જાઉં. તમારે ખાતર સર્વ કાંઇ સહન કરીશ. નિરાદર—અપમાન, સૂકીલૂખી, ખોટીખરી, મારફાડ સર્વ કાંઇ તમારે ખાતર સહન કરી લઇશ.

કલ્યાણી બાળકને સોડમાં લઇ સૂઇ ગઇ. પરંતુ વકીલ-સાહેબને ઊંઘ નહોતી આવતી. તેઓ કડવાં વેણ જલદી નહોતા ભૂલી શકતા. 'ઉફ ! આ મિજાજ ! જાણે કે હું જ એની બૈરી છું ! વાત જ મોંમાંથી કાઢવી મુશ્કેલ છે. હવે હું એનો ગુલામ થઈને રહું. ઘરમાં બસ એ એકલી રહે, બાકી જેટલાં મારાં સગાંવ્હાલાં છે એ બધાને કાઢી મૂકવામાં આવે. આખો દહાડો બળ્યા કરે છે. માનતી હશે કે આ બધાં ક્યારે મરે, અને હું આરામ કરું ! માણસ ગમે તેટલું છૂપાવવા પ્રયત્ન કરે, છતાં દિલની વાત બહાર નીકળ્યા વિના રહેતી જ નથી. કેટલાય દિવસથી હું જોયા કરું છું કે જ્યારે હોય ત્યારે સારાખોટાં વેણ કાઢ્યા જ કરે છે. પિયરનું ગુમાન હશે, પરંતુ ત્યાં તો કોઇ ભાવ પણ નહિ પૂછે, એ તો અત્યારે બધાં માનપાન આપે છે. જ્યારે જઇને એમને માથે પડશે, ત્યારે આટાદાળનો ભાવ ખબર પડી જશે. રોતી રોતી પોતે જ પાછી ઝખ મારીને અહીં આવશે. શો એનો ઘમંડ! એ તો એમ જ માને છે કે જાણે હું જ બધો સંસાર ચલાવું છું. હમણાં ચાર દહાડા ક્યાંક

ચાલ્યો જાઉં, તો ખબર પડી જાય! પછી જોઉં કે શું કરે છે! માત્ર ચાર દહાડામાં જ બધી શેખી ઉતરી જાય! એકવાર આનો ઘમંડ તોડી જ નાખું—એને એકવાર જરા વૈધવ્યની મઝા ચખાડી દઉં! કોણ જાણે એની હિંમત પણ કેવી છે કે મારી સાથે લઢવા તત્પર થતાં જરા પણ ડરતી નથી. લાગે છે કે એ પ્રેમ તો જરાય સમજતી જ નથી, યા તો એમ માનતી હશે કે આ માણસ ઘરને એટલો બધો વળગેલો છે કે હું ગમે તેટલી તેને લઢું, પરંતુ તે અહીંથી જરાય આઘો ખસવાનું નામ નહી લે. બરાબર એમ જ વાત છે, પરંતુ એ નથી જાણતી કે સંસારમાં વળગી રહે એવો આ જીવ નથી. જ્યાં આવા માણસો સાથે પાલો પડતો હોય, તેવા ઘરથી તો જહન્નમ સારું. આ તે ઘર છે કે નરક? માણસ બહારથી થાકચો—માંદો આવે છે, ત્યારે એને ઘરમાં આરામ મળે છે. પરંતુ અહીં તો આરામને બદલે ઉલટું ફિટકાર સાંભળવી પડે છે. હું વહેલો મરી જાઉં તે માટે બાધાઓ રખાય છે. આ છે પચીસ વર્ષના દાંપત્યજીવનનો અંત! બસ ચાલ્યો જ જાઉં! જ્યારે એવી ખાત્રી થશે કે એનો બધોય ઘમંડ ઉતરી ગયો છે, અને મિજાજ ટાઢો પડી ગયો છે, ત્યારે પાછો આવીશ. ચાર પાંચ દહાડા બસ થશે. લેતી જા, તું પણ યાદ કરીશ કે ના, મારા માથાનો પણ એક જણ મળ્યો હતો!"

એવો વિચાર કરી વકીલસાહેબ ઊઠચા, રેશમી ખેશ ગળે નાંખી, થોડા રૂપિયા ખિસ્સામાં નાખ્યા, પોતાના નામનું એક કાર્ડ ખમીસના એક ખિસ્સામાં નાખ્યું, લાકડી લીધી, અને ચૂપચાપ બહાર નીકળી પડચા. બધા નોકરો નિદ્રાવશ હતા. કુતરો અવાજ સાંભળી જાગી ગયો, અને તેમની પાછળ પાછળ ગયો.

પરંતુ એ કોણ જાણતું હતું કે આ સારીય લીલા વિધિના

હાથે રચાતી હતી! જીવન રંગશાળાનો એ નિર્દય સૂત્રધાર કોઇ અગમ્ય ગુપ્ત સ્થાન પર બેસી પોતાની જટિલ ક્રૂર ક્રીડા દેખાડી રહ્યો છે! એ કોણ જાણતું હતું કે નકલ અસલ થવા જઈ રહી છે, અભિનય સત્યનું રૂપ ગ્રહણ કરનાર છે!

નિશાએ ઇંદુને પરાસ્ત કરી પોતાનું સામ્રાજ્ય સ્થાપિત કરી દીધું હતું. તેની પૈશાચિક સેનાએ પ્રકૃતિ પર આતંક જમાવી દીધો હતો. સદ્વૃત્તિઓ મોં છૂપાવી પડી હતી, અને કુવૃત્તિઓ વિજયગર્વથી છાતી કાઢી ફરતી હતી. વનમાં વન્ય-જંતુ શિકારની શોધમાં વિચરી રહ્યાં હતાં, અને નગરોમાં નરપિશાચ ગલીઓમાં રઝળવા નીકળી પડયા હતા.

બાબુ ઉદયભાનુલાલ છાનામાના ગંગા તરફ જતા હતા. તેમણે પોતાનું ખમીસ ગંગાના ઘાટ પર ઉતારી પાંચ દહાડા માટે મિર્જાપૂર ચાલ્યા જવાનો નિર્ણય કર્યો હતો. તેમનાં કપડાં જોઈ લોકોને એમના ડૂબી ગયાની ખાત્રી થશે. કાર્ડ ખમીસના ખિસ્સામાં હતું. પત્તો લાગવામાં કશો વાંધો આવે તેમ ન હતો. થોડી વારમાં જ શહેર આખાયમાં ખબર ફેલાઇ જશે. આઠ વાગતામાં તો મારા બારણે આખું શહેર એકઠું થઇ જશે, પછી જોઈશ કે બાઇસાહેબ શું કરે છે?

આવા વિચારો કરતાં કરતાં વકીલસાહેબ શહેરની ગલીઓમાં થઇ આગળ વધી રહ્યા હતા કે સહસા તેમણે પાછળ બીજા કોઇ માણસના આવવાનો પગરવ સાંભળ્યો. એ સમજ્યા કે હશે કોઇ! એમણે તો આગળ વધવાનું ચાલુ જ રાખ્યું. પરંતુ જે ગલીમાં એ વળતા, એ જ તરફ પેલો માણસ પણ પાછળ પાછળ આવતો હતો. એટલે બાબુસાહેબને શંકા ગઇ કે આ માણસે જરૂર મારો પીછો પકડયો છે. એવો

આભાસ થયો કે આ માણસની દાનત સાફ નથી. તેમણે તુરત ખિસ્સામાંથી બેટરી કાઢી, અને તેના પ્રકાશમાં પેલા માણસને જોયો. એક બલિષ્ઠ માણસ ખભે લાઠી મૂકીને ચાલ્યો આવતો હતો. વકીલસાહેબ તેને જોતાં જ ચમકી ઊઠ્યા. આ માણસ આ શહેરનો એક નામચીન બદમાશ હતો. ત્રણ વર્ષ પહેલાં તેના પર ચોરીનો અભિયોગ ચાલ્યો હતો. ઉદયભાનુ એ મુકદ્દમામાં સરકારી વકીલ હતા, અને આ બદમાસને ત્રણ વર્ષની સજા અપાવી હતી. ત્યારથી એ એમના ખૂનનો તરસ્યો બન્યો હતો. કાલે જ એ જેલમાંથી છૂટયો હતો. આજ દૈવયોગે વકીલ સાહેબને એકલા રાતના સમયે જોયા, એટલે એણે વિચાર કર્યો કે બદલો લેવાનો આ સરસ મોકો હતો. આવી તક પછી કદાચ ભાગ્યે જ મળે. તુરત પાછળ પડયો, અને ઘા કરવાના વિચારમાં જ હતો કે બાબુસાહેબે બેટરી કાઢી. બદમાશ જરા ખચકીને ઊભો રહ્યો, અને બોલ્યો: "કેમ વકીલસાહેબ, ઓળખાણ તો પડે છે ને? હું મતઈ?"

વકીલસાહેબે જરા ધમકીભર્યા સ્વરે કહ્યું: "તું મારી પાછળ પાછળ શા માટે આવે છે?"

મતઈ: "કેમ, કોઈને રસ્તા પર ચાલવાની મનાઈ છે? આ ગલી શું તમારા બાપની છે?"

બાબુસાહેબ જુવાનીમાં કુસ્તીના ખેલાડી હતા, અત્યારે પણ તેમનું બદન હૃષ્ટપુષ્ટ હતું. દિલના પણ ઢીલાપોચા ન હતા. લાકડી સંભાળીને બોલ્યા: "હજી પૂરતો પાઠ મળ્યો લાગતો નથી. આ વખતે તો સાત વર્ષ માટે મોકલી દઈશ."

મતઈ: "હું સાત વર્ષ માટે જાઉં યા ચૌદ વર્ષ માટે; પરંતુ તમને જીવતા નહિ છોડું. હા, બાકી જો તમે મારા

પગે પડી સોગંદ ખાઓ કે હવે કોઈને સજા નહિ કરાઉં, તો જવા દઈશ. બોલો, કબૂલ છે ?”

ઉદયભાનુ: “તારું મોત તો નથી આવ્યું ?”

મતઈ: “મોત મારું નથી આવ્યું, તમારું આવ્યું છે. બોલો સોગંદ ખાઓ છો કે નહિ......એક !”

ઉદયભાનુ: “તું અહીંથી ચાલ્યો જાય છે કે નહિ, કે પોલીસને બોલાવું ?”

મતઈ: “બે !”

ઉદયભાનુ બૂમ પાડીને બોલ્યા: “ચાલ, હટી જા બદમાશ, મારી આગળથી.”

મતઈ: “ત્રણ !”

મતઈના મોંમાંથી ‘ત્રણ’ શબ્દ નીકળતાં જ વકીલસાહેબના માથા પર લાઠીનો એવો તો જોરથી ઘા પડયો કે એ અચેત થઈને જમીન પર ઢળી પડયા. મુખમાંથી માત્ર એટલા જ શબ્દો નીકળ્યા : “હાય ! મારી નાખ્યો !” મતઈએ નજીક આવી જોયું. તો માથું ફાટી ગયું હતું અને લોહીની ધારા વહી રહી હતી. નાડીનો કશો પત્તો ન હતો. તેણે માની લીધું કે કામ પૂરું થઈ ગયું. તેણે કાંડા પરથી સોનાની ઘડિયાળ કહાડી લીધી, ખમીસમાંથી સોનાનાં બટન લઈ લીધાં, આંગળી પરથી વીંટી ઉતારી લીધી, અને પોતાના માર્ગે રવાના થઈ ગયો, જાણે કે કશું બન્યું જ ન હતું. હા, એટલી દયા કરી કે લાશને રસ્તા વચ્ચેથી ઘસડી લાવીને એક ખૂણે નાખી. હાય, બિચારા શો વિચાર કરીને નીકળ્યા હતા, અને શું થઈ ગયું ! જીવન, તારા કરતાં વધુ અસાર વસ્તુ આ જગતમાં

બીજી કોઈ હશે શું? પવનનો એક ઝપાટો વાગતાં જ બૂઝાઈ જતા દિપકની ભ્રાંતિ જ એ શું ક્ષણભંગુર નથી? પાણીના એક પરપોટાને જુઓ છો, પરંતુ તેને પણ તૂટી જતાં થોડીવાર લાગે છે, જીવનમાં એટલો અવકાશ પણ નથી. શ્વાસનો ભરૂસો શો? અને આ જ નશ્વરતા પર આપણે અભિલાષાઓનું કેટલું મોટું ભવન રચીએ છીએ? આપણે નથી જાણતા કે એક વખત લીધેલો શ્વાસ પાછો ઉપર આવશે કે નહિ, અને છતાં આપણે એટલા લાંબા મનસૂબા બાંધીએ છીએ કે જાણે આપણે અમરપટો લખાવીને જ આવ્યા છીએ.

# પ્રકરણ ૩ જું

વિધવાનો વિલાપ અને અનાથોનું રુદન સંભળાવી અમે પાઠકોનાં દિલ દુભાવવા નથી માગતા. જેના પર આવી પડે છે, તે રુદન કરે છે, વિલાપ કરે છે, પછાડો ખાય છે. એમાં કશું નવું નથી. હા, અગર તમે ચાહો તો કલ્યાણીની એ ઘોર માનસિક યાતનાનું અનુમાન કરી શકો છો કે જે એ વિચારે દુઃખમાં ડૂબેલી હતી કે હું જ મારા પ્રાણાધારની ઘાતિકા છું. ક્રોધના આવેશમાં તેના અસંયત મુખમાંથી નીકળેલાં પેલાં વાક્યો હવે તેના હૃદયને બાણોની માફક છેદી રહ્યાં હતાં. જો પતિએ તેની ગોદમાં કાંસીકાંસીને દેહત્યાગ કર્યો હોત, તો તેને સંતોષ થાત કે મેં એમના પ્રતિ મારા કર્તવ્યનું તો પાલન કર્યું હતું. શોકાતુર હૃદયોને આથી વધારે સાંત્વના બીજી કોઇ વસ્તુથી નથી થતી. તેને એ વિચારથી કેટલો સંતોષ થાત કે મારા પતિ મારાથી પ્રસન્ન થઇને ગયા, અંતિમ પળ સુધી તેમના હૃદયમાં મારા માટે પ્રેમ હતો. કલ્યાણીને

માટે આ સંતોષ નહોતો લખાયેલો. તે વિચાર કરતી હતી: "મારી પચીસ વર્ષની તપશ્ચર્યા નિષ્ફળ ગઇ. હું અંતસમયે મારા પ્રાણપતિના પ્રેમથી વંચિત થઇ ગઇ. જો મેં એમને એવા કઠોર શબ્દો કહ્યા ન હોત, તો એ રાતના કદાપિ પણ બહાર ન જાત. ન જાણે એમના મનમાં શા શા વિચારો આવ્યા હશે?" એમના મનોભાવોની કલ્પના કરીને અને પોતાના અપરાધને વધારી વધારીને તે રાતદિવસ મનમાં ઝૂર્યા કરતી હતી. જે બાળકો માટે તે પ્રાણ પાથરતી, તે જ બાળકો હવે તેને જોવાં પણ નહોતાં ગમતાં. એમને જ કારણે મારે મારા પતિ સાથે આ ઝઘડો વહોરવો પડ્યો! આ બાળકો જ મારાં શત્રુ છે. જ્યાં રાતદિવસ કચેરી જેવી ભીડ રહેતી, ત્યાં આજે ધૂળ ઊડતી હતી. એ મેળો જ જતો રહ્યો. જ્યારે ખવરાવનાર જ ન રહ્યો, પછી ખાનારાં ક્યાંથી પડ્યાં રહે! ધીરે ધીરે એક મહિનાની અંદર જ ભાણેજ, ભત્રિજા બધાંય વિદાય થઇ ગયાં. જે લોકો એમ દાવો કરતા કે અમે પાણીના સ્થાને દૂધ વહાવનારામાંના છીએ, તેઓ તો એવા પૂંછડી દબાવીને નાસી ગયા કે પાછું વાળીને જોવા પણ એક વાર ન ઊભા રહ્યા. દુનિયા જ આખી બદલાઈ ગઈ. જે બાળકોને જોઇ પ્યાર કરવાનું દિલ થઈ આવતું તેમના ચહેરા પર હવે માખીઓ બણબણતી હતી. ન જાણે એ કાંતિ જ ક્યાં ચાલી ગઈ?

શોકનો આવેગ કમ થતાં જ, નિર્મળાના લગ્નની સમસ્યા ઉપસ્થિત થઇ. કેટલાક લોકોએ એવી સલાહ આપી કે આ વર્ષે લગ્ન માંડી વાળવાં, પરંતુ કલ્યાણીએ કહ્યું: "આટલી બધી તૈયારીઓ કર્યા બાદ લગ્નને મુલતવી રાખવાથી બધું કર્યું-કારવ્યું ધૂળધાણી થઈ જાય, અને બીજે વરસે પાછી આની

આ જ તૈયારીઓ કરવી પડે, કે જે થઇ શકવાની હવે કશી આશા નહોતી. એટલે લગ્ન કરી નાખવાં એજ બહેતર હતું, કાંઈ લેવુંદેવું તો છે જ નહિ. જાનનો યોગ્ય આદરસત્કાર થાય તે માટે પૂરતો સામાન તૈયાર થઈ ગયો છે. એટલે હવે વિલંબ કરવામાં નુકસાન જ નુકસાન છે.” એટલે મહાશય ભાલચંદ્રને શોકસૂચના સાથે આ સંદેશો પણ મોકલી આપવામાં આવ્યો. કલ્યાણીએ પોતે એક પત્ર લખી જણાવ્યું કે: “આ અનાથિની પર દયા કરશો અને ડૂબતી નાવને પાર પહોંચાડશો. સ્વામીના દિલમાં તો મોટી મોટી અભિલાષાઓ હતી. પરંતુ ઇશ્વરે કાંઇક ઓરજ ધાર્યું હતું. હવે મારી આબરુ રાખવી તમારા હાથમાં છે. કન્યા આપની થઈ ચૂકી છે. હું આપ લોકોનો સેવાસત્કાર કરવામાં મારું સૌભાગ્ય માનું છું. પરંતુ એમાં જો કાંઇ ખોટ જણાય, કાંઇ ત્રુટિ દેખાય, તો મારી દશાનો વિચાર કરી મને ક્ષમા કરશો. મને આશા છે કે આપ સ્વયં આ અનાથિનીની નિંદા નહિ થવા દો. ઇત્યાદિ!”

કલ્યાણીએ આ પત્ર ટપાલ મારફત ન મોકલ્યો, બલ્કે પુરોહિતજીને કહ્યું: “આપને જરા કષ્ટ તો પડશે, પરંતુ આપ સ્વયં જઇને આ પત્ર આપી આવો. અને મારી વતી બહુ વિનય સાથે કહેજો કે જેટલાં ઓછાં માણસો આવી શકે તેમ કરશો. અહીં કોઇ પ્રબંધ કરનાર તો છે નહિ.” પુરોહિત મોટેરામ આ સંદેશો લઇ ત્રીજે દિવસે લખનૌ પહોંચ્યા.

સંધ્યાનો સમય હતો. બાબુ ભાલચંદ્ર દિવાનખાનાની સામે આરામખુરસી પર ઉઘાડા પડયા પડયા હુક્કો ગડગડાવતા હતા. એ બહુ જ સ્થૂળ અને ઊંચા કદના માણસ હતા. એવા દેખાતા હતા કે જાણે કાળા દેવનો જ અવતાર યા આફ્રિકામાંથી પકડી આણેલો કોઈ હબ્સી! માથાથી પગ સુધી

એક જ વર્ણ હતો–કાળો! ચહેરો એટલો બધો શ્યામવર્ણ હતો કે એ ખબર જ નહોતી પડતી કે માથું ક્યાં પૂરું થયું અને મુખ ક્યાંથી શરુ થયું! બસ કોયલાની જ સજીવમૂર્તિ હતા. એમને તાપ બહુ હેરાન કરતો. બે નોકરો ઊભા ઊભા પંખો નાખતા હતા, તો પણ તેમના આખા શરીરે પસીનાના રેલા ચાલતા હતા. પોતે આબકારી ખાતામાં બહુ ઊંચા હોદ્દા પર હતા. મહિને રૂપિયા પાંચસોનો પગાર મળતો અને કાંટ્રાકટરો પાસેથી ખૂબ લાંચ લેતા. કાંટ્રાકટરો દારૂને બદલે પાણી વેચે, ચોવીસે કલાક પીઠાં ઊઘાડાં રાખે, માત્ર સાહેબને ખુશ રાખે એટલે થયું બસ, આબકારી ખાતાનો આખોય કાયદો એમના રાજીપામાં સમાઇ જતો હતો. એમની મૂર્તિ એટલી ભયંકર હતી કે ચાંદની રાતમાં પણ તેમને જોઇ લોકો ચોંકી ઊઠતા–માત્ર બાળકો કે સ્ત્રીઓ જ નહિ, પુરુષો સુદ્ધાં! ચાંદની રાત એટલા માટે કહીએ છીએ કે–અંધારી રાતે તો એમને કોઈ જોઇ જ ન શકતું–શ્યામતા અંધકારમાં વિલીન થઈ જતી. માત્ર આંખોનો રંગ લાલ હતો. જેમ કોઈ શુદ્ધ બ્રાહ્મણ ત્રિકાળ સંધ્યા કરે, તેમ તે નિયમિત દિવસમાં પાંચવાર શરાબ પીતા. મફતનો શરાબ તો કાજીને પણ હલાલ છે, પછી પોતે તો શરાબખાતાના જ અમલદાર હતા, જેટલો ઇચ્છામાં આવે તેટલો પીએ, કોઈ એમનો હાથ પકડનાર ન હતું. જ્યારે તરસ લાગતી, ત્યારે શરાબ પીતા. જેમ કેટલાક રંગોમાં પરસ્પર સહાનુભૂતિ હોય છે, એ જ પ્રમાણે કેટલાક રંગોમાં પરસ્પર વિરોધ પણ હોય છે. લાલિમાના સંયોગથી કાલિમા ઓર વધુ ભયંકર બની જાય છે.

બાબુસાહેબે પંડિતજીને જોતાં જ ખુરસી પરથી ઊભા થઇ કહ્યું: "ઓહો! આપ છો? આવો! આવો! ધન્યભાગ્ય!

અરે, કોઈ છે કે? ક્યાં ગયા બધાય, ઝગડૂ, ગુરદીન, છકોડી, ભવાની, રામગુલાલ, ક્યાં ગયા? શું બધાય—એકેએક મરી ગયા? ચાલો રામગુલાલ, ભવાની, છકોડી, ગુરદીન, ઝગડૂ! કેમ કોઇ નથી બોલતું—બધાય મરી ગયા? ડઝનબંધ માણસો છે, પણ જરૂર પડે એક પણ નજરે નહિ પડવાનો! કોણ-જાણે બધાય એક સામટા ક્યાં ગૂમ થઇ જાય છે. આમને માટે ખુરસી લાવો?"

બાબુસાહેબે આ પાંચે નામ કેટલીય વાર પોકાર્યાં, પરંતુ એટલું ન સૂઝયું કે પંખો ખેંચનારા બે જણા હતા તેમાંથી એકને ખુરસી લેવા મોકલું. ત્રણ ચાર મિનિટ બાદ એક કાણો માણસ ખાંસી ખાતો ખાતો આવીને બોલ્યો: "સરકાર આવી નોકરી તો અમે ક્યાંય નથી કરી. ક્યાં સુધી ઉધાર લઈ લઇને ચલાવીએ? માંગતા માંગતા પણ હવે તો થાકી ગયા?"

ભાલચંદ્ર; "ગરબડ ન કર, જઈને ખુરસી લઇ આવ, જ્યારે કોઈ કામ બતાવ્યું નહિ કે તુરત જ રોદણાં રડવા બેસે છે! કહો, પંડિતજી, ત્યાં બધાં કુશળ તો છે ને?"

મોટેરામ: "શું કુશળ કહું, બાબુજી, હવે કુશળ પૂછવાનું ક્યાં રહ્યું. આખું ઘર ખેદાનમેદાન થઇ ગયું!"

એટલામાં નોકરે એક ભાંગલી પેટી લાવીને ત્યાં મૂકી, અને કહ્યું: "ખુરસી મારાથી નથી ઉઠાવી શકાતી!"

પંડિતજી શરમાતા અને ડરતા ડરતા તે પર બેઠા કે ક્યાંય તૂટી ન જાય, અને કલ્યાણીનો પત્ર બાબુસાહેબના હાથમાં મૂક્યો.

ભાલચંદ્ર: "હવે ધૂળધાણી થવામાં બાકી શું રહ્યું છે! આથી વધુ મોટી વિપત્તિ બીજી કઈ આવવાની હતી?

બાબુઉદયભાનુલાલ સાથે મારે ઘણા વર્ષોની મિત્રતા હતી. એ તો આદમી નહોતા, હીરો હતા. શું એમનું હૃદય, શું એમની હિંમત, [ આંખો લૂછી ] મારો તો જાણે જમણો હાથ જ કપાઇ ગયો. ખાત્રીપૂર્વક કહું છું કે જ્યારથી મેં આ સમાચાર સાંભળ્યા છે. ત્યારથી આંખો આગળ તો અંધારું જ છવાઇ ગયું છે. ખાવા બેસું છું તો મોંમા કોળિયો જ જતો નથી. એ નિરંતર મારી આંખ આગળ રમ્યા કરે છે. મોં એઠું કરીને ઊઠી જાઉં છું. કોઈ કામમાં દિલ નથી ચોંટતું. સગો ભાઇ મરી ગયો ત્યારે પણ આટલું નહોતું લાગ્યું. આદમી નહિ, એ તો રતન હતું !"

મોટેરામ: "સરકાર, શહેરમાં હવે એવો કોઇ સદગૃહસ્થ જ ન રહ્યો !"

ભાલચંદ્ર: "હું બધુંય જાણું છું પંડિતજી, તમે મને શું કહેતા હતા ! આવો માણસ તો લાખ બે લાખમાં એકાદ હોય છે. તેમને જેટલો હું ઓળખતો હતો, એટલું બીજું કોઇ નહોતું ઓળખતું. બે ત્રણ વાર મળ્યા હતા, પણ તેટલામાં જ હું તો એમનો ભક્ત થઇ ગયો હતો, અને મરતાં સુધી તેવો રહીશ. તમે એમના ઘરમાં કહેજો કે મને ખૂબ જ રંજ થયો છે."

મોટેરામ: "આપના તરફથી એવી જ આશા હતી. આપ જેવા સજ્જનોનાં દર્શન પણ દુર્લભ હોય છે. નહિ તો આજે વિના પહેરામણી કોણ પુત્રનાં લગ્ન કરે છે ?"

ભાલચંદ્ર: "પહેરામણીની વાતચીત એમના જેવા સત્યવાદી પુરુષ સાથે ન થઇ શકે. એમની સાથે તો સંબંધ બંધાય એ જ લાખ રૂપિયા બરાબર છે. હું તો એને જ મારું અહોભાગ્ય સમજું છું. હા ! કેટલા ઉદાર માણસ હતા !

રૂપિયા તો એમને કશી ગણત્રીમાં જ નહોતા. તૃણવત ગણતા હતા. અત્યંત ખરાબ રિવાજ છે. બેહદ ખરાબ! મારું ચાલે તો પહેરામણી લેનાર અને દેનાર બન્નેને ગોળીએ મારું. હા સાહેબ, ગોળીથી જ ઉડાવી દઉં, પછી ભલેને ફાંસી કેમ નથી થતી? તમે જ કહો, આ તો દીકરાનાં લગ્ન કે તેનું વેચાણ? તમને જો પોતાના પુત્રનાં લગ્નમાં દિલ ખોલીને પૈસા ખરચવાની અભિલાષા હોય, તો શોખથી ખરચો, પરંતુ જે કાંઈ કરો તે પોતાના બળપર, આ શું–આ તો કન્યાના પિતાની ગળચી જ દબાવવાની હોય છે. એ નીચતા છે. ઘોર નીચતા. મારું ચાલે તો એવા પાજીઓને ગોળીએ મારું!"

મોટેરામઃ "ધન્ય છે સરકાર, ભગવાને આપને ખૂબ ઊંડી બુદ્ધિ પ્રદાન કરી છે. આ ધર્મનો પ્રતાપ છે. હવે કલ્યાણી બાઇની એવી ઇચ્છા છે કે લગ્નનું મુહૂર્ત પહેલાં જે નક્કી કર્યું હતું તે જ રહે, અને એમણે એ બધી બાબતો પત્રમાં લખી છે. બસ, હવે તો આપ જ ઉગારો, તો અમે ઉગરી શકીએ તેમ છીએ. આમ તો જાનમાં જેટલાં માણસો આવશે, એમનો સત્કાર તો જરૂર કરીશું, પરંતુ પરિસ્થિતિ હવે બહુ બદલાઇ ગઇ છે સરકાર, હવે કોઇ કરનાર મૂકનાર રહ્યું નથી. બસ, એવું જ કરો કે વકીલસાહેબના નામને બટ્ટો ન લાગે."

ભાલચંદ્ર એક મિનિટ પર્યંત આંખો મીંચીને બેસી રહ્યા. પછી એક લાંબો શ્વાસ લઇને બોલ્યાઃ "ઇશ્વરની જ ઇચ્છા નહોતી કે એ લક્ષ્મી મારે ઘેર આવે, નહિતો આ વજ્ર શા માટે આવી પડત? બધાય મનસૂબા ધૂળમાં મળી ગયા. હું તો ફૂલ્યો નહોતો સમાતો કે આ શુભ અવસર નિકટ આવી રહ્યો છે, પરંતુ મને શી ખબર કે ઇશ્વરના દરબારમાં કાંઇક

જુદું જ ષડયંત્ર રચાઇ રહ્યું છે? મરનારની સ્મૃતિ જ રડાવવા માટે બસ છે. તેને જોઇને તો જખમ વધુ ખરાબ થઇ જશે. એ દશામાં હું ન જાણે શું કરી બેસું. એને ગુણ સમજો યા દોષ, પરંતુ જેની સાથે એકવાર મારે ઘનિષ્ઠતા થઈ ગઇ કે પછી એની સ્મૃતિ ચિત્તમાંથી કયારેય નથી ખસતી. અત્યારે તો હજી એટલું સારું છે કે એમની સૂરત આંખો સામે જ નાચ્યા કરે છે. પરંતુ જ્યાં એ કન્યા આ ઘરમાં આવી ગઈ કે પછી મારે માટે તો જીવતાં રહેવાનું જ કઠિન થઇ જશે. સાચું કહું છું, રોતાં રોતાં મારી તો આંખો જ ફૂટી જશે. હું જાણું છું કે રોવું કકળવું મિથ્યા છે, જે મરી ગયું તે પાછું કયારેય નથી ફરતું. સહન કરવા સિવાય બીજો કોઇ ઇલાજ નથી, પરંતુ દિલ આગળ લાચાર છું. એ અનાથ બાલિકાને જોઇને તો મારું હૃદય જ ફાટી જશે.”

મોટેરામ: “એવું ન બોલો સરકાર, વકીલસાહેબ નથી તો શું થયું, આપ તો છો! હવે આપ જ એને પિતાતુલ્ય છો. એ હવે વકીલસાહેબની કન્યા નહિ, આપની જ કન્યા છે. આપના હૃદયના ભાવ તો કોઇ સમજશે નહિ; લોકો માની લેશે કે વકીલસાહેબનો દેહાન્ત થઇ જવાથી આપ આપના વચનથી ફરી ગયા. આમાં આપની બદનામી છે. દિલને સમજાવો, અને હસીખુશીને કન્યાનું પાણિગ્રહણ કરાવી લ્યો. હાથી મરે તો પણ નવ લાખનો. લાખો વિપત્તિઓ માથે આવી પડી છે, પરંતુ અમારે ત્યાં આપના સેવાસત્કારમાં કશો વાંધો નહિ આવે.”

બાબુસાહેબ સમજી ગયા કે પંડિત મોટેરામ માત્ર વેદિયા પંડિત જ ન હતા, પરંતુ વ્યવહાર નીતિમાં પણ નિપુણ હતા. બોલ્યા: “પંડિતજી, ખરા હૃદયથી કહું છું કે મને એ કન્યા

પ્રતિ જેટલો પ્રેમ છે, તેટલો મારી સગી દીકરી પ્રત્યે પણ નથી, પરંતુ જ્યાં ઇશ્વરને જ કબૂલ નથી, ત્યાં મારું શું ગજું ? આ મૃત્યુ એ જ એક પ્રકારની અમંગળ સૂચના છે, કે જે વિધાતા તરફથી આપણને મળી છે. આ કોઇ આગામી મુસીબતની આકાશવાણી છે. વિધાતા સ્પષ્ટ રીતે કહી રહી છે કે આ લગ્ન મંગલમય નહિ નીવડે. આવી દશામાં તમે જ વિચાર કરો કે આ સંયોગ કયાં સુધી ઉચિત છે. તમે તો વિદ્વાન, સમજુ માણુસ છો. જરા વિચાર કરો કે જે કામનો પ્રારંભ જ અમંગળથી થતો હોય, તેનો અંત મંગળમય કયાંથી થઇ શકે ? ના, જાણીબૂજીને માખી ન ગળી શકાય. કન્યાની માને જરા સમજાવીને કહેજો કે હું એમની આજ્ઞા પાળવા તૈયાર છું. પરંતુ આનું પરિણામ સારું નહિ આવે. સ્વાર્થને વશ થઇ હું મારા પરમ મિત્રના સંતાન સાથે આવો અન્યાય નહિ કરી શકું. ”

આ દલીલે પંડિતજીને નિરુત્તર બનાવી દીધા. વાદીએ એવું તીર છોડયું હતું કે જેનું કોઈ વારણ ન હતું. શત્રુએ એમના જ હથિયાર વડે એમના પર ઘા કર્યો હતો, અને તે હવે તેનો પ્રતિકાર નહોતો કરી શક્તો. પંડિતજી હજી આનો જવાબ શોધી રહ્યા હતા ત્યાં બાબુસાહેબે પુનઃ નોકરોને બૂમો પાડવાનો પ્રારંભ કરી દીધો. અરે ! તમે બધા પાછા કયાં સંતાઈ ગયા. ઝગડૂ, છકોડી, રામગુલામ, ગુરદીન, ભવાની ! એક પણ નથી બોલતો—બધા એક સામટા જ મરી ગયા કે ! પંડિતજી માટે પાણીબાણી પણ લાવશો કે નહિ ? ન જાણે આ બધાને કયાં સુધી કોઇ સમજાવે ? અક્કલનો તો એક છાંટોય ન મળે ! જુએ તો છે કે એક મહાશય દૂરથી થાકયાપાકયા ચાલ્યા આવે છે, પણ કોઇને જાણે કશી પડી જ નથી. લાવો, પાણી-

બાણી તો લાવો. પંડિતજી, આપને માટે શરબત બનાવરાવું કે ફળાહારી મીઠાઇ મંગાવું ? "

મોટેરામજી મીઠાઇઓના વિષયમાં કોઇ પણ પ્રકારનું બંધન સ્વીકારતા ન હતા. એમનો સિદ્ધાંત હતો કે ઘીનો સ્પર્શ થવાથી સર્વ વસ્તુઓ પવિત્ર થઈ જાય છે. રસગુલ્લાં અને વેસણના લાડુ એમને ખાસ પ્રિય હતા. પરંતુ શરબત પ્રત્યે એમને રુચિ ન હતી. પાણીથી પેટ ભરવું એ એમના નિયમની વિરુદ્ધ હતું. જરા સંકોચ અનુભવતાં એ બોલ્યા. " શરબત પીવાની તો મને ટેવ નથી, મીઠાઇ ચાલશે. "

ભાલચંદ્રઃ " ફળાહારી ને ? "

મોટેરામઃ " જે હશે તે ચાલશે. "

ભાલચંદ્રઃ " ઠીક થયું. આ સ્પર્શાસ્પર્શ માત્ર કહેવાની વાતો જ છે. હું સ્વયં એમાં નથી માનતો. અરે, હજી સુધી કોઈ ન આવ્યું ? છકોડી, ભવાની, ગુરદીન, રામગુલામ, ક્યાં ગયા ? "

આ વખતે પણ પહેલાં આવ્યો હતો તે જ વૃદ્ધ નોકર ખાંસતો ખાંસતો આવી ઊભો રહ્યો, અને બોલ્યો. " સરકાર, મારો પગાર ચૂકવી આપો. આવી નોકરી મારાથી નહિ થાય. આંટા તો કોઇ કેટલા ખાય ? દોડીદોડીને તો આટો નીકળી જાય છે ! "

ભાલચંદ્રઃ " કામ કાંઇ કરો યા ન કરો, પરંતુ પગાર પહેલો જોઇએ. દહાડો આખો તો ખાંસ્યા કરે છે, અને પગાર ચઢ્યા કરે છે. જા. જઈને બજારમાંથી એક આનાની તાજી કોઈ મીઠાઇ લઈ આવ. દોડતો જજે ! "

નોકરને આ હુકમ આપી બાબુસાહેબ અંદર ગયા, અને પત્નીને કહ્યું: " ત્યાંથી એક પંડિતજી આવ્યા છે. આ પત્ર લાવ્યા છે, જરા વાંચ તો ! "

પત્નીનું નામ રંગીલીબાઇ હતું. એ ગોરા વર્ણની પ્રસન્ન-મુખ મહિલા હતી. રૂપ અને યૌવન તેનાથી વિદાય લઇ રહ્યાં હતાં, પરંતુ કોઈ પ્રેમી મિત્રની ભાંતિ–ત્રીસ વર્ષ પર્યંત જેની સાથે એકરૂપ બનીને રહ્યાં, તેનો ત્યાગ એકદમ નહોતો થઇ શકતો.

રંગીલીબાઇ બેડી બેડી પાન બનાવતી હતી. તે બોલી: "કહી તો દીધું કે આપણે ત્યાં લગ્ન કરવા ખુશી નથી."

ભાલચંદ્ર: "હા, કહી તો દીધું, પરંતુ સંકોચના માર્યા બોલી નહોતું શકાતું. ખોટેખોટો દાવ ખેલવો પડયો."

રંગીલી: "સ્પષ્ટ વાત કરવામાં વળી સંકોચ શાનો? અમારી ઇચ્છા, લગ્ન નથી કરવાં. કોઇનું કશું લીધું તો નથી ને! જયારે બીજેથી દસ હજાર રોકડા મળે છે, તો પછી ત્યાં શા માટે ન કરું? એમની છોડી કંઈ સોનાની ઓછી જ છે! વકીલસાહેબ જીવતા હોત તો શરમાતાં શરમાતાં પણ પંદર વીસ હજાર આપત. હવે ત્યાં શું રહ્યું છે?"

ભાલચંદ્ર: "એક વખત વચન આપીને ફરી જવું એ ઠીક ન કહેવાય. કોઇ મોંઢે ભલે ન કહે, પરંતુ બદનામી થયા વિના નથી રહેતી. પરંતુ તારી હઠ આગળ લાચાર છું."

રંગીલીબાઇએ પાન ખાઈ પત્ર ખોલ્યો, અને વાંચવા લાગી. હિંદીનો અભ્યાસ બાબુસાહેબને તો બિલકુલ ન હતો. અને જો કે રંગીલીબાઇ પણ ભાગ્યે જ એકાદ પુસ્તક વાંચતી. છતાં કાગળબાગળ વાંચી લેતી. પહેલી લીટી વાંચતાં જ તેની આંખો સજળ થઇ ગઈ, અને પત્ર સમાપ્ત થયો ત્યારે તો એની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. એક એક શબ્દ કરુણાથી ભરેલો હતો. એક એક અક્ષરમાંથી દીનતા ટપકતી હતી. રંગીલીબાઈની કઠોરતા પત્થરની નહિ, લાખની હતી, જે

જરાક ગરમી લાગતાં પીગળી જતી. કલ્યાણીના કરુણોત્પાદક શબ્દોએ તેના સ્વાર્થમંડિત હૃદયને પીગળાવી નાખ્યું. રુંધાયલા કંઠે એ બોલી: "હજી બ્રાહ્મણ બેઠો છે ને?"

ભાલચંદ્ર પત્નીનાં આંસુઓ જોઇ જોઇને સુકાઇ જતા હતા. મનમાં પોતાની જાતને જ ઠપકો આપી રહ્યા હતા કે મેં ક્યાં નાહક આ પત્ર તેને આપ્યો. એને પત્ર આપવાની જરૂર જ શી હતી! આટલી મોટી ભૂલ એમને પોતાને ક્યારેય નહોતી થઈ. સંદિગ્ધ ભાવે એ બોલ્યા: "કદાચ બેઠો હશે, મેં તો એને જવા માટે કહી દીધું હતું." રંગીલીએ બારીમાંથી ડોકિયું કરી જોયું, તો પંડિત મોટેરામજી બગલાની માફક ધ્યાન માંડી બજારના રસ્તા તરફ જોઇ રહ્યા હતા. લાલસાથી વ્યગ્ર બની ક્યારેક આ પડખું બદલતા, અને ક્યારેક પેલું પડખું બદલતા. 'એક આનાની મીઠાઈ' એ શબ્દોએ આશાની કમર તો ક્યારનીય ભાગી નાખી હતી. તેમાંયે આ વિલંબ એ તો દારુણ દશા હતી. એમને બેઠેલા જોઈ રંગીલીબાઇ બોલી: "છે, છે, હજી બેઠા છે. જઇને કહી દો કે અમે લગ્ન કરીશું, જરૂર કરીશું. બિચારી મહામુસીબતમાં છે."

ભાલચંદ્ર: "તું તો ક્યારેક ક્યારેક બાળકો જેવી વાતો કરવા લાગી જાય છે. હજી હમણાં જ એને હું કહી ચૂકચો છું કે અમે લગ્ન કરવા ખુશી નથી. એ કહેવા માટે તો એક લાંબીચોડી ભૂમિકા રચવી પડી હતી. હવે જઇને આ પ્રમાણે કહું તો એ પોતાના દિલમાં શું ધારશે? જરા વિચાર કરી જો તો! આ લગ્ન–વિવાહની બાબત છે, છોકરાંની રમત નથી કે હમણાં બોલ્યા અને હમણાં ફોક! આ કાંઇ સંસાર–વ્યવહારની વાત થઈ ન કહેવાય, આ તો મશ્કરી કરી કહેવાય."

રંગીલી: "ભલે, તમે પોતે ન કહેશો, એ બ્રાહ્મણને મારી

પાસે મોકલો. હું એની સમક્ષ એવી સિફતથી વાત રજૂ કરીશ કે તમારું કે મારું કોઈનું નીચું નહિ દેખાય. આમાં તો તમને કશો વાંધો નથી ને ?"

ભાલચંદ્ર: "તું તો તારી પોતાની જાત સિવાય દુનિયા આખીને મૂર્ખ સમજતી લાગે છે. તું કહે કે હું કહું, વાત તો એક જ થઈ ને! જે વાત નક્કી થઇ ગઈ, એ થઈ ગઈ, હવે હું એમાંથી ચળવાનો નથી. તું પોતે જ વારંવાર કહેતી હતી કે મારે ત્યાં લગ્ન નથી કરવાં. તારે જ કારણ મારે મારો કોલ બદલવો પડયો. અને હવે ઊઠીને તું જ પાછી ફરી જાય છે! આ તો મારું નાક કાપવાનો તારો વિચાર હોય એમ લાગે છે. તારે મારા માનઅપમાનનો તો જરા ખ્યાલ કરવો જોઇએ!"

રંગીલી: "તો મને કયાં ખબર હતી કે એ વિધવાની દશા આટલી બધી હીન થઇ ગઇ હશે. તમે પોતે જ મને કહ્યું હતું કે તેણે પોતાના પતિની સમસ્ત સંપત્તિ છુપાવી રાખી છે, અને હવે પોતાની ગરીબીનો ઢોંગ આદરી કામ કાઢી લેવા ચાહે છે. તમે જે કહ્યું તે મેં માની લીધું. ભલાઇ કરીને બુરાઈ કરવામાં તો લજ્જા અને સંકોચ છે, બાકી બુરાઇ કરીને ભલાઇ કરવામાં કશો સંકોચ હોતો નથી. જો તમે હા કહીને આવ્યા હોત, અને હું ના કહેવા જવાની હોત, તો એમાં જરૂર તમને સંકોચ પામવા જેવું થતું હતું. ના પાડયા બાદ હા પાડવી એમાં તો ઊલટી આપણી વડાઇ છે."

ભાલચંદ્ર: "તને વડાઇ દેખાય છે, પણ મને તો તેમાં લુચ્ચાઈ જ દેખાય છે. તદુપરાંત તેં એમ કેમ માની લીધું કે મેં કલ્યાણીના વિષયમાં જે કાંઇ કહ્યું હતું, એ બધુંય જૂઠું હતું! આ પત્ર જોઇને એમ માની લીધું ? તું જેવી ભોળી છું, એવા જ બધાંને ભોળાં સમજે છે."

રંગીલી: "આ પત્રમાં કશી બનાવટ નથી દેખાતી. બનાવટની વાત ક્યારેય દિલને અસર નથી કરતી. તેમાં બનાવટની ગંધ અવશ્ય જણાઇ આવે છે."

ભાલચંદ્ર: "બનાવટી વાત તો એવી અસર કરી જાય છે કે તેની સમક્ષ સાચી વાત પણ નિરસ થઇ જાય છે. આ વાર્તાઓ અને નવલકથાઓ લખનારા કે જેમની ચોપડીઓ વાંચી વાંચી તું કલાકો સુધી રોયા કરે છે, તેઓ શું સાચી વાતો લખતા હોય છે? સરાસર જૂઠના બંડલ ફેંકયાં હોય છે. એ પણ એક કળા છે."

રંગીલી: "કેમ, તમે મને પણ ઉડાવવાની વાતો કરવા લાગ્યા. સુચાણીથી પેટ છૂપાવવા માગો છો? હું તમારી વાતો માની લઉં છું, એટલે તમે માની બેસો છો કે આ કેવી ભલી ભોળી છે, પરંતુ હું તમારી એકેએક નસ ઓળખું છું. તમે તમારો દોષ મારે માથે ઢોળી પાડી તમે પોતે સાવ કોરા જ નીકળી જવા ચાહો છો. કહો, હું ખોટું કહું છું? જ્યારે વકીલ સાહેબ જીવતા હતા, ત્યારે તમે ધાર્યું હતું કે કશો કરાવ કરવાની શી જરૂર છે, એ પોતે જ જેટલું યોગ્ય લાગશે તેટલું આપશે, બલ્કે કશું નક્કી ન કર્યું હોવાથી ધાર્યા કરતાં પણ વધારે મેળવવાની આશા હતી. હવે વકીલસાહેબનો દેહાન્ત થઇ ગયો, એટલે તરહ તરહનાં બહાનાં બતાવવા લાગ્યા. આ સદ્‌ગૃહસ્થનાં લક્ષણ ન ગણાય, આ તો સરાસર નીચતા જ કહેવાય. આનો દોષ પણ તમારે શિરે જ રહેશે. હું હવે લગ્નની વાતનું નામ સુદ્ધાં પણ નહિ દઉં. તમારી ઇચ્છામાં આવે તેમ કરો. મને ઢોંગી માણસો પ્રતિ ખૂબ ચીડ છે. જે વાત હોય તે સ્પષ્ટ કહો, પછી ભલે તે સારી હોય યા ખોટી. 'હાથીના દાંત દેખાડવાના ય જુદા અને ચાવવાના ય જુદા' એ નીતિ

પર ચાલવાથી તમને શોભા પ્રદાન નથી થતી. બોલો, હજી પણ ત્યાં લગ્ન કરવા તૈયાર છો કે નહિ ?"

ભાલચંદ્ર: "જ્યારે હું બેઇમાન, દગાબાજ અને જૂઠો ઠર્યો છું, તો પછી મને પૂછવાની શી જરૂર છે ? પણ માણસોને બરાબર ઓળખે છે ? તારી આ બુદ્ધિનાં તે શા વખાણ કરું ?"

રંગીલી: "તમે મારી બુદ્ધિની શી કદર કરવાના હતા ? હજી પણ શરમ નથી આવતી ? સોગંદ ખાઈને કહેજો, મેં તમારા મનની જ વાત કરી હતી ને ?"

ભાલચંદ્ર: "અરે જા, પુરુષને ઓળખી શકે એ સ્ત્રીઓ બીજી. આજપર્યંત હું એમ માનતો હતો કે સ્ત્રીઓની દૃષ્ટિ ઘણી સૂક્ષ્મ હોય છે, પરંતુ હવે મને લાગે છે કે મારી એ માન્યતા ખોટી હતી, અને મહાત્માઓએ સ્ત્રીઓના વિષયમાં જે તત્વપૂર્ણ વાતો લખી છે, તે સાચી છે એમ માનું છું."

રંગીલી: "જરા આયનામાં જઇ મોઢું તો જોઇ આવો, તમને મારા સોગંદ છે. જરા જોઇ લ્યો તો ખરા કે મોંઢુ તો જરાક જેટલું થઇ ગયું છે."

ભાલચંદ્ર: "સાચું કહેજે, મારું મોં કેટલું પડી ગયું છે ?"

રંગીલી: "એક સારો માણસ ચોરી કરે અને પકડાઇ જતાં તેનું મોં પડી જાય તેટલું."

ભાલચંદ્ર: "ખેર, ભલે મારું મોંઢુ પડી ગયું, પરંતુ લગ્ન ત્યાં નહિ થાય એ વાત ચોક્કસ."

રંગીલી: "મારે છે શું ? તમારી ઇચ્છામાં આવે ત્યાં લગ્ન કરજો ને ! ભુવનને જ એક વાર પૂછીને કેમ ખાત્રી નથી કરી લેતા ?"

બાલચંદ્ર: " ઠીક, એ જે કહે તેમ કરીશું."

રંગીલી: "પણ તેને આ બધી બાબત પહેલેથી જણાવી ને વાત ન કરશો."

" ભાલચંદ્ર: " અરે, હું તેના સામું જોઈશ પણ નહિ."

સંયોગવશાત્ ભુવન પોતેજ ત્યાં આવી પહોંચ્યો. એના જેવા બલિષ્ઠ, સુડોળ અને સુંદર યુવકો કોલેજોમાં બહુ ઓછા જોવામાં આવે છે. સાવ એની માતા જેવો હતો. એના જેવો જ ગોરો વર્ણ હતો. એવા જ પાતળા પાતળા ગુલાબની પત્તી જેવા હોઠ હતા, એજ પહોળું માથું, મોટી મોટી આંખો, માત્ર શરીરનો બાંધો બાપનો હતો. હાફકોટ, બ્રિચીઝ, ટાઈ, બૂટ, હેટ તેને ખૂબ શોભી નીકળ્યાં હતાં. હાથમાં એક હોકી-સ્ટીક હતી. ચાલમાં જુવાનીનું અભિમાન અને આંખોમાં આત્મગૌરવ હતાં. રંગીલીએ કહ્યું: " આજ તો તેં ખૂબ મોડું કર્યું! આ જો, તારા સાસરેથી પત્ર આવ્યો છે. તારી સાસુએ લખ્યો છે. જે હોય તે સ્પષ્ટ કહી દેજે, અત્યારે સવારની વેળાએ જૂઠું ન બોલીશ. તારી ત્યાં લગ્ન કરવાની ઈચ્છા છે કે નહિ?"

ભુવન: " કરવાં તો જોઇએ બા, પરંતુ હું લગ્ન નહિ કરું."

રંગીલી: " કેમ?"

ભુવન: " ક્યાંક એવે સ્થાને નક્કી કરો કે જ્યાંથી ગાડું ભરીને નગદ રૂપિયા મળે. વધારે નહિ તો એકાદ લાખ મળે તો પણ બસ છે. ત્યાં હવે શું રહ્યું છે? વકીલસાહેબ તો હવે છે નહિ, પછી એ ડોસી પાસે શું રહ્યું હશે?"

રંગીલી: " તને આવી વાતો મોંએથી ઉચ્ચારતાં શરમ નથી આવતી?"

ભુવન: "આમાં શરમની શી વાત છે! રૂપિયા કોને કડવા લાગે છે! લાખ રૂપિયા તો લાખ જન્મેં પણ એકઠા નહિ કરી શકું. આ વર્ષે ધારો કે પાસ પણ થયો તો પણ ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધી રૂપિયાનાં દર્શન પણ થવાં મુશ્કેલ! પછી મહિને દહાડે સો બસો કમાવા માંડીશ. પાંચસો છસો સુધી પહોંચતાં તો ઉંમરનો ત્રીજો ભાગ ખલાસ થઈ જશે. રૂપિયા એકઠા કરવાનો વારો જ નહિ આવે. દુનિયાનો કશો આનંદ માણી જ નહિ શકું. કોઇ ધનવાનની પુત્રી સાથે જો નક્કી થઇ જાય, તો જીવન મોજથી ગુજરે. હું વધારે નથી ઇચ્છતો, રોકડા એક લાખ મારે બસ છે. યા તો કોઇ એવી શ્રીમંત વિધવા મળે, કે જેને માત્ર એક પુત્રી જ હોય!"

રંગીલી: "પછી સ્ત્રી ભલેને ગમે તેવી હોય?"

ભુવન: "ધન બધાય દોષ છૂપાવી દેશે. મને તો એ ગાળો દે તો પણ હું ચું કે ચાં ન કરું. દૂઝણી ગાયની લાત કોને નથી વહાલી લાગતી?"

બાબુસાહેબે પ્રશંસાસૂચક ભાવે જણાવ્યું: "અમને એ લોકો પ્રતિ સહાનુભૂતિ છે; અને અમને દુઃખ થાય છે કે ઇશ્વરે એમને માથે આપત્તિ નાખી. પરંતુ કોઈ પણ કામનો નિર્ણય બુદ્ધિપૂર્વક કરવો જોઇએ. આપણે ગમે તેટલી કાપકૂપી કરીએ છતાંય જાન મોટી થઈ જશે, અને ત્યાં પૂરા રોટલાના પણ ઠેકાણાં નથી. માત્ર લોકો હસશે અને કશુંજ પરિણામ નહિ આવે. તે સિવાય બીજું કશું થવાનું નથી."

રંગીલી: "જેઓ ગરીબ છે, તેમણે પોતાના જેવા ગરીબોને ત્યાં જ સંબંધ બાંધવો જોઇએ.

ભુવન: "પોતાના કરતાં મોટા ઘરને......"

રંગીલી: "ચૂપ રહે, ન જોયો હોય તો મોટા ઘરવાળો! તમે મોટા ઠોકુશાના દીકરા ક્યારના થઇ બેઠા? કોઇ માણુસ બારણે આવ્યું હોય છે, તો લોટો પાણી પાવા જેટલી તો ઉદારતા છે નહિ. મોટા ઘરવાળા ન જોયા હોય તો!"

એટલું કહી રંગીલી ત્યાંથી ઊઠી રસોડામાં ચાલી ગઇ. ભુવનમોહન સ્મિત કરતો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. અને બાબુસાહેબ મૂછો પર તાલ દેતા, મોટેરામને છેલ્લો નિર્ણય સંભળાવી દેવા બહાર આવ્યા, પરંતુ પંડિતજીનો તો ક્યાંય પત્તો જ ન હતો.

મોટેરામજી થોડીવાર સુધી નોકરની રાહ જોઇને બેસી રહ્યા, પરંતુ જ્યારે એને આવતાં ખૂબ વાર થઇ, એટલે એમનાથી બેસી ન રહેવાયું. વિચાર કર્યો કે અહીં બેસી રહ્યાથી કશો દહાડો નહિ વળે, કાંઇક પ્રયત્ન કરવો જોઇએ. ભાગ્યના ભરૂસે જો અહીં બેસી રહ્યા, તો ભૂખે મરવું પડશે. અહીં તમારી દાઢ ગળશે નહિ. ચૂપચાપ લાકડી લીધી, અને જે બાજુ પેલો નોકર ગયો હતો, એ તરફ રવાના થયા. બજાર થોડે દૂર જ હતું, એક ક્ષણમાં ત્યાં જઇ પહોંચ્યા. જઇને જોયું તો વૃદ્ધ નોકર એક કંદોઇની દુકાન પર બેઠો બેઠો ચલમ ફૂંકતો હતો. તેને જોતાં જ પંડિતજી એકદમ બોલી ઊઠયા: "હજી મીઠાઇ તૈયાર થઇ નથી, અલ્યા? ત્યાં સરકાર તો ગુસ્સે થઇ ગયા છે, કે આ તો ક્યાંક જઇને સૂઇ ગયો, કે તાડી પીવા બેઠો?" મેં કહ્યું: "સરકાર, એમ નથી, વૃદ્ધ માણુસ છે, હમણાં આવતો જ હશે." ભારે વિચિત્ર માણુસ છે ભાઇ! કોણ જાણે એમને ત્યાં નોકરો શાથી ટકે છે?"

નોકર: "મારા સિવાય બીજો કોઇ અહીં ટકતો નથી, અને કોઇ ટકશે પણ નહિ. સાલભરથી પગાર નથી મળ્યો. કોઇનેય

પગાર જ આપતા નથી. જ્યાં કોઈએ પગાર માંગ્યો કે મારવા ધસે છે. એટલે નોકર બિચારો નોકરી છોડીને જ નાસી જાય છે. પેલા બે જણા જે પંખો નાખતા હતા, એ સરકારી નોકર છે. સરકાર તરફથી બે નોકરો મળે છે ને! એટલે ગાડું ગબડે છે. હું પણ એમ વિચારું છું કે જેવાં મારાં કરમ એવી મને નોકરી મળી. દસ વર્ષ વીતી ગયાં છે. બીજાં એકાદ બે વર્ષ આ પ્રમાણે વીતી જશે."

મોટેરામ : "તો શું તમે એકલા જ નોકર છો? નામ તો બધાં બહુ પોકારે છે?"

નોકર: "એ બધાય આ બે ત્રણ મહિનામાં આવ્યા અને નોકરી છોડીને જતા રહ્યા. એ પોતાનો રોફ જમાવવા હજી બધાનાં નામ પોકાર્યા કરે છે. ક્યાંક નોકરી અપાવશો, હું તમારી સાથે આવવા તૈયાર છું."

મોટેરામ: "અરે, નોકરીઓનો શો તોટો છે? નોકરો તો આજકાલ શોધ્યા પણ નથી જડતા. તમે તો જૂના માણસ છો, તમારા જેવાને માટે વળી નોકરીનો શો તોટો? કેમ કાંઈ તાજી વસ્તુ તૈયાર છે? મને તો તારા સરકાર કહે કે ખીચડી બનાવશો કે રોટલા? મેં તો કહી દીધું કે સરકાર, વૃદ્ધ માણસ છે. રાતના તેને મારી રસોઈ બનાવતાં કષ્ટ પડશે, હું જઈને બજારમાં જ કાંઇ ખાઇ લઈશ. એની આપ ચિંતા ન કરશો. બોલ્યા, ઠીક જેવી તમારી ઇચ્છા, નોકર તમને દુકાને મળશે. બોલો શેઠ, કાંઈ તર માલ તૈયાર છે? લાડુ તો તાજા બનાવેલા દેખાય છે? તોળો ત્યારે બશેર, ઉપર ત્યાં આવી જાઉં ને?"

એમ કહી મોટેરામજી કંદોઇની દુકાન પર જઈને

બેઠા, અને તર માલ ચાખવા લાગ્યા. ખૂબ પેટ ભરીને ખાધું. ચાર પાંચ શેર સાફ કરી ગયા. ખાતાં ખાતાં કંદોઇનાં વખાણ કરતા જતા હતા. શેઠ, તમારી દુકાનની જેવી તારીફ સાંભરી હતી તેવો જ માલ પણ મળ્યો. બનારસવાળા આવા સરસ રસગુલ્લાં નથી બનાવી શકતા. બરફી સારી બનાવે છે, પણ તમારીય કાંઈ ખરાબ નથી. સારી વસ્તુઓ એકત્ર કરવાથી જ સારો માલ નથી બનતો, તે માટે વિદ્યા આવડવી જોઇએ."

કંદોઇઃ "કાંઈ બીજું લ્યો મહારાજ, થોડી બાસૂદી મારા તરફથી સ્વીકારો."

મોટેરામ: "ઇચ્છા તો નથી, છતાં આગ્રહ છે તો આપો અડધો શેર."

કંદોઈઃ "અડધા શેરે શું થશે. સરસ માલ છે, શેર લઇ લ્યો."

ખૂબ ઇચ્છાપૂર્ણ ભોજન કરીને પંડિતજીએ થોડી વાર બજારની સહેલ કરી, અને નવ વાગતાં વાગતાં ઘેર આવી પહોંચ્યા. ત્યાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ હતી. એક ફાનસ બળતું હતું. એમણે બહાર ઓટલા પર પથારી ઢાળી, અને સૂઈ ગયા.

સવારમાં પોતાના નિયમાનુસાર આઠેક વાગે ઊઠયા અને જોયું તો બાબુસાહેબ બહાર આંટા મારી રહ્યા હતા. એમને જાગેલા જોઇને એ નમસ્કાર કરીને બોલ્યા: "મહારાજ, તમે રાતના ક્યાં ચાલ્યા ગયા હતા? મેં તો મોડી રાત સુધી તમારી રાહ જોઈ હતી. ભોજનની બધી સામગ્રી ક્યાં સુધી પડી રહી. જ્યારે તમે ન આવ્યા, ત્યારે બધું એક બાજુ મૂકાવી દીધું. તમે કાંઈ ભોજન કર્યું હતું કે નહિ?"

મોટેરામ: " કંદોઇની દુકાને જઈને થોડો નાસ્તો કર્યો હતો."

ભાલચંદ્ર: " અરે દાળ રોટી જેવો આનંદ કંદોઇની પૂરી-મીઠાઈમાં ક્યાંથી હોય? દશ બાર આના ખરચ થયું હશે, અને છતાં પેટ પણ પૂરું નહિ ભરાયું હોય! તમે તો મારા મહેમાન છો, જેટલા પૈસા થયા હોય તેટલા મારી પાસેથી લઈ લેજો."

મોટેરામ: " તમારા જ કંદોઈની દુકાન પર ખાવા ગયો હતો, આ નહિ પેલો જે નાકા પર છે તે?"

ભાલચંદ્ર: " કેટલા પૈસા થયા હતા?"

મોટેરામ: " તમારા ખાતે લખાવી દીધા છે."

ભાલચંદ્ર: " જે જે લીધું હોય તે મને જણાવી દેજો, નહિ તો પાછળથી એ કાંઈકનું કાંઇ માગતો આવશે. પૂરો ઠગ છે."

મોટેરામ: " પાંચ શેરેક મીઠાઈ અને શેરેક બાસૂદી લીધી હતી."

બાબુસાહેબ વિસ્ફારિત નેત્રો વડે પંડિતજીને જોઈ રહ્યા, જાણે કે મહાન આશ્ચર્યની વાત સાંભળી ન હોય! છ શેર મીઠાઈ તો અહીં મહિના ભરમાં ઘરમાં પણ નહોતી આવતી, અને આ મહાશય એક ટંકે જ ચાર રૂપિયાનો માલ ઝપાટી ગયા! જો એક અડધો દીવસ એ વધુ રહ્યા, તો દેવાળુ જ ફૂંકાવશે.! આ તે પેટ છે કે પોળ? છ શેર! કાંઈ હિસાબ છે! બાબુજી ઉદ્વિગ્ન દશામાં અંદર દોડયા, અને રંગીલીને કહેવા લાગ્યા: " કાંઇ સાંભળ્યું, આ મહાશય કાલે છ શેર મીઠાઇ ઝપાટી ગયા! છ શેર પૂરી!

રંગીલીબાઈએ વિસ્મિત બની કહ્યું: " અરે જાઓ, છ શેર મીઠાઇ તે એ વળી ખાતો હશે? માણસ છે કે બળદ?"

ભાલચંદ્ર: " છ શેર તો એ પોતાના મોંઢે કહે છે. પરંતુ આઠ શેર કરતાં ઓછી નહિ ખાઇ ગયો હોય. પૂરી આઠ શેર ! "

રંગીલી: " પેટમાં શનિશ્ચર છે કે શું ? "

ભાલચંદ્ર: " આ જો આજ રહ્યો, તો બીજી છ શેર સાફ કરી જશે. "

રંગીલી: " તો આજે રાખો છો જ શું કામ, કાગળનો જે જવાબ આપવો હોય, તે આપીને કરી દો વિદાય. અને જો રહે તો સાફ કહી દેજો કે અમારે ત્યાં મીઠાઇ કાંઇ મફત નથી આવતી. ખીચડી રાંધીને ખાવી હોય તો ખાય, નહિ તો રસ્તો પકડે. જેમને આવા પેટભરાઓને ખવડાવવાથી મુક્તિ મળતી હોય, એ ભલે ખવડાવે, અમારે એવી મુક્તિ નથી જોઇતી. "

પરંતુ પંડિતજી પોતે જ વિદાય લેવા માટે તૈયાર થઇને બેઠા હતા, તેથી બાબુ ભાલચંદ્રને કૌશલ્યથી કામ લેવાની જરૂર ન પડી. તેમણે પૂછ્યું: " કેમ તૈયાર થઇ ગયા, મહારાજ ? "

મોટેરામ: " હા સરકાર, હવે જવું જોઇએ. નવ વાગ્યાની ગાડી તો મળશે ને ? "

ભાલચંદ્ર: " ભલા આજનો એક દહાડો તો રહી જવું હતું ને ? "

એમ કહેતાં કહેતાં બાબુજીને ભય લાગ્યો કે ક્યાંક મહારાજ સાચેસાચ જ ન રહી જાય, તેથી વાક્યને આ પ્રકારે પૂરું કર્યું: "હા, હા, ત્યાં પણ બધાં તમારી રાહ જોઇને બેઠાં હશે."

મોટેરામ: " એક બે દહાડાનો સવાલ નથી, અને વિચાર પણ હતો ત્રિવેણીમાં સ્નાન કરીને જઇશ. પરંતુ ખોટું ન લગાડો તો કહું—આપ લોકોમાં બ્રાહ્મણો પ્રતિ લેશમાત્ર પણ શ્રદ્ધા નથી [illegible] લોકો [illegible]-

કાળ અમારા મુખ સામે જોઇ રહેતા હોય છે કે પંડિતજી કોઇ આજ્ઞા કરે, અને એમનું પાલન કરીએ. અમે એમને ત્યાં જઈએ છીએ ત્યારે એ લોકો પોતાનું ધનભાગ્ય માને છે, અને આખું ઘર, નાનાથી મોટાં બધાંય, અમારી સેવામાં મગ્ન બની જાય છે. જ્યાં અમારો આદર નહિ, ત્યાં એક ક્ષણ પણ રહેવાનું અમારે માટે અસહ્ય છે. જ્યાં બ્રાહ્મણનો આદર નહિ, ત્યાં કલ્યાણ નથી થતું."

ભાલચંદ્ર: "મહારાજ, અમારાથી તો એવો કોઇ અપરાધ નથી થયો."

મોટેરામ: "અપરાધ નથી થયો ? આથી મોટો અપરાધ બીજો કયો કહેવાય? હજી હમણાં જ તો આપે ઘરમાં જઇને કહ્યું કે આ મહાશય છ શેર મીઠાઇ સાફ કરી ગયા. પૂરી છ શેર! હજી આપે ખાનારા જોયા નથી. એકવાર ખવડાવી જુઓ પછી ખબર પડશે. એવા એવા મહાન પુરુષો પડયા છે કે જેઓ એક ટંકે દસ શેર મીઠાઈ તો જોતજોતામાં સાફ કરી જાય, અને ઓડકાર પણ ન ખાય. અરે માત્ર મીઠાઇ ખવડાવવા માટે અમને આજીજીઓ કરવામાં આવે છે, ઉપરથી પૈસા આપવામાં આવે છે. અમે ભિક્ષુક બ્રાહ્મણ નથી કે આપના બારણે પડયા રહીએ. આપનું નામ સાંભળીને આવ્યા હતા, એવી ખબર નહોતી કે અહીં ભોજનના પણ વાખા પડશે. જાઓ, ભગવાન આપનું કલ્યાણ કરશે."

પંડિતજીના શબ્દો સાંભળી બાબુસાહેબ એવા તો ઠરી ગયા કે મુખમાંથી એક શબ્દ પણ કાંઈ બોલી શકયા નહિ. આખી જિંદગીમાં આવા કડવા બોલ કોઇએ નહોતા સંભળાવ્યા. ઘણો બચાવ કર્યો કે અમે આપની વાત નહોતાં કરતાં, એ તો

એક બીજા જ મહાશયની વાત હતી, પરંતુ પંડિતજીનો ક્રોધ શાંત ન થયો. એ બધું સહન કરી શકતા, પરંતુ પોતાની ક્ષુધા વિષે કોઈ કાંઈ કહે એ તેમનાથી સહન નહોતું થતું. સ્ત્રીઓને પોતાના રૂપની નિંદા જેટલી અપ્રિય હોય છે, તેથી પણ ઘણા વધારે પ્રમાણમાં ઘણા પુરુષોને પોતાની ક્ષુધાની નિંદા અપ્રિય લાગે છે. બાબુસાહેબ સારું લગાડવા પ્રયત્ન તો કરતા હતા, પરંતુ મનમાં ડર હતો કે ક્યાંક આ રહી ન જાય. એમની કૃપણતાનો પડદો ખુલી ગયો હતો, એમાં હવે શંકા ન હતી. એને પડદાથી ઢાંકી દેવાનું જરૂરી હતું. પોતાની કૃપણતા છૂપાવવા માટે તેમણે બનતા બધા પ્રયાસો કર્યા હતા, પરંતુ એ વાત છૂપી ન રહી શકી. મનમાં પસ્તાતા હતા કે મારા ક્યાં ભોગ લાગ્યા કે હું ઘરમાં વાત કરવા ગયો, અને જઈને વાત પણ કરી મોટા અવાજે. આ દુષ્ટ પણ કાન માંડીને સાંભળી રહ્યો, પરંતુ હવે પસ્તાવાથી શું થઈ શકે તેમ હતું? કોણ જાણે આજે કેવાય માણસનું મોં જોયું હશે, કે આ આફત માથે આવી પડી? જો અત્યારે અહીંથી રિસાઈને એ ચાલ્યો જશે, તો જઈને ત્યાં જરૂર બદનામ કરશે. અને મારી બધી આબરૂ ઉઘાડી પડી જશે. હવે તો આનું મોં કોઈ પણ પ્રકારે બંધ કરે જ છૂટકો!

આમ વિચાર કરી ઘરમાં જઈ રંગીલીબાઈને કહેવા લાગ્યા: "આ દુષ્ટ આપણી વાતો સાંભળી ગયો. રિસાઈને ચાલ્યો જાય છે."

રંગીલી: "જ્યારે તમે જાણતા હતા કે એ બારણે ઊભો છે. તો પછી ધીરેથી શું કરવા નહોતા બોલ્યા?"

ભાલચંદ્ર: "આફત આવે છે ત્યારે એકલી નથી આવતી.

મને શી ખબર કે એ બારણે ઊભો ઊભો કાન માંડી સાંભળતો હશે?"

રંગીલી: "કોણ જાણે આજે કોનુંય મોં જોયું હતું?"

ભાલચંદ્ર: "એ દુષ્ટ જ સામે સૂતો હતો. આવી ખબર હોત તો એ તરફ નજર સુદ્ધાં ન કરત. હવે તો કાંઈ આપી કરીને એને રાજી કરવો પડશે."

રંગીલી: "ઉંહ, જવા દો. જ્યારે તમારે લગ્ન જ કરવાં નથી, તો પછી શી ચિંતા! જે સમજવું હોય તે સમજે, અને જઇને જે કહેવું હોય તે કહે!"

ભાલચંદ્ર: "એમ પ્રાણ નહિ બચે. લાવ, દશ રૂપિયા, જઇને વિદાયગીરીના કરી આપું. ઇશ્વર કરે ને ફરીથી આ માણસનું મોં ન જોવું પડે."

રંગીલીએ કચવાતા મને દશ રૂપિયા કાઢયા અને બાબુ-સાહેબે એ લઇ જઇને પંડિતજીના ચરણોમાં મૂકયા. પંડિતજી તે જોઇ મનમાં જ બોલ્યા: "હત તારા મખ્ખીચૂસની! એવો ફટકાર્યો છે કે જીવનભર તું મને યાદ કરીશ, તું માનતો હોઇશ કે દશ રૂપિયા આપી આને ઉલ્લુ બનાવી દઇશ. એવા ભ્રમમાં ન રહીશ. અહીં તો તારી એકેએક નસને ઓળખીએ છીએ." રૂપિયા ખિસ્સામાં મૂકી દીધા, અને આશીર્વાદ આપી રસ્તો પકડયો.

બાબુસાહેબે કયાંય સુધી ઊભા રહી વિચાર કર્યો: "કોને ખબર, એ હજી ય મને કૃપણ માનતો હશે કે વાત ઢંકાઇ ગઇ હશે. કયાંક આ પૈસા પણ પાણીમાં ન જાય!"

## પ્રકરણ ૪ થું

કલ્યાણી સમક્ષ હવે એક વિષમ સમસ્યા ઉપસ્થિત થઈ. પતિના દેહાન્ત બાદ તેને પોતાની દુરાવસ્થાનો આ પહેલો અને અત્યંત કડવો અનુભવ થયો. જુવાન દીકરી ઘરમાં કુંવારી હોય, તે કરતાં વધુ ભારે વિપત્તિ એક દરિદ્ર વિધવા માટે બીજી કઇ હોઇ શકે ? છોકરો ઉઘાડે પગે ભણવા જઇ શકે, રસોઈ-વાસણ પણ પોતાના હાથે કરી લેવાય, લૂખુંસૂકું ખાઇને પણ દહાડા ગુજારી શકાય, ઝૂંપડીમાં જિંદગી વિતાવી શકાય, પરંતુ જુવાન કુંવારી દીકરીને ઘરમાં રાખી ન મૂકી શકાય. કલ્યાણીને ભાલચંદ્ર પર એવો તો ક્રોધ આવતો હતો કે સ્વયં જઈને તેના મોં પર મેંશ ચોપડી આવું, તેના વાળ પીંખી નાખું. જઇને કહું કે તું તારા બોલથી ફરી ગયો, તું તારા બાપનો દીકરો જ નથી. પંડિત મોટેરામે એની કપટલીલાનું નગ્ન વૃત્તાંત સંભળાવી દીધું હતું.

તે આવા ક્રોધમાં જ બેઠી હતી કે કૃષ્ણા ત્યાં રમતી રમતી આવી પહોંચી, અને બોલી: " હવે કેટલા દહાડા બાદ જાન આવશે, મા ? પંડિતજી તો આવી ગયા ! "

કલ્યાણી: "જાનનું સ્વપ્નું જોઇ રહી છું કે શું?"

કૃષ્ણા: "આ ચંદર તો કહેતો હતો કે હવે બે ત્રણ દિવસમાં જ જાન આવી પહોંચશે. શું એ નહિ આવે, મા?"

કલ્યાણી: "એક વાર તો કહી દીધું, હવે નકામું માથું શું કામ ફોડાવે છે?"

કૃષ્ણા: "બધાને ત્યાં તો જાન આવે છે, પછી આપણે ત્યાં શા માટે નહિ આવે?"

કલ્યાણી: "તારે ત્યાં જે જાન લઇને આવનારો હતો, એના ઘરમાં આગ લાગી ગઇ."

કૃષ્ણા: "સાચું કહો છો, મા? ત્યારે તો આખું ઘર બળી ગયું હશે! હવે ક્યાં રહેતા હશે? બહેન જઇને ક્યાં રહેશે?"

કલ્યાણી: "અરે ગાંડી, તું તો કશું સમજતી જ નથી. આગ નથી લાગી. હવે આપણે ત્યાં લગ્ન નથી કરવાના!"

કૃષ્ણા: "એમ કેમ મા? પહેલાં તો ત્યાં લગ્ન કરવાનું નક્કી કર્યું હતું ને?"

કલ્યાણી: "એ લોકો બહુ પૈસા માંગે છે, અને આપણી પાસે તેમને આપવા માટે પૈસા નથી."

કૃષ્ણા: "એ લોકો શું બહુ લાલચુ છે, મા?"

કલ્યાણી: "લાલચુ નહિ તો બીજું શું? પૂરા કસાઇ, નિર્દયી, દગાબાજ!"

કૃષ્ણા: "ત્યારે તો મા, એ બહુ સારું થયું કે એમને ઘેર બહેનનાં લગ્ન ન થયાં. બહેન એમને ત્યાં કેવી રીતે રહી શકત! આ તો આનંદની વાત છે મા, એમાં તું શા સારું શોક કરે છે?"

કલ્યાણી પુત્રીને સ્નેહમય દૃષ્ટિથી જોઈ રહી. એનું કહેવું કેટલું સાચું હતું? ભોળા શબ્દોમાં સમસ્યાનું કેટલું માર્મિક નિરૂપણ હતું? સાચે જ આ તો પ્રસન્ન થવા જેવી વાત હતી કે આવા કુપાત્રો સાથે સંબંધ ન જોડાયો, એ શોકની બિના ન હતી, આ કુપાત્રોમાં જઇને બિચારી નિર્મળાની કોણ જાણે શીય ગતિ થાત! બિચારી પોતાના નસીબને દોષ દેત! દાળમાં જો જરાક મીઠું વધારે પડી જાત, તો ઘર આખામાં શોર મચી જાત; રાંધેલું જો જરા વધારે પડયું રહેત, તો સાસુ મારીને ગામ આખું માથે કરત. છોકરો પણ એવો જ લોભી છે. બહુ સારી વાત થઇ, નહિ તો બિચારીને આખી જિંદગી રોઈ રોઈને કાઢવી પડત. કલ્યાણી અહીંથી ઊભી થઈ, ત્યારે તેના હૃદયનો બોજ હલકો થઈ ગયો હતો.

પરંતુ લગ્ન કર્યા વિના તો ચાલે એમ ન હતું, અને તે પણ બની શકે તો આ જ વરસે, નહિ તો વળી બીજા વર્ષે નવેસરથી બધી તૈયારીઓ કરવી પડશે. હવે સારા ઘરની કે સારા વરની જરૂર ન હતી. અભાગણીને સારું ઘર કે વર કયાંથી મળવાનાં હતાં. હવે તો કોઇ પણ પ્રકારે કુંવારો ધાડવો ઉતારવાનો હતો, કોઇ પણ રીતે પુત્રીને સાસરા ભેગી કરવાની હતી—તેને કૂવામાં ફેંકવાની હતી! તે રૂપવતી હતી, ગુણિયલ હતી, ચતુર હતી, કુલીન હતી, ભલે એ બધા ગુણો રહ્યા, પરંતુ તેની પાસે આપવા માટે પહેરામણી નહોતી, એ દોષ ઉપરના તેના બધાય ગુણોને ઢાંકી દેતો હતો. પહેરામણી મળતી હોય તો સામો પક્ષ બધાય દોષને ગુણ માની લે છે. દીકરીનું કાંઇ મૂલ્ય નથી, મૂલ્ય છે માત્ર પહેરામણીનું! કેટલી વિષમ ભાગ્યલીલા છે?

કલ્યાણીનો પણ કાંઇ ઓછો દોષ ન હતો. તે અબળા

નિર્મળા જ્યારે વસ્ત્રાભૂષણોથી અલંકૃત થઇ આયના સમક્ષ ઊભી રહેતી, અને એમાં પોતાના સૌંદર્યની સુંદરતા જોતી, ત્યારે તેનું હૃદય એક અતૃષ્ણાથી તલસી ઊઠતું, એ સમયે તેના હૃદયમાં એક પ્રકારની જ્વાલા સળગી ઊઠતી, મનમાં થઈ જતું કે આ ઘરમાં આગ લગાવી દઉં. તેને પોતાની માતા પર ક્રોધ આવતો, પિતા પર ક્રોધ આવતો, ભાગ્ય પર ક્રોધ આવતો, પરંતુ તેને સૌથી વધુ ક્રોધ બિચારા તોતારામ પર આવતો હતો. તે સદૈવ આ તાપથી બળ્યા કરતી. અલબેલો અસવાર ઘરડા ખચ્ચર પર સવારી કરવાનું કદાપિ પસંદ નથી કરતો, એના કરતાં તો એ પગે ચાલતાં જવાનું વધારે પસંદ કરે, નિર્મળાની દશા એ અલબેલા અસવાર જેવી હતી. તે એના પર સ્વાર થઇ ઊડવા માગતી હતી, એ ઉલ્લાસમય વિદ્યુતગતિનો આનંદ માણવા ચાહતી હતી, ટટ્ટુના હણહણાટ અને કાન ઊંચા કરવાથી શું મળવાનું હતું? સંભવ હતો કે બાળકો સાથે હસવા ખેલવામાં એ થોડીવાર પોતાની દશા ભૂલી જતી, મન કાંઇક પ્રફૂલ્લિત થતું, પરંતુ રુકિમણી છોકરાઓને તેની પાસે ફરકવા પણ દેતી નહોતી, જાણે કે નિર્મળા એક પિશાચણી હોઈ, તે બાળકોને ખાઇ જશે. રુકિમણીનો સ્વભાવ સારાય સંસાર કરતાં જુદા જ પ્રકારનો હતો. તે કઇ વાતથી ખુશ થશે અને કઇ વાતથી નારાજ, તેનો પત્તો લાગવો જ મુશ્કેલ હતો. એકવાર જે વાતથી એ ખુશ થતી, બીજી વાર એ જ વાતથી નારાજ થઇ જતી. જો નિર્મળા પોતાના ઓરડામાં બેસી રહેતી તો એ કહેતી કે કોણ જાણે આ કેવીય મીંઢી છે, જો તે માળ પર જતી અને ચાકરડીઓ સાથે વાતો કરતી, તો હાયહાય કરવા મચતી, કે છે કાંઇ લાજ કે શરમ? રાંડે હૈયું જ વેચી ખાધું છે. હવે શું? થોડા દહાડા બાદ ખુલ્લા બજારમાં પણ જઇ નાચવા બેસશે. જ્યારથી

વકીલસાહેબે નિર્મળાના હાથમાં આમદાની મૂકવા માંડી, ત્યારથી રુકિમણી માટે એ એક મહત્વની ચર્ચાનો વિષય થઈ પડચો હતો. એ તો એટલે સુધી ભવિષ્ય ભાખતી કે હવે પ્રલય થવામાં બહુ જ થોડી વાર રહી છે. છોકરાઓને વારંવાર પૈસાની જરૂર પડતી. જ્યાં સુધી પોતાના હાથમાં કારભાર હતો, ત્યાં સુધી તો એમને ખુશ કરી દેતી. હવે સીધા એમને નિર્મળા પાસે ધકેલી દેતી. નિર્મળાને છોકરાઓનું આ જીભ સ્વાદિયાપણું નહોતું ગમતું, તેથી કયારેક કયારેક પૈસા આપવાનો ઇન્કાર કરતી. અને તુરત જ રુકિમણીને પોતાનાં વાગ્બાણ ફેંકવાનો અવસર મળી જતો – હવે તો શેઠાણી થઇ છે ને, છોકરાં શું કામ જોઇએ ? બિચારા મા વગરના છોકરાઓનું કોણ ધણીધોરી ? રૂપિયાની મીઠાઈ ખાઇ જતા, હવે પાઇ-પાઈ માટે તલસે છે. નિર્મળા ચિડાઇને જો કોક દહાડો કાંઇ પૂછચાગાછચા વિના પૈસા આપતી, તો દેવી રુકિમણી તુરત બીજી જ આલોચના કરવા લાગતાં – એને શું, છોકરા મરે યા જીવે, એને તો જાણે પાપમાંથી છૂટ્યું. સગી જનેતા વગર કોણ સમજાવે કે બેટા બહુ મીઠાઇઓ સારી નહિ. કાંઈ થશે તો મારે વેઠ કરવાની છે. એને છે કશું ? અહીં સુધી તો નિર્મળા કદાચ સાંખી રહેત, પરંતુ રુકિમણીએ છૂપી પોલીસની માફક નિર્મળાનો પીછો પકડચો હતો. જો તે અગાસીએ જઈ ઊભી હોય, તો જરૂર એણે કોક સાથે સંકેત–સંવાદ કર્યો હશે; દાસી સાથે વાત કરતી હોય, તો જરૂર એ પોતાની જ નિંદા કરતી હશે; બજારથી કાંઇક વસ્તુ મંગાવી હોય, તો જરૂર કોઈ વિલાસવસ્તુ હશે. તે હંમેશા તેના પત્રો છાનાછપના વાંચવાના પ્રયત્નો કરતી, અને છૂપાઇને કાન માંડીને તેની વાતો સાંભળતી. નિર્મળા એમની આ બેધારી તલવારથી સદા કંપતી. વાત એટલે સુધી પહોંચી કે નિર્મળાએ થાકીને એક દિવસ પતિને

કહ્યું: “તમે જરા મોટી બહેનને સમજાવશો, એ શું કામ નાહકનાં મારી પાછળ પડ્યાં છે?”

તોતારામે જરા ગરમ થઈ કહ્યું: “શું તને એણે કાંઈ કહ્યું છે?”

“રોજ કહ્યા તો કરે છે, તમને એ વાતની બળતરા હોય કે આ શેઠાણી કેમ થઈ બેઠી છે, તો હવેથી તમે એમને જ પૈસાબૈસા આપજો, મારે એ નથી જોઈતા. એ જ શેઠાણી બન્યાં રહે. હું તો કેવળ એટલું જ ઇચ્છું છું કે મને કોઈ વારંવાર મહેણુંટોણું ન માર્યા કરે.”

આમ કહેતાં કહેતાં નિર્મળાની આંખોમાં આંસું ઊભરાઈ આવ્યાં. તોતારામને પોતાનો પ્રેમ દાખવવાનો આ ખૂબ જ ઉત્તમ અવસર મળ્યો. તે બોલ્યા: “હું આજે જ એમની ખબર લઈ નાખીશ. સાફ કહી દઈશ કે જો મોં બંધ રાખીને રહેવું હોય તો રહો, નહિ તો તમારો રસ્તો પકડો. આ ઘરની સ્વામિની એ નથી, તું જ છે. એ કેવળ તારી સહાયતા માટે છે. જો એ સહાયતા કરવાને બદલે તને હેરાન કરતાં હોય, તો એમને અહીં રહેવાની જરૂર નથી. હું તો ધારતો હતો કે વિધવા છે, અનાથ છે, પાશેર અનાજ ખાશે અને પડી રહેશે. જ્યારે બીજા નોકરચાકરો ખાય છે, તો આતો સગી બહેન છે. છોકરાઓની દેખરેખ માટે એક બૈરા માણસની જરૂર હતી, એટલે રાખ્યાં હતાં, પરંતુ એનો અર્થ એ નથી થતો કે એ તારા પર શાસન કરે.”

નિર્મળાએ પુનઃ કહ્યું: “છોકરાઓને ચઢાવે છે કે જઈને મા પાસે પૈસા માગો, ક્યારેક બીજું કાંઈ તો ક્યારેક વળી ત્રીજું કાંઈ. છોકરાઓ આવી મારો જીવ ખાય છે. ઘડીભર

આડે પડખે થવાનું પણ મુશ્કેલ થઈ જાય છે. જો જરા ધમકાવું છું, તો તુરત જ એ લાલપીળી આંખો કરીને આવી પહોંચે છે. મને કહેશે કે તું તો છોકરાઓ જોઈને બળી જાય છે. માત્ર ભગવાન જ જાણે છે કે છોકરાઓ મને કેટલા બધા વ્હાલા છે. અંતે એ પણ છે તો મારાં જ છોકરાં ને! એમને જોઈને મને શું કામ બળતરા થાય?"

તોતારામ ક્રોધથી કંપી ઊઠયા: "તને જે છોકરો હેરાન કરે તેને મારજે. હુંય જોઉં છું કે છોકરાઓ બહુ મોંઢે ચઢી ગયા છે. મન્શારામને તો હું છાત્રાલયમાં જ ધકેલી દઈશ. બાકીના બેને તો આજે જ પાંશરાદોર કરી નાખીશ."

તે સમયે તોતારામ કચેરીમાં જતા હતા. મારવા–ધમકાવવાનો સમય ન હતો, પરંતુ સાંજે કચેરીમાંથી પાછા ફરતાં જ તેમણે ઘરમાં જઈ રુકિમણીને કહ્યું: "કેમ બહેન, તારે આ ઘરમાં રહેવું છે કે નહિ? જો રહેવું હોય તો ચૂપચાપ રીતે રહે. તું બીજાને રહેવાનું પણ મુશ્કેલ કરી દે એ સારું કહેવાય?"

રુકિમણી સમજી ગઇ કે વહુએ પોતાનો ઘા કર્યો. પરંતુ એ સહેજમાં દબાઇ જાય એવી સ્ત્રી ન હતી. એક તો ઉંમરે મોટી હતી, તદુપરાંત આ ઘરની સેવામાં જ તેણે જિંદગી વીતાવી હતી. કોની તાકાત હતી કે તેના માર્ગની વચ્ચે આવે! તેને પોતાના ભાઈની આ ક્ષુદ્રતા પર આશ્ચર્ય થયું. તે બોલી: "તો શું દાસી તરીકે રાખશો? દાસી થઇને જ રહેવું હશે, તો આ ઘરમાં દાસી થઇને નહિ રહું. જો તમારી એવી જ ઇચ્છા હોય કે ઘરમાં કોઇ ભડકો મૂકે, અને હું ઊભી ઊભી જોયા કરું, કોઇને આડે રસ્તે જતાં જોઇ, ચૂપચાપ હું

જોયા કરું. જે જેના મનમાં ફાવે તેમ વર્તે અને હું માટીના પૂતળાની જેમ બેસી જ રહું, તો એ મારાથી નહિ બને. એવું તો શું થયું છે, તમે આટલા બધા ગુસ્સે થઇને આવ્યા છો? કેમ બુદ્ધિ બધી જ ઘરેણે મૂકી દીધી, હજી ગઇ કાલે આવેલી ચાર આંગળની છોકરી અત્યારથી જ ચોટલી પકડીને નચાડવા લાગી? ન કાંઈ પૂછ્યું કે ન કાંઈ ગાછ્યું, બસ એણે તાર ખેંચ્યો, અને તમે કાષ્ટના સિપાહીની જેમ તલવાર લઇને ઊભા થઇ ગયા!"

તોતારામ: "મેં ય સાંભળ્યું છે કે તું જરા જરા વાતમાં વાંધા પાડે છે, અને ઘડી ઘડી મહેણાંટોણાં માર્યાં કરે છે. તારે જો કાંઇક શિખામણ આપવી હોય તો, જરા મીઠાશથી પાસે બેસાડીને સારા શબ્દોમાં કહેવું જોઈએ. મહેણાંટોણાં મારવાથી તો શિખામણ લાગવાને બદલે માણસ ઊલટું વધારે ખરાબ બને છે."

રુક્મિણી: "તો તમારી મરજી એવી છે કે મારે કશું બોલવું જ નહિ. તો ભલે એમ! પરંતુ પછીથી આવીને એમ ન કહેતા કે તું તો ઘરમાં બેઠી હતી, તેં કેમ કાંઇ ન કહ્યું! જ્યારે મારી વાતો કડવી લાગે છે, તો મને શું કૂતરે કરડી છે, તે હું વચમાં ભસ્યા કરું! હવે હું ય જોઉં છું કે તમારી વહુ કેવી રીતે ઘર ચલાવે છે?"

એટલામાં સિયારામ અને જિયારામ નિશાળેથી આવી પહોંચ્યા. આવતાંની સાથે જ બન્ને ફોઈ પાસે જઇ ખાવાનું માગવા લાગ્યા. રુક્મિણીએ કહ્યું: "જઇને તમારી નવી મા પાસે કેમ નથી માગતા? મને કશું બોલવાની રજા નથી."

તોતારામ: "જો તમે લોકોએ આ ઘરમાં પગ મૂક્યો, તો ટાંટિયા જ ભાગી નાખીશ. તમે બેઉ જણા બહુ ફાટી ગયા છો."

જિયારામ જરા મોંઢે ચઢાવેલો હતો. તે બોલ્યો: "એમને તો તમે કશું જ કહેતા નથી. અમને એકલાને જ શા માટે ધમકાવો છો? ક્યારે ય એક પૈસો પણ નથી આપતી."

સિયારામે આ કથનને અનુમોદન આપ્યું: "એ તો કહે છે કે મને હેરાન કરશો તો કાન જ કાપી લઇશ. કેમ કહે છે કે નહિ, જિયા?"

નિર્મળા પોતાના ઓરડામાંથી બોલી: "મેં ક્યારે કહ્યું હતું કે તારા કાન કાપી લઇશ? અત્યારથી જૂઠું બોલવા શીખ્યો?"

આટલું સાંભળ્યું નહિ કે તોતારામે સિયારામને બે કાન પકડી ઊંચો કર્યો. છોકરો જોરથી ચીસો પાડી રોવા લાગ્યો.

રુક્મિણીએ દોડીને છોકરાને મુનશીજીના હાથમાંથી છોડાવી લીધો, અને બોલી: "બસ, હવે રહેવા દો. શું છોકરાને મારી નાખવો છે? હાય! હાય! કાન તો જુઓ, લાલચોળ થઇ ગયા છે! લોકો બિચારા સાચું જ કહે છે કે ઘરમાં નવી વૈરી આવતાં માણસ આંધળો થઇ જાય છે. અત્યારથી જ જો આમ થવા માંડ્યું, તો તો પ્રભુ જ આ ઘરનો માલિક છે."

નિર્મળા પોતાના વિજય પર મનમાં ને મનમાં જ પ્રસન્નતા અનુભવતી હતી, પરંતુ જ્યારે મુનશીજીએ છોકરાને કાન પકડી ઊંચો કર્યો, ત્યારે તેનાથી ન રહેવાયું. તે છોકરાને છોડાવવા દોડી, પરંતુ રુક્મિણી તેના પહેલાં પહોંચી ગઈ હતી. તે બોલી: "પહેલાં તો આગ લગાવી, અને હવે શું મોં

લઇને ઓલવવા દોડી આવે છે ? જ્યારે પોતાનાં છોકરાં થશે, ત્યારે આંખો ઉઘડશે. ત્યાં સુધી પારકી પીડાનો ક્યાંથી અનુભવ થાય ?"

નિર્મળા: "ઊભા તો છે, પૂછી લોને, શું મેં આગ લગાવી હતી ? મેં તો માત્ર એટલું જ કહ્યું હતું કે છોકરા મને પૈસા માટે વારંવાર હેરાન કરે છે. એટલા સિવાય જો મારા મોંએથી એક શબ્દ પણ વધારે નીકળ્યો હોય તો, મારી જ આંખો ફૂટે !"

તોતારામ: "હું પોતે આ છોકરાઓની બદમાશીઓ જોયા કરું છું. હું કાંઇ આંધળો તો નથી જ. ત્રણે જિદ્દી અને તોફાની થઇ ગયા છે. મોટાને તો હું આજે જ છાત્રાલય ભેગો કરી દઉં છું."

રુકિમણી: "આજ સુધી તો તમને એકેય તોફાની નહોતો લાગ્યો, અને હવે આજે જ કેમ આંખો તેજ થઇ ગઇ ?"

તોતારામ: "તેં જ એ બધાને આટલા બધા મોંએ ચઢાવી મૂકયા છે !"

રુકિમણી: "તો એમ કહોને કે હું જ ઝેરની ગાંઠ છું. મારે જ કારણ તમારું ઘર ફનાફાતિયા થઇ રહ્યું છે. તો, હું જ ચાલી જાઉં છું. છોકરા તમારા છે, તમે એમને મારી નાખો કે જીવતા રાખો, હું વચમાં એક અક્ષર પણ નહિ બોલું."

એટલું કહી એ ત્યાંથી ચાલી ગઇ. નિર્મળા છોકરાઓને રોતાં જોઇ વિહ્વળ થઇ ગઇ. તેણે તેમને છાતી સરસા ચાંપ્યા, અને પોતાના ઓરડામાં લઈ જઇ પટાવવા લાગી. પરંતુ છોકરા તો ડૂસકાં ખાઇ ખાઇને વધુ રોવા લાગ્યા. તેમનાં અબોધ હૃદય આ સ્નેહમાં ય એ માતૃસ્નેહ નહોતા પામતા, કે જેનાથી દૈવે તેમને વંચિત કરી દીધા હતા. આ વાત્સલ્ય ન હતું, આ તો હતી માત્ર દયા. આ એ વસ્તુ હતી કે જેના પર

તેમનો કશો જ અધિકાર ન હતો, જે માત્ર ભિક્ષાના રૂપમાં જ તેમને આપવામાં આવતી હતી. તેમની માતાના જીવતાં પિતાએ પહેલાં પણ એક બે વાર તેમને માર્યા હતા, પરંતુ ત્યારે તેમની મા તેમને છાતીએ ચાંપીને રોતી નહોતી. તે અપ્રસન્ન થઈ તેમની સાથે બોલવાનું છોડી દેતી, એટલે સુધી કે સ્વયં પોતે જ બધું જ ભૂલી જઇને પુનઃ માતા પાસે દોડી જતા. તોફાન કરવા માટે સજા થાય એ તેઓ સમજી શકતા હતા, પરંતુ માર ખાધા બાદ પટામણાની વાત તેમની સમજમાં નહોતી આવતી. માતૃપ્રેમમાં કઠોરતા રહેતી, પરંતુ મૃદુતા સાથે મિશ્ર થયેલી. એ પ્રેમમાં કરુણા હતી, પરંતુ આત્મીયતાના ગુપ્ત સંદેશા રૂપ એ કઠોરતા ન હતી. સ્વસ્થ અંગની પરવા કોણ ક્યારે ય કરે છે? પરંતુ એ જ અંગ કોઈ વેદનાથી જ્યારે ટપકવા લાગે છે, ત્યારે એને ઠેસ અને આઘાતથી બચાવવાના પ્રયત્નો કરવામાં આવે છે. નિર્મળાનું કરુણ રુદન બાળકોને પોતાની અનાથતાનું ભાન કરાવતું હતું. તે ક્યાંય સુધી નિર્મળાના ખોળામાં રોતો રોતો બેસી રહ્યો, અને એમ ને એમ રોતો રોતો જ સૂઇ ગયો. નિર્મળાએ તેને ખાટલામાં સુવાડવા માંડ્યો, ત્યારે બાળકે સુષુપ્તાવસ્થામાં પોતાના બન્ને કોમળ હાથ તેના ગળામાં ભેરવી દીધા, અને એવો ચોંટી પડ્યો કે જાણે નીચે કોઇ મોટો ખાડો હતો. શંકા અને ભયથી તેનું મુખ વિકૃત થઈ ગયું. નિર્મળાએ પુનઃ બાળકને ગોદમાં ઊંચકી લીધું. તે તેને ખાટલામાં ન સુવાડી શકી. તે અત્યારે બાળકને ગોદમાં લઈ, ક્યારે ય પોતે નહિ અનુભવેલી, એવી તૃપ્તિ અનુભવતી હતી. આજે તેને પહેલી જ વાર એ આત્મવેદના થઇ કે જેના વિના આંખો નથી ખૂલતી, પોતાનો કર્તવ્ય માર્ગ નથી સૂઝતો. એ માર્ગ હવે દેખાવા લાગ્યો.

## પ્રકરણ ૭ મું

તે દિવસે પોતાના પ્રગાઢ પ્રણયનું સબળ પ્રમાણ આપ્યા બાદ મુનશી તોતારામને આશા બંધાઇ હતી કે નિર્મળાના મર્મસ્થળ પર મારો પૂરો સિક્કો વાગી ગયો, પરંતુ તેમની આ આશા લેશ માત્ર પણ પૂરી ન થઈ. બલકે પહેલાં તો એ એમની સાથે ક્યારેક ક્યારેક હસતી બોલતી, પરંતુ હવે તો તે બાળકોના લાલનપાલનમાં જ મસ્ત રહેવા લાગી. જ્યારે ઘરમાં જતા, ત્યારે બાળકોને તેની પાસે બેઠેલાં જ જોતા. ક્યારેક જોતા કે એ એમને ખવડાવી રહી છે, તો ક્યારેક કપડાં પહેરાવી રહી છે, ક્યારે કાંઇક રમી રહી છે, અને ક્યારેક કશી વાતો કરી રહી છે. નિર્મળાનું તૃષિત હૃદય પ્રણય પ્રતિથી નિરાશ થઇ આ અવલંબનને જ પોતાનો આધાર માની રહ્યું. બાળકો સાથે હસવા બોલવામાં તેની માતૃકલ્પના તૃપ્ત થતી હતી. પતિ સાથે હસવા બોલવામાં તેને જે સંકોચ, જે અરુચિ અને જે અનિચ્છા થતાં હતાં, તે એટલે સુધી કે પોતે ઊઠીને નાસી જવા ઈચ્છતી, તેને બદલે બાળકોના સાચા સરળ સ્નેહથી

તેનું ચિત્ત પ્રસન્ન થઈ જતું હતું. પહેલાં મન્શારામ તેની પાસે આવતાં અચકાતો, હવે તે પણ કોક કોકવાર આવીને બેસતો હતો. તે નિર્મળાનો બરોબરિયો હતો, પરંતુ માનસિક વિકાસમાં પાંચ વર્ષ નાનો. હૉકી અને ફૂટબોલ જ તેનો સંસાર, તેની કલ્પનાઓનું મુક્ત ક્ષેત્ર અને તેની કામનાઓનો હરિયાળો બાગ હતાં. તે એકવડા બદનનો, ઊંચો, સુંદર, હસમુખો અને લજ્જાશીલ હતો. તેનો ઘર સાથે માત્ર ભોજન પૂરતો સંબંધ હતો, બાકી આખો દહાડો કોણ જાણે ક્યાં ફર્યા કરતો. નિર્મળા એના મોંએથી તેની રમતગમતની વાતો સાંભળી થોડી વાર માટે પોતાની ચિંતાઓ ભૂલી જતી, અને ઈચ્છતી કે પુનઃ એકવાર એ દિવસ આવે કે જ્યારે પોતે ફૂકા રમતી, ઢીંગલીઓ બનાવતી, તેમનાં લગ્ન કરતી, અને જેને હજી થોડા, આહ! હજી બહુ જ થોડા દિવસ વીત્યા હતા.

મુનશી તોતારામ અન્ય એકાન્તસેવી મનુષ્યોની જેમ વિષયી જીવ હતા. કેટલાક દહાડા તો નિર્મળાને નાટક તમાશા દેખાડ્યા, પરંતુ જ્યારે જોયું કે આનું કશું પરિણામ આવતું નથી, તો પુનઃ એકાન્ત સંયમ કરવા લાગ્યા. દિવસભરના કઠિન માનસિક પરિશ્રમ બાદ તેમનું ચિત્ત આમોદ–પ્રમોદ માટે વ્યાકુળ થઈ જતું, પરંતુ જ્યારે પોતાની વિનોદવાટિકામાં પ્રવેશ કરતા, અને તેમાં ફૂલોને કરમાયલાં, છોડવાઓને સૂકાયેલા અને ક્યારીઓમાં ધૂળ ઊડતી જોતા, ત્યારે એમને મનમાં થઇ આવતું–શા માટે આ વાટિકાને ઉખેડી જ ન નાખું ? નિર્મળા તેમનાથી શાથી વિરક્ત રહે છે, એનું રહસ્ય એમની સમજમાં જ નહોતું આવતું. દંપતિશાસ્ત્રના સર્વે મંત્રોની પરીક્ષા કરી ચૂક્યા હતા, પરંતુ મનોરથ પૂરા થયા ન હતા. હવે શું કરવું એ એમને સૂઝતું ન હતું.

એક દિવસ તે આ જ ચિંતામાં બેઠા હતા કે તેમના એક સહપાઠી અને મિત્ર નયનસુખરામ ત્યાં આવી પહોંચ્યા, આદરવિધિ પૂરી થયા બાદ સ્મિત કરીને તેઓ બોલ્યાઃ "આજ કાલ તો ખૂબ લહેર ઊડતી હશે, નવી પત્નીનું આલિંગન કરી નવીન જુવાનીની મજા ઉડાવતા હશો. ભારે નસીબવાળા છો, ભાઇ! વીતી ગયેલી જુવાનીને મનાવી લઈ પાછી લાવવા માટે, નવાં લગ્ન સિવાય બીજો એકે સરસ ઉપાય નથી. અહીં તો જિંદગી આખી ધૂળધાણી થઈ ગઇ છે. શ્રીમતીજી એવી બૂરી રીતે વળગ્યાં છે કે કોઇ પણ પ્રકારે પંડ નથી છોડતાં. હું તો હવે બીજી વાર પરણવાનો વિચાર કરી રહ્યો છું. કયાંક તમારા ધ્યાનમાં હોય તો ચોકઠું બેસાડી આપો. કમિશનમાં તમને એક દિવસ એના હાથનું બનાવેલું પાન ખવડાવીશ."

તોતારામે ગંભીર ભાવે જણાવ્યું: "જોજો કયાંક એવું પગલું ભરી બેસતા, નહિતો પસ્તાવાનો પાર નહિ રહે. આજ-કાલની છોકરીઓને તો હવે જુવાનિયા જ જોઇએ છે. હું અને તમે હવે એમને કામના નથી રહ્યા. સાચું કહું છું, હું તો લગ્ન કરીને પસ્તાઉં છું. બૂરી બલા ગળે વળગી છે. મનમાં તો ધાર્યું હતું કે બે ચાર વર્ષ જિંદગીની ખૂબ મોજ ઉડાવીશું, પરંતુ આ તો ઊલટાના ટાંટિયા ગળામાં ભરાયા."

નયનસુખઃ "તમે આ શું કહો છો! છોકરીઓને પંજામાં પકડવી એ તો છોકરાંની રમત છે. જરા નાટકસીનેમા દેખાડો, તેના રૂપ લાવણ્યનાં વખાણ કરો. બસ, તમારો સિક્કો વાગી જ ગયો સમજો."

તોતારામઃ "ભાઇ, હું એ બધુંય કરીને હારી ગયો."

નયનસુખઃ "કેમ કાંઇ અત્તરફૂલેલ, ફૂલગુલ, મીઠાઇ–બીઠાઇ વગેરે કરી જોયું?"

તોતારામ: "અરે એ બધુંય કરી ચૂકયો. દંપતિશાસ્ત્રના એકેએક મંત્રને અજમાવી ચૂકયો. એ બધાંય નર્યાં ગપ્પાં જ છે."

નયનસુખ: "ઠીક તો હવે મારી એક સલાહ માનો. જરા તમારા દેદારમાં ફેરફાર કરાવો. આજકાલ અહીં એક વીજળીથી પ્રયોગો કરતો ડાકટર આવ્યો છે, જે વૃદ્ધાવસ્થાનાં બધાં ચિહ્નો મીટાવી દે છે, પછી મજાલ નથી કે મોંઢા પર એક કરચલી પણ રહે, યા તો માથામાં એક ધોળો વાળ પણ રહે. કોણ જાણે એવું તે શુંય જાદુ કરે છે, કે માણસનાં રૂપરંગ જ ફરી જાય છે."

તોતારામ: "ફી શું લે છે?"

નયનસુખ: "ફી તો સાંભળ્યું છે કે બહુ મોટી છે. લગભગ પાંચસો રૂપિયા."

તોતારામ: "અરે, કોઇ પાખંડી હશે, અને બેવકૂફોને લૂંટતો હશે. કોઇ રંગરોગાન લગાવી બે ચાર દિવસ માટે ચહેરો જરા ચીકણો બનાવી દેતો હશે. એવા જાહેરખબરિયા ડૉકટરો પર આપણને વિશ્વાસ નથી. પાંચ દસની વાત હોત તો વળી કહેત કે જરા ગમ્મત કરી જોઇએ. પાંચસો એ કાંઇ નાનીસૂની રકમ નથી."

નયનસુખ: "તમારા માટે પાંચસો શી મોટી વાત છે. એક મહિનાની આવક જાણે નહોતી આવી. મારી પાસે તો ભાઇ, જો પાંચસો હોત તો હું તો સૌથી પહેલાં એ જ કરત. યુવાનીના એક કલાકની કિંમત પાંચસો કરતાંય ઘણી વધારે છે."

તોતારામ: "અરે, કોઈ સસ્તો નુસખો બતાવો, કોઇ ફકીરી જડીબુટ્ટી આપો કે કશાય ઝઘડા વિના રંગ સાફ થઇ જાય. વીજળી અને રેડિયમ મોટા માણસો માટે જ રહેવા દો. એ ભલે એમને જ મુબારક રહે."

નયનસુખઃ "તો પછી રંગીલાપણાનો સ્વાંગ રચો. આ ઢીલોપોચો કોટ ફગાવી દો, તંજેબની ચૂસ્ત અચકન પહેરો. સુંદર પાયજામો, ગળામાં સોનાની માળા, માથા પર જયપુરી સાફો, આંખોમાં સુરમો અને વાળમાં હિનાનું તેલ. જરા આ ફાંદ ઘટાડવાની પણ જરૂર છે. ડબલ પટો બાંધો. જરા તકલીફ તો પડશે, પરંતુ અચકની ખીલી નીકળશે. કલપ હું લાવી આપીશ. પાંચ પચીસ ગઝલો ગોખી મારો, અને વખતોવખત મોકો મળતાં તેનો ઉપયોગ કરતા જાઓ. વાતોમાં રસ ભરો. એવી રીતે વર્તો કે જાણે તમને ધર્મ કે જગતની કશી પરવા જ નથી, બસ જે કાંઇ છે તે માત્ર એક પ્રિયતમા જ. જવાંમર્દી અને સાહસનાં કામ કરવાની તક શોધતા રહો. રાતના જૂઠમૂઠ હોહા કરો. ચોર ચોર, અને તલવાર લઇને એકલા પાછળ પડો. હા, પણ જરા મોકો જોઇને પગલું ભરવું, નહિ તો ક્યાંક એવું ન બને કે ખરેખરો કોઈ ચોર આવી જાય અને તમે એની પાછળ પડો, નહિ તો બધો ભેદ ઉઘાડો પડી જશે, અને ઉલ્લુ બનશો એ નફામાં. તે વખતે તો માત્ર ચૂપચાપ ઊભા રહેવામાં જ જવાંમર્દી છે, કે જેથી એ સમજે કે તમને કશી ખબર જ નથી, પરંતુ જેવો નાસી છૂટે કે તમે પણ કૂદીને બહાર પડો, અને 'ક્યાં છે? ક્યાં છે?' કહી તલવાર લઇને પાછળ દોડો. વધારે નહિ. એક મહિનો મારી આ બધી વાતો અજમાવી જુઓ. પછી જો એ તમારી પાછળ ગાંડી ન થઇ જાય, તો તમે કહો તે દંડ આપવા હું તૈયાર છું."

તોતારામે તે વખતે તો આ બધી વાતો એક વ્યવહારકુશળને યોગ્ય, મશ્કરીમાં જ ઉડાવી દીધી. પરંતુ એમાંની કેટલીક વાતો તેમના મગજમાં ઉતરી ગઇ. તેની અસર વિષે તેમને કશો સંદેહ ન રહ્યો, એટલે હવે એમણે ધીરે ધીરે રંગ

બદલવાનો પ્રારંભ કર્યો, જેથી લોકોને કશો વહેમ ન પડે. શરૂઆત વાળથી કરી, પછી સુરમાનો વારો આવ્યો, એટલે સુધી કે એક બે મહિનામાં એમનું કલેવર જ આખું ફરી ગયું. ગઝલો ગોખવાનો પ્રસ્તાવ તો હાસ્યાસ્પદ હતો, પરંતુ વીરતાની ડિંગો મારવામાં કશી હાની નહોતી.

તે દિવસથી તોતારામ રોજ પોતાની બહાદુરીનો કોઇને કોઇ પ્રસંગ અવશ્ય છેડતા. નિર્મળાને સંદેહ થવા લાગ્યો કે આમને ક્યાંક ઉન્માદવાયુ તો નથી શરૂ થયો ! જે માણસ મગની દાળ અને બે ફૂલકા રોટલીનો ખોરાક ખાતો હોય, તેની વીરતાની વાતો સાંભળી કોઈ ઉન્માદ થયાનો સંદેહ કરે તો આશ્ચર્ય પામવા જેવું ક્યાં હતું ? નિર્મળા પર આ ગાંડપણની બીજી કશી અસર તો શી થવાની હતી. હા, એને એમના પર દયા આવવા માંડી. ક્રોધ અને ઘૃણાના ભાવ જતા રહ્યા ક્રોધ અને ઘૃણા તો સમજુ માણસ પર થાય. પાગલ માણસ તો દયાને જ પાત્ર છે. તે વાત વાતમાં, પાગલો સાથે માણસો વર્તે છે તેમ, તેમની મશ્કરીઓ કરતી, મજાકો ઉડાવતી. હા, એટલું ધ્યાન રાખતી કે ક્યાંક એ આ વસ્તુ જાણી ન જાય. તે વિચારતી કે બિચારા પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી રહ્યા છે. આ બધોય સ્વાંગ કેવળ એટલા જ માટે છે કે હું મારું દુઃખ ભૂલી જાઉં, હવે જ્યારે નસીબ તો ફેરવી શકાય એમ નથી તો પછી આ બિચારાને શા માટે બાળું ?

એક દિવસ રાતના નવ વાગે તોતારામ છેલછબીલા બની બહારથી ફરીને આવ્યા, અને નિર્મળાને કહેવા લાગ્યા: "આજ તો ત્રણ ચોર મળ્યા હતા. હું આજે જરા શિવપુર તરફ નીકળી પડયો હતો. અંધારું તો હતું જ. જેવો રેલ્વેની સડક પાસે પહોંચ્યો કે એ ત્રણે માણસો તલવાર ખેંચી કોણ જાણે ક્યાંયથી કૂદી પડયા. સાળા ત્રણે કાળા યમદૂત જેવા હતા. હું

એકલો હતો, અને હાથમાં માત્ર આ સોટી હતી. સામે હતા ત્રણ જણા અને તે પણ ઉઘાડી તલવાર સાથે, એટલે આપણા તો પહેલાં હોશ જ ઊડી ગયા. આપણે તો માની લીધું કે જિંદગીની છેલ્લી પળ આવી પહોંચી, પરંતુ મેં પણ વિચાર કર્યો કે જ્યારે મરવાનું હવે ચોક્કસ છે, તો પછી વીરના મોતે શું કામ ન મરવું? એટલામાં એક માણસે સામે આવી કહ્યું: "તારી પાસે જે કાંઇ હોય તે અહીં મૂકી દે, અને પછી ચૂપચાપ ચાલ્યો જા."

હું પણ સોટી હાથમાં બરાબર પકડી ઊભો રહ્યો, અને બોલ્યો: "મારી પાસે તો માત્ર આ સોટી છે, અને એની કિંમત છે એક માણસનું શિર!"

મારા મોંમાંથી આ શબ્દો હજી પૂરા નીકળ્યા પણ નહોતા કે ત્રણે જણા તલવાર લઇ મારા પર તૂટી પડ્યા, અને હું એમના ઘા મારી સોટી પર ઝીલવા લાગ્યો. ત્રણે જણા કૂદીકૂદીને ઘા કરતા હતા, ખટાખટ અવાજ આવતો હતો. અને હું વીજળીની ગતિએ આમથી તેમ ફરતો તેમના ઘા ઝીલી લેતો હતો. લગભગ દસ મિનિટ સુધી ત્રણે જણાએ પોતાનું પાણી દાખવ્યું, પરંતુ હું તો પૂર્વવત જ હતો. હું લાચાર એટલો જ હતો કે મારા હાથમાં તલવાર નહોતી. જો તલવાર હોત તો એકને પણ જીવતો ન મૂકત. ખૅર, હવે વધારે શું વાત કરું? તે વખતે મારા હાથની પટાબાજી જોવા જેવી હતી. મને પોતાને આશ્ચર્ય થતું હતું કે મારામાં આ ચપળતા ઓચિંતી ક્યાંથી આવી ગઈ? જ્યારે ત્રણે જણાએ જોયું કે અહીં આપણી દાળ ગળે એમ નથી, ત્યારે તલવારો મ્યાન કરી લીધી, અને મારી પીઠ થાબડીને બોલ્યા: "જુવાન, અમે તારા જેવો વીર આજ પહેલાં ક્યારેય નહોતો જોયો. અમે

ત્રણ, ત્રણસોને ભારે છીએ, ગામનાં ગામ ઢોલ વગાડી લૂંટીએ છીએ, પરંતુ આજે તેં અમારું પાણી ઉતારી નાખ્યું." એમ કહી એ ત્રણે અદૃશ્ય થઈ ગયા."

નિર્મળાએ ગંભીર ભાવે સ્મિત કરી કહ્યું: "આ સોટી પર તો તલવારના ઘાના પુષ્કળ નિશાન પડ્યાં હશે!"

મુનશીજી આ શંકા માટે તૈયાર ન હતા, પરંતુ કાંઇક જવાબ તો આપવો જ જોઇએ. એટલે બોલ્યા: "હું તો ઘા બધા ટાળી દેતો હતો. સોટી પર બે ચાર પડ્યા હશે, તેમ ઉપર ઉપરના જ, એટલે કશાંય નિશાન શાનાં પડે?"

હજી તેમના મોંમાંથી આ શબ્દો પૂરા નીકળ્યા નહોતા કે સહસા રુકિમણી, એકદમ બેબાકળી બની ત્યાં આવી પહોંચી, અને હાંફતી હાંફતી બોલી: "તોતા, તોતા છું કે નહિ? મારા ઓરડામાં સાપ નીકળ્યો છે. મારા ખાટલા નીચે બેઠો છે, હું તો ઊઠીને નાઠી. મૂવો પૂરો બે ગજનો હશે. ફેણ માંડીને એવા તો ફૂંફાડા મારે છે, જરા ચાલ તો, ડંડો લઇ લેજે."

આ સાંભળતાં જ તોતારામના ચહેરાનો રંગ ઊડી ગયો, અને મોં ફિક્કું પડી ગયું, પરંતુ મનના ભાવ મનમાં જ છૂપાવીને બોલ્યા: "સાપ અહીં ક્યાંથી? તને ખાલી વહેમ આવ્યો હશે, એ તો દોરડું બોરડું પડ્યું હશે."

રુકિમણી: "અરે, મેં મારી સગી આંખોએ જોયોને! જરા આવીને જોઈ જાને? છે; હજી બેઠો જ છે. ભાયડો થઈને આમ બીવે છે શું?"

મુનશીજી ઘરમાંથી તો નીકળ્યા, પરંતુ ચોકમાં જ પાછા અટકી ગયા. તેમના પગ જ ઉપડતા નહોતા. કાળજું તો ધડક

ધડક થતું હતું. સાપ અત્યંત ક્રોધી જનાવર છે, ક્યાંક જો કરડી બેઠો તો મફતના પ્રાણ ખોવાનો વારો આવે. તે બોલ્યાઃ " હું કાંઇ ડરતો નથી, છે તો માત્ર એક સાપ જ ને, વાઘબાઘ તો નથી. પરંતુ સાપ પર લાઠી કામ નથી લાગતી. જઇને કોઇને મોકલું, કોઇને ત્યાંથી ભાલો લઈ આવે."

એમ કહેતા મુનશીજી ઝડપભેર બહાર નાસી છૂટયા. મન્શારામ બેઠો બેઠો ખાતો હતો, મુનશીજી બહાર ગયા, એટલે આ બાજુ એ ખાવાનું પડતું મૂકી, પોતાનો હોકી રમવાનો ડંડો હાથમાં લઇ ઓરડામાં દાખલ થયો, અને તુરત જ ખાટલાને ખસેડી નાખ્યો. સાપ મસ્ત હતો, નાસી જવાને બદલે ફેણ માંડીને તે સામો થયો. મન્શારામે ચટ કરતાંને ખાટલામાંથી ચાદર લઇને સાપ પર નાખી, અને તેના પર ધડાધડ ત્રણ ચાર ફટકાં લગાવી દીધા. સાપ ચાદરની અંદર જ મરી ગયો. એટલે પછી એને ડંડા પર ઉચકીને એ બહાર ચાલ્યો. સામે મુનશીજી કેટલાક માણસો લઇને આવતા હતા. મન્શારામની લાઠી પર સાપને લટકતો જોયો, તો સહસા તેમના મુખમાંથી ચિત્કાર નીકળી પડચો. પરંતુ તુરત જ સ્વસ્થ થઈ ગયા, અને બોલ્યાઃ " હું તો આવતો જ હતો, તેં શું કામ આટલી બધી ઉતાવળ કરી ? આપી દે કોઇને, જઇને નાખી આવે."

એમ કહી તે બહાદુરીપૂર્વક રુકિમણીના ઓરડાના બારણા આગળ જઇ ઊભા રહ્યા, અને ઓરડાને ચારે બાજુથી જોઇ તપાસી મૂછો પર તાલ દેતા નિર્મળા પાસે આવીને બોલ્યાઃ " હું હજી જાઉં જાઉં કરતો જ હતો કે ત્યાં જઇને મન્શારામે એને મારી નાખ્યો. અણઘડ છોકરો ડંડો લઇને દોડી પહોંચ્યો. સાપને તો હંમેશાં ભાલા વડે જ મારવો જોઇએ. છોકરા-

ઓમાં આજ ખોડ હોય છે. મેં તો આવા કેટલાય સાપ મારી નાખ્યા. અરે સાપને તો રમાડીને રમાડીને મારું છું. કેટલાયને તો મૂઠીમાં પકડીને મસળી નાખ્યા.

રુકિમણીએ કહ્યું: "હવે જાઓ, તમારી મરદાનગી જોઇ લીધી!"

મુનશીજી ચાટ પડી જતાં બોલ્યાઃ "ઠીક જાઓ, હું ડરપોક ભલે રહ્યો, તારી પાસે કાંઈ ઇનામ તો નથી માગતો. જઈને મહારાજને કહે, ભાણું પીરસે."

મુનશીજી તો ભોજન કરવા ગયા, અને નિર્મળા બારણાના ઊમરા પર ઊભી રહી વિચાર કરવા લાગી: "અરે ભગવાન! આમને શું સાચે જ કોઇ ભીષણ રોગ લાગુ પડચો છે? શું મારી દશાને હજી પણ વધુ દારુણ બનાવવા ઇચ્છો છો? હું એમની સેવા કરી શકું છું, સન્માન કરી શકું છું, મારું જીવન એમના ચરણે અર્પણ કરી શકું છું, પરંતુ જે મારાથી બનતું નથી, તે તો હું નથી કરી શકતી. અવસ્થાનો ભેદ મીટાવવો એ મારા કાબૂની વાત નથી. આખરે એ મારી પાસેથી શું ચાહે છે—સમજી ગઇ! આહ! આ વાતની પહેલેથી ખબર ન પડી, નહિ તો એમને આટલી બધી તપસ્યા શું કામ કરવી પડત—શા માટે આટલા બધા સ્વાંગ સજવા પડત?"

## પ્રકરણ ૭ મું

તે દિવસથી નિર્મળાના રંગઢંગ બદલાવા લાગ્યા. તેણે પોતાની જાતને કર્તવ્યની વેદી પર હોમી દેવાનો નિર્ણય કર્યો. આજપર્યંત નિરાશાના સંતાપમાં તેણે કર્તવ્ય પ્રતિ ધ્યાન જ નહોતું આપ્યું. તેના હૃદયમાં વિપ્લવની જવાળા સળગ્યા જ કરતી હતી, જેની અસહ્ય વેદનાએ તેને સંજ્ઞાહીન જેવી બનાવી રાખી હતી. હવે એ વેદનાનો વેગ શાંત પડવા લાગ્યો. તેને જ્ઞાન થયું કે જીવનમાં મારે માટે કશો આનંદ નથી, તો પછી એનાં વ્યર્થ સ્વપ્નાં રચી શા માટે આ જીવન નષ્ટ કરું? સંસારમાં એકેએક પ્રાણી કાંઈ સુખશૈયા પર તો નથી જ પોઢતું? હું પણ એવા અભાગીમાંની એક છું. મને પણ વિધાતાએ દુ:ખની ગાંસડીનો બોજ વહેવા જ પસંદ કરી છે. એ બોજ શિર પરથી હવે ક્યારેય ઉતરી શકવાનો નથી. તેને હું ફેંકી દેવાની ઇચ્છા કરું, તો પણ મારામાં તેને ફેંકી દેવાની શક્તિ નથી. એ કઠિન ભારને લીધે ભલે આંખે અંધારાં આવે ભલે ગરદન તૂટવા માંડે, ભલે ડગલું મૂકવાનું

અશક્ય બની જાય, પરંતુ એ ગાંસડીનો બોજ ઉંચક્યા વિના બીજો એકે ઉપાય નથી. આજીવન સજા પામેલો કેદી ક્યાં સુધી રોયા કરશે? રુવે તો પણ એને જોનારું કોણ છે? કોને એના પર દયા આવે છે? રોવાને કારણે કાર્યમાં વિક્ષેપ પડે અને તેને લીધે ઊલટી તેને વધુ યાતનાઓ સહન કરવી પડે.

બીજે દિવસે વકીલસાહેબ કચેરીમાંથી આવ્યા અને જોયું તો, નિર્મળાની સહાસ્ય મૂર્તિ તેમના ઓરડાના દ્વાર સમક્ષ ઊભી હતી. એ અનિંદ્ય છબી જોઈ તેમની આંખો પ્રસન્ન થઇ ગઈ. આજે ઘણા દિવસો બાદ આ કમળને તેમણે ખીલેલું જોયું. ઓરડામાં એક મોટો આયનો ભીંતે ટાંગેલો હતો, તેના પર એક પડદો પડ્યો રહેતો. આજે એ પડદો લઈ લેવામાં આવ્યો હતો. વકીલસાહેબે ઓરડામાં પગ મૂકયો, તો આયના પર નજર પડી. તેમાં પોતાનું સ્વરૂપ સ્પષ્ટ દેખાતું હતું. તે જોઇ એમના હૃદયને એક પ્રકારનો આઘાત થયો. દિવસભરના પરિશ્રમને લઇને મુખની કાંતિ મલિન થઇ ગઇ હતી, ભાત-ભાતના પૌષ્ટિક પદાર્થો ખાવા છતાં પણ ગાલની કરચલીઓ સ્પષ્ટ દેખાઈ આવતી હતી. પેટની ફાંદને દબાવવા છતાં કોઇ તોફાની ઘોડાની જેમ તે બહાર ઉપસી આવી હતી. આય-નાની સામે જ, પરંતુ બીજી તરફ જોતી નિર્મળા પણ ઊભી હતી. બન્ને સ્વરૂપો વચ્ચે કેટલું બધું અંતર હતું—એક હતું રત્નજડિત વિશાળ ભવન, બીજું હતું જીર્ણવિદિર્ણ ખંડિયેર! વકીલસાહેબ વધુ વખત આયના સામે જોઇ ન શકયા. પોતાની આ હીનાવસ્થા તેમને અસહ્ય થઇ પડી, એ આયના આગળથી દૂર હટી ગયા, તેમને પોતાની જ સૂરત પ્રતિ ઘૃણા થવા લાગી હતી, તો પછી આ રૂપવતી કામિની તેમના પ્રતિ ઘૃણાની દૃષ્ટિથી જુએ એમાં કશું અચરજ નહોતું. નિર્મળા તરફ જોવાનું પણ એમનામાં સાહસ ન રહ્યું. તેની આ અનુપમ મૂર્તિ એમના હૃદયનું એક શૂળ બની ગઈ.

નિર્મળાએ કહ્યું : " આજે આટલું બધું મોડું ક્યાં કર્યું ? આખો દહાડો વાટ જોઈ જોઇને મારી તો આંખો પણ દુ:ખવા આવે છે. "

તોતારામે બારી તરફ જોઈ રહેતાં જવાબ આપ્યો : " મુકર્દમા એટલા બધા આવે છે કે શ્વાસ લેવાની પણ ફુરસદ નથી મળતી. હજી એક કેસ બાકી હતો, પરંતુ માથું દુ:ખે છે એવું બહાનું બતાવી નાસી છૂટયો. "

નિર્મળા : " તો એટલા બધા મુકર્દમા લ્યો છો શું કામ ? શાંતિથી જેટલું થઈ શકે, તેટલું જ કામ કરવું જોઈએ. કામ પછવાડે કાંઈ પ્રાણ થોડો જ કાઢી નખાય છે. બહુ મુકર્દમા ન લીધા કરશો, હું કાંઇ નાણાંની લાલચુ નથી. તમે આરામથી રહેશો, તો મારે મન લાખો રૂપિયા છે. "

તોતારામ : " ભાઈ, આવતી લક્ષ્મીને ઠોકરે મારવાનું પણ મન કેમ થાય! "

નિર્મળા : "લક્ષ્મી જો આવી રીતે રક્ત અને માંસનો ભોગ લેવા ઇચ્છતી હોય, તો તો એના કરતાં એ આવે જ નહિ, એ બહેતર છે. હું ધનની ભૂખી નથી. "

તે જ સમયે મન્શારામ પણ શાળાએથી આવી પહોંચ્યો. તડકામાં ચાલવાને લીધે તે પસીનાથી રેબઝેબ થઈ ગયો હતો, ગોરા મુખ પર ખૂનની લાલી દોડતી હતી, અને આંખોમાંથી જાણે કે જ્યોતિ ઝગઝગાટ મારી રહી હતી. તે બારણા આગળ ઊભો રહી બોલ્યો : " માતાજી, લાવો કાંઈક ખાવાનું આપો. પછી મારે રમવા જવું છે. "

નિર્મળા જઇને પ્યાલામાં પાણી લાવી અને એક તાસકમાં થોડો મેવો મૂકી મન્શારામને આપ્યાં. મન્શારામ ખાઇને જવા

લાગ્યો, એટલે નિર્મળાએ પૂછ્યું : "ક્યાં સુધીમાં આવી પહોંચશો ?"

મન્શારામ : "કાંઇ કહેવાય નહિ. ગોરાઓ સાથે હોકીની મેચ છે. અને એ લોકોની બરાકો અહીંથી બહુ દૂર છે."

નિર્મળા : "ભાઈ, જલદી આવી જજો. ખાવાનું ટાઢું થઇ જશે, તો પછી કહેશો કે મને ભૂખ નથી."

મન્શારામે નિર્મળા પ્રતિ સરળ સ્નેહભાવે જોઇ રહેતાં કહ્યું : "મને મોડું થઇ જાય તો એમ માની લેજો કે મેં ત્યાં ખાઈ લીધું છે. મારે માટે રાહ જોઇ રહેવાની જરૂર નથી."

એ ચાલ્યો ગયો એટલે નિર્મળા બોલી : "પહેલાં તો એ ઘરમાં આવતા જ નહોતા, મારી સાથે બોલતાં પણ શરમાતા. કોઇ વસ્તુ જોઈતી હોય તો બારોબાર બહારથી જ મંગાવી લેતા. જ્યારથી મેં બોલાવીને કહ્યું, ત્યારથી હવે આવવા લાગ્યા છે."

તોતારામે જરા ચિડાઈને કહ્યું : "એ ખાવાપીવાની વસ્તુઓ માંગવા તારી પાસે શું કામ આવે છે ? મોટી બહેન પાસે કેમ નથી જતો ?"

નિર્મળાએ આ વાત પ્રશંસા પામવાના લોભે કહી હતી. એ એમ દેખાડવા મથતી હતી કે જુઓ, હું તમારા પુત્રોને કેટલા બધા ચાહું છું, અને આ કોઇ કૃત્રિમ પ્રેમ ન હતો. એને છોકરાઓ પ્રતિ ખરેખર જ સાચો પ્રેમ હતો. તેના સ્વભાવમાં હજી બાલભાવ જ પ્રધાન હતો, તેમાં એ જ ઉત્સુકતા એ જ ચંચળતા, એ જ વિનોદપ્રિયતા વિદ્યમાન હતાં, અને બાળકો સાથે તેની આ બાલવૃત્તિઓ પ્રસ્ફુરિત થતી હતી. સુપત્ની--સુલભ ઈર્ષ્યા હજી સુધી તેના અંતરમાં ઉદય જ

નહોતી થઇ, પરંતુ પતિના પ્રસન્ન થવાને બદલે નાક મચકો-ડવાના આશયને ન સમજી શકવાથી તે બોલી: "એમની પાસે કેમ માગવા જતા નથી તે હું શું જાણું? મારી પાસે આવે છે, તો હું હાંકી કાઢતી નથી. જો એમ કરું તો એમ કહેવાશે કે આ તો છોકરાઓને જોઇને બળી જાય છે."

મુનશીજીએ આનો કશો જવાબ ન વાળ્યો. પરંતુ આજે તેમણે અસીલો સાથે વાતો કરવાને બદલે સીધા મન્શારામ પાસે જઇ, તેની પરીક્ષા લેવા લાગ્યા. એમની જિંદગીમાં આ પહેલો જ અવસર હતો કે જ્યારે તેમણે મન્શારામ અને બીજા છોકરાઓની શિક્ષોન્નતિના વિષયમાં આટલી બધી આતુરતા દાખવી હોય. તેમને તો પોતાના કામ-માંથી જ માથું ઊંચું કરવાની ફુરસદ મળતી નહોતી. તદુપરાંત તેમને એ વિષયો ભણ્યાને લગભગ ચાલીસ વર્ષ કરતાં વધુ સમય વીતી ગયો હતો. તે દિવસથી તેમણે આજપર્યંત તે તરફ ક્યારે પણ જોયું ન હતું, તેઓ કાયદાનાં પત્રો તથા પુસ્તકો સિવાય અન્ય કાંઇ વાંચતા નહોતા, તે માટે તેમને સમય જ મળતો ન હતો. પરંતુ આજે એ જ વિષયોમાં તેઓ મન્શારામની પરીક્ષા લેવા લાગ્યા. મન્શારામ રમતિયાળ હતો, પરંતુ સાથે જ મહેનતુ પણ હતો. રમતગમતમાં તે બી. ટીમનો કેપ્ટન હોવા છતાં પોતાના વર્ગમાં તે પહેલો નંબર રાખતો હતો. જે પાઠ એક વાર વાંચી જતો, તે તેને હંમેશને માટે યાદ થઇ જતો. મુનશીજીને ઉતાવળમાં એવા માર્મિક પ્રશ્નો સૂઝ્યા જ ન હતા કે જેનો જવાબ આપવામાં એક ચતુર છોકરાને જરા પણ વિચાર કરવાનો સમય લેવો પડે. અને ઉપરછલિયા પ્રશ્નોને તો મન્શારામે ચપટીમાં ઉડાવી દીધા. કોઇ સિપાઇ પોતાના શત્રુ પરનો બાર ખાલી જતાં ચિડાઇ

ચિડાઇને વધુ તેજીથી બાર કરે, તે જ પ્રમાણે મન્શારામના જવાબો સાંભળી સાંભળી વકીલસાહેબ પણ વધુ ને વધુ ચિડાતા જતા હતા. તેઓ એવો કોઇ પ્રશ્ન પૂછવા માગતા હતા કે જેનો જવાબ મન્શારામ આપી જ ન શકે. એ જોવા માગતા હતા કે આની નબળી બાજુ ક્યાં છે! એ શું કરે છે તે જોઇ હવે તેમને સંતોષ થતો ન હતો. કોઈ અભ્યસ્ત પરીક્ષક મન્શારામની નબળાઈ ક્યાં છે તે સહેલાઇથી દેખાડી દેત. પરંતુ વકીલસાહેબ પોતાની અર્ધશતાબ્દિ થયાં ભૂલાઈ ગયેલી શિક્ષાના જોર પર એટલી સફળતા ક્યાંથી મેળવે? અંતમાં જ્યારે તેમને પોતાનો ગુસ્સો ઉતારવાનું બીજું કોઇ બહાનું ન જડ્યું, ત્યારે બોલ્યા: "હું જોયા કરું છું કે તું આખો દહાડો આમતેમ રઝળ્યા કરે છે. હું તારા ચારિત્ર્યની કિંમત તારી બુદ્ધિ કરતાં વધારે આંકું છું, અને તારું આ રખડેલપણું મને જરા પણ પસંદ નથી."

મન્શારામે નિર્ભીતાથી કહ્યું: "હું સાંજે એક કલાક ફરવા જવા સિવાય આખો દિવસ બીજે ક્યાંય જતો નથી. તમે માતાજીને યા તો ફોઇબાને પૂછી જુઓ. મને પોતાને રખડવાનું ગમતું નથી. હા, રમવા માટે હેડમાસ્તર સાહેબ આગ્રહ કરીને બોલાવે છે, તેથી અનિચ્છાએ પણ જવું પડે છે. જો તમને મારું આ રમવા જવાનું પસંદ નહિ હોય, તો કાલથી નહિ જાઉં."

મુનશીજીએ જોયું કે વાત બીજો જ રંગ પકડતી હતી, એટલે તીવ્ર સ્વરે બોલ્યા: "મને એ વાતની ખાત્રી શી રીતે થાય કે રમવા જવા સિવાય તું બીજે ક્યાંય રખડવા નથી જતો. હું વારેવારે તે બાબતની ફરિયાદો સાંભળ્યા કરું છું."

મન્શારામે ઉત્તેજિત બની કહ્યું : " કોણ મહાશય તમારી સમક્ષ ફરિયાદ કરે છે, જરા મને તેનું નામ કહેશો ? "

" કહેનાર ગમે તે હશે, તેથી તારે શું કામ છે. તને એટલો વિશ્વાસ હોવો જોઇએ કે હું ખોટો આક્ષેપ નથી મૂકતો. "

મન્શારામ : " જો મારી સમક્ષ આવીને એક વાર કહે કે મેં આને અમુક જગ્યાએ રખડતાં જોયો હતો, તો હું આપને મારું મોં પણ પછીથી નહિ બતાવું. "

વકીલ : " કોઇને એવી શી પડી છે કે તારા મોંઢે તારી વિરુદ્ધ વાત કરે, અને તારી સાથે નાહકનું વેર બાંધે ? તું તો પછી તારા બેચાર મિત્રોને લઇને એના ઘરનું છાપરું પણ આખું ન રહેવા દે. મને આ બાબતની ફરિયાદ એક જ માણસ પાસેથી નહિ, પરંતુ અનેક માણસો પાસેથી મળી છે. અને મારે એવું કોઈ પણ કારણ નથી કે હું તેમની વાતોમાં વિશ્વાસ ન મૂકું. હું ઇચ્છું છું કે તું શાળામાં જ રહે. "

મન્શારામનું મોં પડી ગયું. તે બોલ્યો : " મને ત્યાં રહેવામાં કશો પણ વાંધો નથી. જ્યારથી કહો ત્યારથી ચાલ્યો જાઉં. "

વકીલ : " તેં મોં કેમ ઢીલું કરી નાખ્યું, કેમ ત્યાં રહેવું નથી ગમતું ? ત્યાં રહેવા જવાની વાત સાંભળી જાણે દિવેલ પીધા જેવું ડાચું કેમ કરી નાખ્યું છે ? કેમ શો વાંધો છે, તને ત્યાં શું તકલીફ પડશે ? "

મન્શારામ છાત્રાલયમાં રહેવા માટે ઉત્સુક ન હતો, પરંતુ મુનશીજીએ જ્યારે આ વાત કહી જ નાખી, અને તેનું કારણ પૂછ્યું, ત્યારે તે પોતાની નિરાશા દૂર કરવા માટે પ્રસન્નચિત્ત થઇને બોલ્યો : " મોં શું કરવા ઢીલું કરી નાખું ? મારે માટે

તો જેવું ઘર, એવું જ છાત્રાલય. તકલીફ કશી જ નથી, અને હશે તો પણ હું તે સહન કરી લઇશ. હું ત્યાં કાલે જ ચાલ્યો જઇશ. પરંતુ હા, જો જગા નહિ હોય તો પછી લાચાર છું."

મુનશીજી વકીલ હતા. સમજી ગયા કે આ છોકરો કોઇ એવું બહાનું શોધતો હતો કે જેથી ત્યાં જવું પણ ન પડે, અને માથે કશો અપવાદ પણ ન આવે. તે બોલ્યા : "બધા છોકરાઓને જગા મળે છે, અને શું તને જ નહિ મળે ?"

મન્શારામ : "કેટલાય છોકરાઓને જગા નથી મળી, અને એ બધા બહાર મકાન ભાડે લઇને રહે છે. હજી હમણાં જ એક છોકરાને છાત્રાલયમાંથી રજા આપવામાં આવી, ત્યારે એ એક જગા માટે પચાસ અરજીઓ આવી હતી."

વકીલસાહેબે વધુ તર્કવિતર્ક કરવાનું ઉચિત ન ગણ્યું. મન્શારામને આવતી કાલે તૈયાર રહેવાની આજ્ઞા આપી, તેમણે ગાડી તૈયાર કરાવી અને બહાર ફરવા ચાલ્યા ગયા. થોડા દિવસો થયાં તેમણે દરરોજ સાંજના બહાર ફરવા જવાની ટેવ પાડી હતી. કોઇ અનુભવી વ્યક્તિએ બતલાવ્યું હતું કે દીર્ઘ જીવન પ્રાપ્ત કરવા માટે આથી વધુ મોટો બીજો કોઇ મંત્ર ન હતો. તેમના જવા બાદ મન્શારામ આવીને રુક્મિણીને કહેવા લાગ્યો : "ફોઇબા, બાપુજીએ મને આવતી કાલથી શાળામાં જ રહેવા જણાવ્યું છે."

રુક્મિણીએ વિસ્મિત બની પૂછ્યું : "કેમ ?"

મન્શારામ : "એ તો હું શું જાણું ? કહે છે કે તું અહીં રખડેલાઓની જોડે આમતેમ રઝળતો ફરે છે."

રુક્મિણી : "તેં એમ ન કહ્યું કે હું નહિ જાઉં ?"

મન્શારામ: "કીધું કેમ નહિ, પરંતુ એ માને ત્યારે ને?"

રુક્મિણી: "તારી નવી માની કૃપા, બીજું શું!"

મન્શારામ: "ના, ફોઇબા, મને એમના પર સંદેહ નથી, એ બિચારી તો ભૂલેચૂકે પણ કશું નથી કહેતી. કોઈ વસ્તુ લેવા જાઉં છું, તો તુરત ઊઠીને આપે છે."

રુક્મિણી: "તું એ ત્રિયાચરિત્રમાં ન સમજે. આ આગ એની જ લગાડેલી છે. જો, હું જઇને પૂછું છું."

રુક્મિણી ક્રોધે ભરાઇ નિર્મળા પાસે પહોંચી. તેની બરોબર ખબર લઇ નાખવાનો, કાંટામાં ઘસડવાનો, મેહેણાંટોણાં મારવાનો, રોવડાવવાનો કોઇ પણ સુઅવસર તે હાથમાંથી જવા દેતી નહોતી. નિર્મળા એમનો આદર કરતી, એમનાથી દબાતી, અને એમના પ્રશ્નોનો સામો જવાબ સુદ્ધાં નહોતી આપતી. એ ઇચ્છતી કે એ મને કાંઇક શિખામણની વાતો કહે, જ્યાં મારી ભૂલ થતી હોય ત્યાં સુધારે, બધાં કામ પર દેખરેખ રાખે, પરંતુ રુક્મિણી તેનાથી આડી જ ચાલતી હતી.

નિર્મળા પાટલા પરથી ઊભી થઈને બોલી: "આવો મોટી બહેન, બેસો."

રુક્મિણીએ ઊભાં ઊભાં જ કહ્યું: "હું પૂછું છું કે શું ઘરમાંથી બધાને કાઢી મૂકી એકલી જ રહેવા માગે છે?"

નિર્મળાએ કાતર ભાવે કહ્યું: "શું થયું, મોટી બહેન? મેં તો કોઈને કશુંય નથી કહ્યું."

રુક્મિણી: "મન્શારામને ઘરમાંથી હાંકી કાઢે છે, અને પાછી ઉપરથી કહે છે કે મેં તો કોઇને કશુંય નથી કહ્યું! તારાથી શું આટલું પણ જોયું નથી જતું?"

નિર્મળા: "મોટી બહેન, હું તમારા ચરણોને સ્પર્શ કરીને કહું છું કે હું કાંઈ નથી જાણુતી. એમના વિષયમાં જો હું એક અક્ષર પણ બોલી હોઉં તો મારી આ આંખો ફૂટે!"

રુકિમણી: "શું કરવા ખોટા સોગંદ ખાય છે! આજ-પર્યંત ક્યારેય તોતારામે છોકરાઓને ઊંચો અક્ષર નથી કહ્યો. એકવાર એક અઠવાડિયા માટે મન્શારામ તેના મોસાળ ગયો હતો, ત્યારે એ એટલો ગભરાઇ ગયો હતો કે જાતે જઈને તેડી લાવ્યો હતો. અને હવે એ જ મન્શારામને એ ઘરમાંથી હાંકી કાઢી શાળામાં મોકલવા તૈયાર થયો છે. જો છોકરાનો વાળ પણ વાંકો થયો, તો તું જાણે. એ ક્યારેય બહાર નથી રહ્યો, એને નથી ખાવાની સુધ કે નથી કપડાં પહેરવાની સુધ–જ્યાં બેઠો ત્યાં જ સૂઈ જાય છે. ઉંમરમાં એ જુવાન થયો છે, પરંતુ સ્વભાવ તો એનો હજી બાળક જેવો જ છે. શાળાના છાત્રાલયમાં તો એ મરી જ જશે. ત્યાં કોને પડી છે, કે એણે ખાધું કે નહિ, કપડાં ક્યાં ઉતાર્યાં, સૂતો ક્યાં છે? જ્યારે ઘરમાં જ કોઇ પૂછનારું નથી, તો બહાર તો વળી કોણ પૂછશે? મેં તને ચેતાવી દીધી, આગળ તું જાણે અને તારું કામ જાણે!"

એટલું કહી રુકિમણી ત્યાંથી ચાલી ગઇ.

વકીલસાહેબ ફરી આવીને આવ્યા કે તુરત જ નિર્મળાએ આ વાત ઉપાડી. પોતે આજકાલ દરરોજ થોડીવાર મન્શારામ પાસે અંગ્રેજી ભણતી હતી. એ ચાલ્યો જતાં પોતાના અભ્યાસને વાંધો નહિ આવે? બીજું કોણ ભણાવશે? વકીલસાહેબ આજસુધી આ વાત નહોતા જાણતા. નિર્મળાએ વિચાર કર્યો હતો કે અંગ્રેજીનો થોડોક અભ્યાસ થઇ જશે, ત્યારે એક દિવસ અંગ્રેજીમાં વાતચીત કરીને વકીલસાહેબને ચકિત કરી

દઇશ. થોડુંક જ્ઞાન તો તેણે પોતાના ભાઈ ઓ પાસેથી પણ મેળવ્યું હતું પરંતુ હવે તેણે નિયમિત અભ્યાસ કરવા માંડચો હતો. વકીલસાહેબ તો આ સાંભળી ઠરી જ ગયા, અને ભવાં ચઢાવી બોલ્યા : “ કયારથી એ તને ભણાવે છે ? તેં મને તો કયારેય વાત ન કરી. ”

નિર્મળાએ તેમનું આ રૂપ કેવળ એકવાર, જ્યારે સિયારામને મારતાં મારતાં તેને અધમૂઓ કરી નાખ્યો હતો, ત્યારે જોયું હતું. એજ રૂપ બહુ વિકરાળ સ્વરૂપે આજે તેને પુન: દેખાયું. દબાઇ ગયેલા સ્વરે એ બોલી : “ એથી એમના ભણવામાં તો કશો વાંધો નથી આવતો. એમને જ્યારે નવરાશ હોય છે, ત્યારે જ હું અભ્યાસ કરવા બેસું છું. કહી દઉં છું કે તમને કશો વાંધો આવતો હોય તો ચાલ્યા જજો. બહુધા જ્યારે એ રમવા જવા તૈયાર થાય છે, ત્યારે દસ મિનિટ માટે રોકી રાખું છું. હું પોતે ઇચ્છું છું કે એમને કશો વાંધો ન આવે.”

વાતમાં કાંઇ માલ ન હતો, પરંતુ વકીલસાહેબ હતાશ જેવા થઇને ખાટલામાં ઢળી પડયા, અને માથા પર હાથ રાખી ગહન ચિંતામાં ડૂબી ગયા. તેમણે કલ્પના બાંધી હતી, તે કરતાં વાત ઘણી આગળ વધી ગઇ હતી. તેમને પોતાની જાત પર ક્રોધ આવ્યો કે મેં પહેલેથી જ આ છોકરાને બહાર રાખવાનો પ્રબંધ કેમ ન કર્યો ? આજકાલ આ મહારાણી જે આટલાં બધાં ખુશ જોવામાં આવે છે, તેનું રહસ્ય હવે તેમને સમજાયું. પહેલાં કયારેય ઓરડો આટલો સજાયેલો નહોતો રહેતો. શૃંગાર પણ એ નહોતી કરતી, પરંતુ હવે તો જોઉં છું કે જાણે આખી કાયાપલટ જ થઇ ગઇ છે. મનમાં તો થયું કે અત્યારે જ જઇને મન્શારામને કાઢી મૂકું, પરંતુ પ્રૌઢ બુદ્ધિએ સમજાવ્યું કે આ અવસર ક્રોધનો નથી. કયાંક આને વહેમ આવ્યો.

તો ગજબ જ થઇ જશે. હા, જરા એના મનોભાવોને કસવા જોઇએ. એ બોલ્યા : "એ તો હું પણ સમજું છું કે તને બેચાર મિનિટ એ ભણાવે એમાં એને કશો વાંધો ન હોય. પરંતુ રખડેલ છોકરો છે. પોતાનું કામ ન કરવાનું આ પ્રકારે તેને એક બહાનું મળી રહે છે. કાલે ઊઠીને જો એ કદાચ નાપાસ થયો, તો ચટ સંભળાવશે કે હું તો આખો દહાડો એમને ભણાવવામાં જ રોકાઇ રહેતો હતો. હું તારા માટે કોઇ શિક્ષિકા રાખીશ. એમાં કાંઇ વધુ ખરચ નહિ કરવું પડે. તેં મને પહેલાં કેમ ન કહ્યું? એ ભલા તને શું ભણાવતો હશે? બેચાર શબ્દો બતાવીને નાસી જતો હશે. આ રીતે તો તને કશુંય નહિ આવડે."

નિર્મળાએ તુરત આ આક્ષેપનું ખંડન કર્યું: "ના, એવું નથી. એ મને મન દઇને ભણાવે છે. અને એમની શૈલી પણ કાંઇક એવી છે, કે ભણવામાં મન ચોંટે છે. તમે એક દહાડો એ ભણાવતા હોય ત્યારે જોજો. હું તો માનું છું કે શિક્ષિકા આટલું ધ્યાનપૂર્વક નહિ ભણાવે."

મુનશીજી પોતાની પ્રશ્નકુશળતાપર મૂછોએ તાલ દેતાં બોલ્યા: "દિવસમાં એકજ વાર ભણાવે છે કે વધુ વાર?"

નિર્મળા હજી પણ આ પ્રશ્નોનો આશય ન સમજી. તે બોલી : "પહેલાં તો સાંજના જ ભણાવતા, પરંતુ હવે થોડા દિવસો થયાં એકવાર મારું લખેલું પણ જોઈ જાય છે. એ તો કહે છે કે મારા વર્ગમાં હું સૌથી મોખરે છું. હજી હમણાં છેલ્લી પરીક્ષામાં એમને જ પહેલું સ્થાન મળ્યું હતું. પછી તમે શી રીતે માન્યું કે એમનો ભણવામાં જીવ નથી ચોંટતો. તદુપરાંત હું એટલા માટે પણ કહું છું કે મોટી બહેન માનશે

કે આ આગ મેં જ સળગાવી છે. મફતના મારે મહેણાં સાંભળવાં પડશે. હજી હમણાં થોડીવાર પહેલાં જ મને ધમકાવી ગયાં. "

મુનશીજી મનમાં બોલ્યા : " હું બધુંય જાણું છું. તું આજકાલની છોકરી મને શિખવાડવા આવી છું ! મોટી બહેનનું ઓઠું આપી તું તારી મતલબ સાધવા માગે છે. " પછી પ્રત્યક્ષ બોલ્યાઃ " હું નથી સમજી શકતો કે છાત્રાલયનું નામ સાંભળી એ કેમ ઢીલો થઈ જાય છે. બીજા છોકરાઓ તો ઊલટા ખુશી થાય કે હવે દોસ્તોમાં સાથે રહીશું, જ્યારે આ તો ઊલટો રોવા બેસે છે. હજી થોડા દિવસ સુધી એ જીવ પરોવીને અભ્યાસ કરતો હતો. અને આ એ જ મહેનતનું પરિણામ છે કે પોતે વર્ગમાં સૌથી મોખરે રહે છે. પરંતુ હમણાં થોડા દિવસો થયાં તેને રખડવાનો હરામચસ્કો પડયો છે. એટલે જો અત્યારથી જ તેને રોકવામાં નહિ આવે, તો પાછળથી કશુંય નહિ થાય. તારે માટે હું એક શિક્ષિકા રાખી લઈશ."

બીજે દિવસે પ્રાતઃકાળમાં મુનશીજી કપડાં પહેરી બહાર નીકળ્યા. દિવાનખાનામાં કેટલાય અસીલો એમની વાટ જોતા બેઠા હતા. એમાં એક રાજાસાહેબ પણ હતા કે જેમના તરફથી મુનશીજીને વરસે દહાડે હજારોની આમદાની થતી હતી. પરંતુ મુનશીજી એમને ત્યાં જ બેઠા રાખી, દશ મિનિટમાં આવવાનો વાયદો કરી, ગાડીમાં બેસી શાળાના હેડમાસ્તર પાસે પહોંચ્યા. હેડમાસ્તર ઘણા સજ્જન પુરુષ હતા. તેમણે વકીલસાહેબનો ખૂબ આદરસત્કાર કર્યો, પરંતુ તેમને ત્યાં એક પણ જગા ખાલી ન હતી. બધા ઓરડા ભરાઈ ગયા હતા. ઈન્સ્પેકટર સાહેબની સખત તાકીદ હતી કે બહારગામના છોકરાઓને રાખ્યા બાદ જગા હોય તો ગામના છોકરાઓને

સ્થાન આપવું. તેથી જો કદાચ એકાદ જગા ખાલી પડી તો પણ મન્શારામને સ્થાન મળવાનો સંભવ ન હતો. કારણ કે બહારગામના કેટલાય છોકરાઓની અરજીઓ ત્યાં પડેલી હતી. મુનશીજી વકીલ હતા. રાતદિવસ તેમને એવા માનવીઓ સાથે સંસર્ગ રહેતો હતો કે જેઓ લોભને વશ થઈ, અસંભવને સંભવ અને અસાધ્યને પણ સાધ્ય બનાવી શકે છે. એટલે મનમાં વિચાર કર્યો કે હેડમાસ્તરનું મોં ગળ્યું કરીને કામ કઢાવી લેવું. એ જઈને એમના કારકુનને મળ્યા, પરંતુ તેણે તો હસીને જણાવ્યું કે : "મુનશીજી, આ કચેરી નથી, આ તો શાળા છે. હેડમાસ્તર સાહેબને કાને આની જો ગંધ સરખી પણ ગઇ તો ખૂબ ગુસ્સે થઇ જશે એટલું જ નહિ, પરંતુ મન્શારામને પણ ઊભાં ઊભાં કાઢી મૂકશે. સંભવ છે કે ઉપરી અધિકારીઓને પણ ફરિયાદ કરે." બિચારા મુનશીજી જરાક જેવડું મોં કરી રવાના થયા. દસ વાગે મનમાં ચિડાતા ઘેર પાછા ફર્યા. મન્શારામ તેજ વખતે ઘેરથી શાળાએ જવા નીકળ્યો. મુનશીજીએ, જાણે કે એ પોતાનો કોઇ શત્રુ હોય, એમ તેના પ્રતિ કઠોર નેત્રોએ જોયું, અને ઘરમાં ચાલ્યા ગયા.

એ પછી દસબાર દિવસ સુધી મુનશીજીનો એવો કાર્યક્રમ રહ્યો કે કયારેક સવારમાં તો કયારેક સાંજના કોઈને કોઇ શાળાના હેડમાસ્તરને મળતા, અને મન્શારામને છાત્રાલયમાં દાખલ કરાવવાની ચેષ્ટા કરતા. પરંતુ એક પણ શાળામાં જગા નહોતી. બધેયથી નન્નો જ મળ્યો. હવે માત્ર બે જ ઉપાય હતા, યા તો મન્શારામને જુદું ભાડાનું મકાન લઈ આપીને રાખવો, યા કોઈ બીજા શહેરની શાળામાં દાખલ કરાવી દેવો. આ બન્ને વાતો આસાન હતી. બહારગામની શાળાઓમાં સામાન્ય રીતે જગાની તંગી રહેતી નહોતી. પરંતુ

હવે મુનશીજીનું શંકિત હૃદય કાંઈક શાંત પડી ગયું હતું. તે દિવસથી તેમણે મન્શારામને ક્યારેય ઘરના અંદરના ભાગમાં જતાં જોયો ન હતો. એટલે સુધી કે તે બહાર રમવા પણ જતો ન હતો. શાળાએ જતાં પહેલાં અને આવ્યા બાદ તે પોતાના ઓરડામાં જ ભરાઈ રહેતો. ગરમીના દહાડા હતા. ખુલ્લા મેદાનમાં પણ દેહમાંથી પસીનાની ધારાઓ વછુટતી. પરંતુ મન્શારામ પોતાના ઓરડાની બહાર નીકળતો નહિ. તેનું આત્માભિમાન રખડેલપણાના આક્ષેપથી મુક્ત થઈ જવા માટે વિકળ થઈ રહ્યું હતું. તે પોતાના આચરણથી આ કલંક ધોઈ નાખવા ઈચ્છતો હતો.

એક દિવસ મુનશીજી બેઠા બેઠા ભોજન કરતા હતા કે મન્શારામ પણ નહાઈને ખાવા આવ્યો. મુનશીજીએ તેને મહિનાઓ થયાં ક્યારેય ઉઘાડા શરીરે નહોતો જોયો. આજે એના પર નજર પડી તો તે જોઈ તેમના હોશ જ ઊડી ગયા. હાડકાંઓનો એક માળો સામે ઊભો હતો. મુખ પર અદ્યાપિ બ્રહ્મચર્યનું તેજ હતું, પરંતુ દેહ સૂકાઈને માળખો થઈ ગયો હતો. તેમણે પૂછ્યુંઃ "આજકાલ તારી તબિયત સારી નથી રહેતી શું? આટલો બધો દૂબળો કેમ પડી ગયો છું?"

મન્શારામે ધોતિયાનો છેડો શરીર પર નાંખી કહ્યુંઃ "ના ના તબિયત તો સારી છે."

મુનશીજી : "તો આટલો બધો દૂબળો કેમ પડી ગયો છું?"

મન્શારામ : "ક્યાં દૂબળો પડી ગયો છું? હું આથી વધારે જાડો વળી ક્યારે હતો?"

રુક્મિણી આંગણામાં ઊભી ઊભી તુળશીને પાણી પાતી

હતી. તે બોલી: "દૂબળો શું કરવા પડે, હવે તો એનું લાલન-પાલન બહુ સારી રીતે થાય છે ને? હું તો ગમાર હતી, છોકરાઓને ખવડાવવું પીવડાવવું મને નહોતું આવડતું. મીઠાઇઓ ખવડાવી એમને ખરાબ ટેવો પાડતી હતી. હવે તો એક ભણેલી, ઘરકામમાં હોંશિયાર, ચતુર સ્ત્રી ઘરમાં આવી છે ને? દૂબળો પડે એનો દુશ્મન!"

મુનશીજી: "મોટી બહેન, તમે બહુ અન્યાય કરો છો, તમને કોણે કહ્યું કે તમે છોકરાઓને બગાડો છો? જે કામ બીજાઓથી થઈ ન શકે, તે તમારે પોતે કરવું જોઇએ. એમ નહિ કે જાણે તમારે ઘર સાથે કશો સંબંધ જ નથી. જે પોતે હજી માત્ર છોકરી જ છે, તે છોકરાઓની દેખરેખ શું રાખશે? આ તો તમારું કામ છે."

રુકિમણી: "જ્યાં સુધી મારું ઘર સમજતી હતી, ત્યાં સુધી બધુંય કરતી હતી. જ્યારથી તમે મને પારકી ગણી, ત્યારથી મને શી પડી છે, કે નાહકની બલા ગળે વળગાડતી ફરું? પૂછો, કેટલા દિવસ થયાં દૂધ નથી પીધું? જઇને એના ઓરડામાં જુઓ, તો નાસ્તા માટે જે મીઠાઇ મોકલાવી હતી. એ પડીપડી સડયા કરે છે. શેઠાણી તો માને છે કે મેં ખાવાની વસ્તુઓ મોકલાવી દીધી, પછી જેને ખાવું હોય તે ખાય. તો જે છોકરાઓએ કદાપિ પણ લાડપ્યારનું સુખ નથી જોયુ, તેઓનું આ રીતે લાલનપાલન થતું હશે? તમારા છોકરાઓને પહેલાં પાણી માગતાં દૂધ મળતું, તે હવે અનાથોની જેમ રહીને સુખી નહિ થઇ શકે. હું તો સાફ વાત કહેનારી છું. ખોટું લગાડીને કોઇ મારું શું કરી નાખવાનું હતું? અને આટલું જાણે કે ઓછું હોય તેમ તેને હવે છાત્રા-

લયમાં મૂકવાનો વિચાર કર્યો છે, એમ મેં સાંભળ્યું છે ! બિચારાને ઘરના અંદરના ભાગમાં આવવાની સુદ્ધાં મનાઈ છે. મારી પાસે તો આવતાં પણ ડરે છે, અને આવે તોય મારી પાસે હવે શું હોય છે કે એમને ખવડાવું ? ”

એટલામાં મન્શારામ બે ફૂલકા રોટલી ખાઇ ઊઠીને ઊભો થયો. મુનશીજીએ પૂછ્યું: “ કેમ તું ખાઇ રહ્યો ? હજી બેઠાંને એક મિનિટ પણ પૂરી થઈ નથી. તેં ખાધું શું ? માત્ર બે જ રોટલી તો લીધી હતી ? ”

મન્શારામે જરા સંકોચભર્યા સ્વરે જણાવ્યું: “દાળ અને શાક પણ હતાં. વધારે ખાઉં છું તો ગળું બળવા માંડે છે, અને ખાટા ઓડકાર આવે છે. ”

મુનશીજી ભોજન કરીને ઊઠયા, ત્યારે અત્યંત ચિંતાતુર હતા. જો છોકરો આ પ્રમાણે જ દૂબળો પડતો ગયો, તો જરૂર કોઇ ભયંકર રોગનો ભોગ થઇ પડશે. તેમને રુકિમણી પર અત્યારે ખૂબ ક્રોધ આવતો હતો. એને એ જ બળતરા હતી કે હવે ઘરની શેઠાણી હું નથી. પરંતુ એમ નથી સમજતી કે પોતાને શેઠાણી બનવાનો શો અધિકાર હતો. જેને પાઇપૈસાનો હિસાબ કરતાં પણ નથી આવડતો, એ ઘરની સ્વામિની કેવી રીતે થઇ શકે ? વરસ દહાડા સુધી તો સ્વામિની થઇ હતી—એક પાઇ પણ બચતી નહોતી જ, જ્યારે એ જ આવકમાં આ રૂપકળા બસો અઢીસો બચાવતી હતી. આપના રાજમાં એ જ આવક પૂરી પહોંચતી પણ નહોતી. બીજું કશું નથી, બહુ લાડ લડાવવાથી આ છોકરા બગડી ગયા છે. આટલા મોટા છોકરાઓને કોઈ ખવડાવે તો ખાય, એ હવે શું ઠીક કહેવાય ? એમણે તો હવે પોતે જ પોતાની સંભાળ લેતાં શીખવું જોઇએ.

મુનશીજી આખો દહાડો આ વિચારોમાં જ ડૂબી રહ્યા. બે ચાર મિત્રોની પણ આ વિષે સલાહ લીધી. એ લોકોએ જણાવ્યું : "એના રમવાકૂદવા પર અંકુશ ન મૂકવો જોઇએ, અત્યારથી એને ગોંધી ન રાખો. ખુલ્લી હવામાં ફરવા જતાં જેટલું ચારિત્ર્ય ભ્રષ્ટ થવાની સંભાવના છે, તેથી વધુ સંભાવના તો ઘરમાં પૂરી રાખવામાં છે. કુસંગતથી જરૂર બચાવો. પરંતુ એમ ન થવું ન જોઇએ કે એને સમૂળગો ઘરમાંથી બહાર નીકળવાની બંધી કરવામાં આવે. યુવાવસ્થામાં એકાન્તવાસ ચારિત્ર્ય માટે અત્યંત હાનીકર છે." મુનશીજીને પોતાની ભૂલ હવે જણાઇ. ઘેર પાછા ફરી મન્શારામ પાસે પહોંચ્યા. તે હમણાં જ શાળાએથી પાછો ફર્યો હતો, કપડાં કાઢયા વિના જ એક પુસ્તક સામે ઉઘાડું રાખીને, બારીની બહાર તાકી રહ્યો હતો. તેની દૃષ્ટિ એક ભિખારણ પર ચોંટેલી હતી કે જે અત્યારે એક બાળકને ગોદમાં લઇને ભિક્ષા માંગતી હતી. બાળક માતાની ગોદમાં બેસી એટલી બધી પ્રસન્નતા અનુભવતો હતો કે જાણે પોતે કોઇ રાજસિંહાસન પર બેઠો હતો. મન્શારામ એ બાળકને જોઇને રોઈ પડચો. આ બાળક શું મારા કરતાં વધુ સુખી નથી? આ અનંત વિશ્વમાં એવી કઇ વસ્તુ છે, કે જેને તે આ ગોદના બદલામાં મેળવીને પ્રસન્ન થાય? ઇશ્વર પણ એવી વસ્તુની સૃષ્ટિ નથી રચી શકતો. ઇશ્વર! જેના ભાગ્યમાં માતૃવિયોગનું દુઃખ ભોગવવાનું લખ્યું હોય, એવાં બાળકોને એ જન્મ જ શા માટે આપતો હશે? આજ મારા જેવો કમભાગી સંસારમાં બીજો કોણ હશે? હું મરું કે જીવું, ખાઉં કે ભૂખ્યો રહું, એની કોને પડી છે? જો આજે જ મરી જાઉં, તો કોઇને ઝાઝો શોક પણ નહિ થાય! પિતાજીને તો હવે મને રડાવવામાં જ આનંદ આવે છે, એ તો હવે મારું મોં પણ જોવા નથી ઇચ્છતા.

મને ઘરમાંથી હાંકી કાઢવાની તૈયારીઓ ચાલી રહી છે. આહ માતા! તારો આ લાડકો પુત્ર આજે રખડેલ ગણાય છે. એ જ પિતાજી, કે જેમના હાથમાં તેં અમને ત્રણે ભાઈઓને સોંપ્યા હતા, તે આજે મને રખડેલ અને બદમાશ કહે છે. હું હવે આ ઘરમાં રહી શકું એટલો પણ યોગ્ય નથી રહ્યો." એવા વિચારો કરતો કરતો મન્શારામ અપાર વેદનાથી ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો.

બરાબર એ જ સમયે તોતારામ ઓરડામાં આવીને ઊભા રહ્યા. મન્શારામે ઝટપટ આંસુ લૂછી નાખ્યાં, અને શિર નીચું કરી ઊભો થઈ ગયો. મુનશીજીએ આજે કદાચ પહેલીજવાર એના ઓરડામાં પગ મૂકયો હતો. મન્શારામનું હૃદય ધડકવા લાગ્યું, કે જોઈએ આજે વળી શી નવી આફત આવવાની છે. મુનશીજીએ એને રોતાં જોયો ત્યારે એક ક્ષણ માટે એમનું વાત્સલ્ય ઘોર નિંદ્રામાંથી ચમકી ઊઠયું. એ ગભરાઈ જઈને બોલ્યા: "કેમ, શા માટે, રડે છે બેટા? કોઈએ કાંઈ તને કહ્યું છે?"

મન્શારામે મહામુશ્કેલીએ આવતાં આંસુઓના વેગને ખાળી રાખી કહ્યું: "જી ના, હું રોતો નથી.

મુનશીજી: "તારી માતાએ તો તને કાંઈ કહ્યું નથી ને?"

મન્શારામ: "જી ના, એ તો મારી સાથે બોલતાં પણ નથી."

મુનશીજી: "શું કરું બેટા, લગ્ન તો એટલા માટે કર્યાં હતાં કે છોકરાઓને મા મળશે. પરંતુ એ આશા પૂરી ન થઈ. તો શું તારી સાથે બિલકુલ નથી બોલતી?"

મન્શારામ: " જી ના, મહિનાઓ થયાં નથી બોલી."

મુનશીજી: " વિચિત્ર સ્વભાવની સ્ત્રી છે, શું ઇચ્છે છે એ જ સમજમાં નથી આવતું. મને અગાઉથી ખબર પડી હોત કે તેનો મિજાજ આવો છે, તો હું કદાપિ પણ તેની સાથે લગ્ન ન કરત, રોજ કોઇને કોઇ નવી વાત ઊભી કરે છે. તેણે જ મને કહ્યું હતું કે આ કોણ જાણે કયાં આખો દહાડો અદૃશ્ય થઇ જાય છે. એના દિલની વાત હું શું જાણું? મેં તો માન્યું કે તું કુસંગતે ચઢી આખો દહાડો રખડયા કરે છે. એવો કયો પિતા હશે કે જેને પોતાના પુત્રને રખડતો જોઇ શોક ન થાય? તેટલા માટે જ મેં તને છાત્રાલયમાં મૂકવાનો નિશ્ચય કર્યો હતો. બસ, એ સિવાય બીજું કશું કારણ નહોતું. બેટા! હું તારું રમવુંકરવું બંધ કરવા નહોતો ઇચ્છતો. તારી આ હાલત જોઇને મારા તો દિલના ટૂકડા થઈ જાય છે. કાલે જ મને ખબર પડી કે હું ભ્રમમાં હતો. તું આનંદથી ખેલકૂદ, સવાર-સાંજ બહાર ફરવા જા. તાજી હવાથી તને ફાયદો થશે. જે વસ્તુની જરૂર હોય તે મારી પાસે માગ, તેને કહેવાની જરૂર નથી. એમ જ સમજજે કે જાણે એ ઘરમાં છે જ નહિ. તારી માતા ચાલી ગઈ, પરંતુ હું તો હજી બેઠો છું."

બાળકનું સરળ નિષ્કપટ હૃદય પિતૃપ્રેમથી પુલકિત થઇ ઊઠયું. તેને લાગ્યું કે જાણે સાક્ષાત ભગવાન ઊભા છે. નિરાશા અને ક્ષોભથી વિકળ થઈ તેણે મનમાં પોતાના પિતાને નિષ્ઠુર અને એવું બીજું ન જાણે શું શું કહી નાખ્યું હતું. અપરમા પ્રતિ તેને કાંઇ ખાસ ભાવ ન હતો. હવે તેને જણાયું કે મેં મારા દેવતુલ્ય પિતા સાથે કેટલો બધો અન્યાય કર્યો છે. તેના હૃદયમાં પિતૃભક્તિની એક લહરી જાગૃત થઇ, અને એ

પિતાના ચરણો પર માથું મૂકી રોવા લાગ્યો. મુનશીજી કરુણાથી વિહ્વલ થઈ ગયા. જે પુત્ર એક ક્ષણ પણ આંખોથી દૂર થતાં એમનું હૃદય વ્યગ્ર બની જતું, જેનાં શિલ, બુદ્ધિ અને ચારિત્ર્યનાં ઘરનાં અને પારકાં બધાં વખાણ કરતાં હતાં, તેના જ પ્રતિ પોતાનું હૃદય શાથી આટલું બધું કઠોર થઇ ગયું ? પોતાના પુત્રને પોતે જ શત્રુ માનવા લાગ્યા, તેને નિર્વાસિત કરવા સુધી તત્પર થઈ ગયા. નિર્મળા, પિતા અને પુત્રની વચ્ચે દિવાલની જેમ ઊભી હતી. નિર્મળાને પોતાની તરફ ખેંચવા માટે પાછળ હઠવું પડતું હતું, અને તેથી પિતા તથા પુત્ર વચ્ચે અંતર વધતું જતું. પરિણામે આજે દશા એવી થઈ ગઇ હતી કે પોતાના જ અભિન્ન પુત્ર પ્રતિ તેમને આટલો બધો છળ કરવો પડ્યો છે ! આજે બહુ વિચાર કર્યા બાદ તેમને એક યુક્તિ સૂઝી હતી, જેથી તેમને આશા બંધાણી હતી કે પોતે નિર્મળાને વચમાંથી દૂર કરી પોતાના બીજા પડખાને પોતાની તરફ ખેંચી લઈ શકશે. તેમણે આ યુક્તિનો આરંભ પણ કરી દીધો હતો, પરંતુ તેથી અભીષ્ટ સિદ્ધ થશે કે નહિ, એ કોણ કહી શકે તેમ હતું ?

જે દિવસે તોતારામે નિર્મળાની બહુ આજીજીઓ અને વિનંતિઓને ઠોકરે મારીને પણ મન્શારામને છાત્રાલયમાં મોકલવાનો નિર્ણય કર્યો હતો, તે જ દિવસથી તેણે મન્શારામ પાસે અભ્યાસ કરવાનું છોડી દીધું હતું. એટલે સુધી કે તેણે તેની સાથે બોલવાનું પણ બંધ કરી દીધું હતું. તેને પતિની આ અવિશ્વાસપૂર્ણ તત્પરતાનો કાંઈક કાંઇક આભાસ થયો હતો. ઓહ ! આટલો વહેમી સ્વભાવ ! તો તો ઈશ્વર જ આ ઘરમાં લાજ રાખે ! એમના દિલમાં આવીઆવી દુર્ભાવનાઓ જ ભરેલી છે ! મને એ એટલી બધી હલકટ માને

છે ! એવા વિચારો કરી કરી તેણે કેટલાય દિવસો સુધી રડયા કર્યું. પછી એણે વિચાર કર્યો કે એમને શાથી આટલો બધો સંદેહ રહ્યા કરે છે? મારામાં એવું શું છે, જે એમની આંખોમાં ખટકે છે? બહુ વિચાર કરવા છતાં તેને પોતાનામાં એવું કશું ન જણાયું. તો શું પોતે મન્શારામ પાસે ભણતી હતી, તેની સાથે હસતી બોલતી હતી, તે જ તેમના સંદેહનું કારણ હતું? તો હું હવે ભણવાનું બંધ કરી દઇશ, ભૂલેચૂકે પણ મન્શારામ સાથે વાત નહિ કરું – અરે, એનું મોઢું સુદ્ધાં નહિ જોઉં !

પરંતુ આ તપસ્યા તેને અસાધ્ય લાગતી હતી. મન્શારામ સાથે હસવા બોલવાથી તેની વિલાસિની કલ્પના ઉત્તેજિત પણ થતી હતી, અને તૃપ્ત પણ. તેની સાથે વાતો કરતાં તેને એક એવા અપાર સુખનો અનુભવ થતો હતો કે જેને તે યોગ્ય શબ્દોમાં પ્રગટ કરી શકતી નહોતી. કુવાસનાની તો એના મનમાં છાયા સુદ્ધાં પણ નહોતી. તે સ્વપ્નમાં પણ મન્શારામ સાથે કલુષિત પ્રેમ કરવાની કલ્પના કરી શકતી નહોતી. પ્રત્યેક માનવીને પોતાના બરોબરિયા સાથે હસવા બોલવાની જે એક નૈસર્ગિક તૃષ્ણા હોય છે, તેની જ તૃપ્તીનું આ એક અજ્ઞાત સાંત્વન હતું. હવે આ અતૃપ્ત તૃષ્ણા નિર્મળાના હૃદયમાં દીપકની જેમ સળગવા લાગી. રહી રહીને તેનું મન કોઇ અજ્ઞાત વેદનાથી વિકળ થઇ જતું. ખોવાયેલી કોઇ અજ્ઞાત વસ્તુની શોધમાં તે આમતેમ ફર્યા કરતી, જ્યાં બેસતી ત્યાં બેસી જ રહેતી. કોઇ પણ કામમાં તેનો જીવ લાગતો ન હતો. હા, જ્યારે મુનશીજી આવી પહોંચતા, ત્યારે તે પોતાની સમગ્ર તૃષ્ણાઓને નિરાશાના સાગરમાં ડૂબાવી દઇ તેમની સામે સ્મિત કરી આડી-અવળી વાતો કરવા લાગતી.

કાલે જ્યારે મુનશીજી ભોજન કરીને કચેરીમાં ચાલ્યા ગયા,

ત્યારે રુક્મિણીએ નિર્મળાને ખૂબ મહેણાં માર્યાં: "જાણતી તો હતી કે અહીં છોકરાઓનું પાલનપોષણ કરવું પડશે, તો ઘરનાં માણસોને એમ કેમ ન કહી દીધું કે મારાં અહીં લગ્ન ન કરશો ? જ્યાં ઘરમાં પતિ સિવાય કોઈ ન હોય એવા ઘેર પરણવું હતું ને ? એ આ શૃંગાર અને સજાવટ જોઇને ખુશ થાત – પોતાના ભાગ્યનાં વખાણ કરત. અહીં વૃદ્ધ માણસ તારા હાવભાવ અને રૂપરંગ પર શું મુગ્ધ થશે? તેણે તો આ બાળકોની સેવા કરવા માટે તારી સાથે લગ્ન કર્યાં છે, ભોગવિલાસ ભોગવવા માટે નહિ." આ પ્રમાણે ક્યાંય સુધી રુક્મિણીએ નિર્મળાના ઘાયલ હૃદયને મીઠાના પાણીથી છાંટ્યા કર્યું; અને નિર્મળાએ પ્રત્યુત્તરમાં ચું કે ચાં પણ ના કર્યું. એ પોતાનો બચાવ તો રજૂ કરવા ઇચ્છતી હતી, પરંતુ એ એમ નહોતી કરી શકતી. જો એ એમ કહે કે મારા પતિની જે ઇચ્છા છે, તે જ પ્રમાણે હું વર્તી રહી છું, તો ઘરનો ભેદ ખુલ્લો પડી જતો હતો. જો પોતાની ભૂલ કબૂલ કરી તેને સુધારવા પ્રયત્ન કરે છે, તો ભય રહેતો હતો કે એનું પરિણામ કોણ જાણે શુંય આવે. એ આમ તો ખૂબ સ્પષ્ટવાદિની હતી, સત્ય કહેતાં તેને ભય કે સંકોચ થતાં ન હતાં, પરંતુ આ નાજુક અવસર પર તેને ચૂપકીદી ધારણ કરવી પડી હતી. તે પોતે જોતી હતી કે મન્શારામ બહુ જ વિરક્ત અને ઉદાસ રહ્યા કરે છે, એમ પણ જોતી હતી કે એ દહાડે દહાડે દુબળો પડતો જાય છે, પરંતુ તેની વાણી અને કર્મ બન્ને પર તાળાં લાગ્યાં હતાં. ચોરના ઘરમાં ચોરી થતાં તેની જેવી દશા થાય છે, બરાબર એવી જ દશા અત્યારે નિર્મળાની થઈ રહી હતી.

# પ્રકરણ ૮ મું

જ્યારે કોઈ વાત આપણી આશા વિરુદ્ધની થાય છે, ત્યારે જ આપણને દુ:ખ થાય છે. મન્શારામને એવી ક્યારે ય કલ્પના નહોતી આવી કે નિર્મળા પોતાની વિરુદ્ધ ફરિયાદ કરશે. તેથી તેને ઘોર વેદના થતી હતી. એ શા માટે મારી વિરુદ્ધ ફરિયાદ કરે? એ શું ચાહે છે? એટલું જ ને કે આ મારા પતિની કમાણી પર જીવે છે, તેને ભણાવવા ગણાવવામાં પૈસા ખરચ થાય છે, કપડાં પહેરે છે. તેની તો એ જ ઇચ્છા હશે કે આ ઘરમાં ન રહે. મારા ન રહેવાથી એને આર્થિક લાભ થશે. એ મારા પ્રતિ ખૂબ જ પ્રસન્નચિત્ત રહે છે. મેં ક્યારે ય એના મુખેથી કટુ શબ્દો નથી સાંભળ્યા. તો આ શું બધું દેખાડવા પૂરતું જ હતું? બની શકે છે. પક્ષીને જાળમાં ફસાવવા માટે શિકારી પહેલાં દાણા વેરે છે. આહ! મને નહોતી ખબર કે આ દાણા નીચે જાળ બિછાવેલી છે, આ માતૃસ્નેહ કેવળ મારી નિરાધારીની ભૂમિકા છે.

ઠીક, મારું અહીં રહેવું શાથી ખરાબ લાગે છે? જો

એનો પતિ છે, એ શું મારો પિતા નથી ? શું પિતાપુત્રનો સંબંધ પતિપત્નીના સંબંધ કરતાં કાંઇક ઓછો ઘનિષ્ઠ છે ? જ્યારે મને એના સંપૂર્ણ આધિપત્ય પ્રતિ ઇર્ષ્યા નથી થતી – એ ચાહે જેમ કરે, હું મોં પણ નથી ખોલતો – તો પછી એ શા માટે મને પિતૃસ્નેહથી વંચિત કરવા ઇચ્છે છે ! એ પોતાના સામ્રાજ્યમાં શા માટે મને એક આંગળભર ભૂમિ પણ આપવા નથી ઇચ્છતી ? પોતે મોટા મહેલમાં રહીને પણ મને વૃક્ષની છાયામાં બેઠેલો કેમ નથી જોઈ શકતી ?

હા, એ એમ સમજતી હશે કે આ મોટો થયા બાદ મારા પતિની સંપત્તિનો સ્વામી થશે, તેથી તેને અત્યારથી જ કાઢી મૂકવો સારો છે. એને હું કેવી રીતે ખાત્રી આપું કે મારા પ્રતિ એવી શંકા લાવવાનું કશું જ કારણ નથી. એને કેમ કરી બતલાવું કે એના પ્રતિ કાંઈક અહિત કરે એ પહેલા મન્શારામ ઝેર પીને પ્રાણ દેશે ? પોતાને ચાહે ગમે તેટલાં દુઃખો સહન કરવાં પડે, પરંતુ પોતે તેના હૃદયનું શૂળ નહિ બને ! એમ તો પિતાજીએ મને જન્મ આપ્યો છે. અને હજી પણ મારા પર કાંઇ ઓછો સ્નેહ નથી, તો પણ હું શું એટલું પણ નથી જાણતો કે જે દિવસે પિતાજીએ એની સાથે લગ્ન કર્યાં, તે દિવસથી જ તેમણે અમને પોતાના હૃદયમાંથી બહાર ફેંકી દીધા છે? હવે અમે અનાથોની જેમ જ અહીં રહી શકીએ છીએ. આ ઘર પર અમારો કશો જ અધિકાર નથી. કદાચિત પૂર્વસંસ્કારોને લઇને અહીં અન્ય અનાથો કરતાં અમારી હાલત કાંઇક સારી છે. પરંતુ અમે છીએ તો અનાથો જ! જે દિવસે અમારી માતા પરલોક સિધાવી તે દિવસથી જ અમે અનાથ થયા. જે કાંઈ બાકી હતું, તે આ લગ્ને પૂરું કર્યું. હું પોતે તો પહેલેથી જ એની સાથે વિશેષ સંબંધ રાખતો ન હતો. જો એ સમયમાં જ તેણે પિતાજી સમક્ષ મારી વિરુદ્ધ

ફરિયાદ કરી હોત તો કદાચ મને આટલું બધું દુઃખ ન થાત. હું તો એ આઘાત માટે તૈયાર થઈને બેઠો હતો. સંસારમાં શું મારે માટે ક્યાંય સ્થાન નથી ? શું હું મજૂરી પણ નહિ કરી શકું ? પરંતુ એણે બહુ ખરાબ સમયે ઘા કર્યો. હિંસક પશુ પણ માણસને ગાફેલ જોઈને હુમલો કરે છે; તેથી જ મારાં આટલાં લાલનપાલન થતાં હતાં, જમવા જતાં જરા પણ વાર થતી, તો માણસો પર માણસો બોલાવવા આવતાં, નાસ્તા માટે સવારમાં દરરોજ શીરો તૈયાર થતો, વારંવાર પૂછવામાં આવતું, કેમ પૈસા નથી જોઈતા, એટલા માટે જ આ રૂપિયા એકસો ને સાઠની ઘડિયાળ મંગાવવામાં આવી હતી !

પરંતુ એને બીજી કશી ફરિયાદ ન સૂઝી તે મને રખડેલ કહ્યો ? એણે મારામાં શું રખડેલપણું જોયું ? એ એમ કહી શકત કે આનું ભણવા વાંચવામાં મન નથી ચોંટતું, રોજ ને રોજ પૈસા માગે છે. પરંતુ આ જ એક વાત એને શાથી સૂઝી ? કદાચ એણે એમ માન્યું હશે કે મારા પર થઈ શકે તેવો આ જ એક સૌથી કઠોર આઘાત હતો. પહેલે જ ઘાએ તેણે મારાપર અગ્નિબાણ ફેંકયું કે જેથી ક્યાંય જવાનું શરણુ ન રહે. એટલા જ માટે કે પિતાજીની નજરમાં હું હલકો પડું ? મને છાત્રાલયમાં મૂકવાનું તો એક બહાનું હતું. મૂળ હેતુ તો માત્ર એટલો જ હતો કે આને દૂધમાં પડેલીમાખીની માફક કાઢીને ફેંકી દેવો. બે ચાર મહિના બાદ ખર્ચબર્ચ આપવાનું માંડી વાળવું. પછી ભલે એ મરે કે જીવે. જો મને ખબર હોત કે આ પ્રેરણા એના તરફથી જન્મ પામી છે, તો ક્યાંય જગા ન હોવા છતાં એકાદ ઠેકાણે પણ જગા મેળવવા પ્રબંધ કરી લેત. નોકરોની ઓરડીઓમાં રહેવા માટે જગા મળી રહેત. વરંડામાં પડયા રહેવા માટે પુષ્કળ જગા હોય છે. ખેર,

હજી તો સવાર જ છે. જ્યાં સ્નેહ નથી, ત્યાં પછી માત્ર પેટ ભરવા માટે પડી રહેવું એ નરી નફટાઈ જ છે. હવે આ ઘર મારું નથી આ જ ઘરમાં મેં જન્મ લીધો છે. અહીં જ હું રમ્યો છું, છતાં હવે આ ઘર મારું નથી. પિતાજી પણ મારા પિતા નથી. હું એમનો પુત્ર છું, પરંતુ એ મારા પિતા નથી. સંસારના બધા સંબંધો સ્નેહના સંબંધો હોય છે. જ્યાં સ્નેહ નથી, ત્યાં કંઈ નથી. હાય માતાજી! તમે ક્યાં છો?

એવા એવા વિચાર કરી મન્શારામ રોવા લાગ્યો. જેમ જેમ માતૃસ્નેહની પૂર્વસ્મૃતિઓ જાગૃત થતી ગઈ, તેમ તેમ તેની આંખોમાં વધુને વધુ આંસુ ઉભરાવાં લાગ્યાં. જાણે કે એ સાંભળતી જ ન હોય, તેમ તે કેટલીકવાર મા! મા! કરી પોકારી ઊઠ્યો. આજે તેને માતૃહીનતાના દુ:ખનો પહેલી જ વાર અનુભવ થયો. એ આત્માભિમાની હતો, સાહસિક હતો, પરંતુ આજપર્યંત સુખની ગોદમાં લાલનપાલન થવાના કારણે અત્યારે તે પોતાને નિરાધાર માનતો હતો.

રાતના દસ વાગી ગયા હતા. મુનશીજી આજે ક્યાંક મિજલસમાં ઉપડ્યા હતા. ચાકરડી બે વાર મન્શારામને ભોજન માટે બોલાવવા આવી ચૂકી હતી. મન્શારામે છેલ્લીવાર ચિડાઈને તેને કહી દીધું હતું: “મને ભૂખ નથી. મારે કશું નથી ખાવું. વારંવાર આવીને માથું ખાય છે!” તેથી નિર્મળાએ જ્યારે પુનઃ એકવાર એ કામ માટે દાસીને જવા જણાવ્યું, ત્યારે તે ગઈ જ નહિ. અને બોલી. “વહુજી, એ મારા બોલાવ્યા નહિ આવે!”

નિર્મળા: “આવશે કેમ નહિ? જઈને કહે, ભાણું પીરસેલું ઠરી જાય છે. ભૂખ ન હોય તો ભલે આવીને બે જ કોળિયા ખાઈ જાય.”

દાસી: "હું એ બધુંય કરીને હારી ગઈ, એ તો ઊઠતા જ નથી."

નિર્મળા: "તેં એમ કહ્યું હતુંને કે એ રાહ જોઇને બેઠાં છે?"

દાસી: "ના વહુજી, એમ મેં નહોતું કહ્યું. જૂઠું શું કરવા બોલું?"

નિર્મળા: "ઠીક, તો જા જઇને કહે. કહેજે એ બેઠી બેઠી તમારી વાટ જુએ છે. તમે ખાવા નહિ આવો તો એ ભાણું ઢાંકીને સૂઇ જશે. જા તો ભુંગી, બહુ ડાહી છું. અને આ વખતે જો ન આવે તો તું એમને ગોદમાં ઊંચકીને લઇ આવજે."

ભુંગી નાકમાં મચકોડતી ગઇ, પરંતુ એક જ ક્ષણમાં પાછી ફરીને બોલી: "અરે વહુજી, એતો બેઠા બેઠા રુવે છે. કોઇએ એમને કશું કહ્યું છે શું?" નિર્મળા આ સાંભળી એકદમ ચમકી ઊઠી, અને જેમ કોઇ માતાએ પોતાનો પુત્ર કૂવામાં પડયાની વાત સાંભળી હોય, તેમ ઊઠીને બે ત્રણ પગલાં આગળ દોડી. પરંતુ તુરત જ તે અટકી ગઈ, અને ભુંગીને કહેવા લાગી: "રુવે છે? તેં પૂછયું નહિ કે શા માટે રડો છો?"

ભુંગી: "ના વહુજી, એ તો મેં નહોતું પૂછયું. જૂઠું શું કરવા બોલું?"

એ રુવે છે! આ નિઃશબ્દ રાત્રિના સમયે એ બેઠો બેઠો એકલો રુવે છે! માતા યાદ આવી હશે. એને જઇને શી રીતે સમજાવું. હાય! અહીં તો છીંકતા નાક કપાય

છે! હે ભગવાન, તમે જ મારા એક સાક્ષી છો કે જો મેં ભૂલેચૂકે પણ કાંઇ કહ્યું હોય તો, હું જ ફાટી પડું. હું શું કરું? એ મનમાં એમ માનતો હશે કે આણે જ પિતાજીને ફરિયાદ કરી હશે. હું એને કેવી રીતે ખાત્રી કરાવું કે મેં એની વિરુદ્ધ ક્યારેય એક શબ્દનો પણ ઉચ્ચાર નથી કર્યો! જો હું આવા દેવકુમારના જેવા ચારિત્ર્યવાળા છોકરાને ખરાબ કહું, તો પછી સંસારમાં મારા કરતાં બીજી રાક્ષસી કોણ હોઇ શકે!

નિર્મળા જોતી હતી કે મન્શારામનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન વધુને વધુ ખરાબ થતું જતું હતું, એ દિવસે દિવસે દુબળો પડતો જતો હતો, તેના મુખની નિર્મળ કાંતિ દિનપ્રતિદિન મલિન થતી જતી હતી, તેનું સહાસ્યવદન સંકુચિત થતું જતું હતું, અને આ બધાનું કારણ તેનાથી છૂપું ન હતું, અને છતાંય તે આ વિષય પર પોતાના પતિને કશું જ કહી શકતી ન હતી. એ બધું જોઇજોઇને એનું હૃદય વિદિર્ણ થઇ જતું હતું, પરંતુ તેની જીભ ઉપડી શકતી નહોતી. તે મનમાં ક્યારેક ચિડાતી કે મન્શારામ શું કામ જરાશી વાત પર આટલો બધો ક્ષોભ કરે છે! એમણે રખડેલ કહ્યો, તેથી શું એ રખડેલ થઈ ગયો! મારી વાત છે—એક તલમાત્રની શંકા મારો સર્વનાશ કરી શકે છે, પરંતુ તેમને આવી વાતોની ક્યાં પરવા છે!

તેને મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવી કે જઇને એને શાંત પાડું અને લાવીને ખવડાવું. બિચારો રાત આખી ભૂખ્યો પડી રહેશે. હાય! હું જ આ બધા ઉપદ્રવનું કારણ છું. મારા આવતાં પહેલાં આ ઘરમાં શાંતિનું સામ્રાજ્ય હતું. પિતા બાળકો પાછળ પ્રાણ પાથરતો. બાળકો પિતાને પ્યાર કરતાં.

મારા આવતાં જ આ બધાં વિઘ્નો ઉત્પન્ન થયાં. આનું પરિણામ શું શું આવશે? એક માત્ર ભગવાન જ જાણે! ભગવાન મને મોત પણ નથી આપતો. બિચારો એકલો ભૂખ્યો પડયો છે. સવારે પણ મોં એઠું કરી ઉઠી ગયો હતો, અને એનો ખોરાક જ શું છે. જેટલું ખાય છે, એટલું તો તો વર્ષ બે વર્ષનું બાળક પણ ખાય!

નિર્મળા ચાલી. પતિની ઇચ્છા વિરુદ્ધ ચાલી. જે સંબંધે એ તેનો પુત્ર થતો હતો, એને મનાવવા જતાં, એનું હૃદય કંપતું હતું.

તેણે પહેલા રુકિમણીના ઓરડા તરફ જોયું. તે ભોજન કરીને આરામથી ઉંઘતી હતી. પછી તે દિવાનખાના તરફ ગઈ. ત્યાં પણ નિઃશબ્દ શાંતિ પ્રસરેલી હતી. મુનશીજી હજી આવ્યા ન હતા. એ બધું જોઈ કરીને એ મન્શારામના ઓરડા પાસે જઈ પહોંચી. ઓરડો ઉઘાડો પડયો હતો. મન્શારામ એક પુસ્તક સામે રાખી શોક અને ચિંતાની સજીવ મૂર્તિ જેવો મેજ પર શિર ઝૂકાવી બેઠો હતો. નિર્મળાએ બૂમ પાડવાનો વિચાર કર્યો. પરંતુ તેના કંઠમાંથી અવાજ જ ન નીકળ્યો.

સહસા મન્શારામે શિર ઊંચું કરી દ્વાર તરફ જોયું. નિર્મળાને તે અંધકારમાં પણ ઓળખી શકયો. ચમકીને તેણે પૂછયું. “ કોણ ! ”

નિર્મળાએ કંપતા સ્વરે જણાવ્યું : “ એ તો હું છું. ભોજન કરવા કેમ નથી આવતા ? કેટલી બધી રાત વીતી ગઇ છે ? ”

મન્શારામે મોં ફેરવી કહ્યું : “ મને ભૂખ નથી. ”

નિર્મળા: "એ તો હું ત્રણ વાર ભુંગી પાસેથી સાંભળી ચૂકી."

મન્શારામ: "તો ચોથીવાર મારા મોંએ સાંભળી લ્યો."

નિર્મળા: "સાંજે પણ કશું ખાધું નહોતું. ભૂખ કેમ નથી લાગી?"

મન્શારામે વ્યંગહાસ્ય કરી કહ્યું: "બહુ ભૂખ લાગશે તો પછી બધું પહોંચશે શી રીતે?"

એમ કહેતાં કહેતાં મન્શારામે ઓરડાનું બારણું બંધ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ નિર્મળા બારણાને ધક્કો મારીને અંદર દાખલ થઇ, અને મન્શારામનો હાથ પકડી સજળ નેત્રે વિનય-મધુર સ્વરે બોલી: "મારું કહેવું માની, આવીને જે ભાવે તે થોડું ખાઇ લ્યો. તમે નહિ ખાઓ, તો હું પણ જઇને ખાધા વિના જ સૂઇ જઇશ. વધારે નહિ બે કોળિયા જ ખાજો. કેમ મને પણ તમારા ભેગી રાતભર ભૂખી મારવી છે?"

મન્શારામ મુઝવણમાં આવી પડયો. હજુ સુધી એણે ભોજન નથી કર્યું, મારી રાહ જોતી જ બેસી રહી છે! એ તે છે સ્નેહ, વાત્સલ્ય, અને વિનયની દેવી કે ઇર્ષ્યા અને અમંગળની માયાવિની મૂર્તિ! તેને પોતાની માતાનું સ્મરણ થયું. જ્યારે જ્યારે એ રિસાતો, ત્યારે તે આવી જ રીતે એને મનાવવા આવતી, અને જ્યાં સુધી એ ખાવા ન ઊઠતો, ત્યાં સુધી ત્યાંથી નહોતી ખસતી. તે આ વિનયનો અસ્વીકાર ન કરી શકયો. તે બોલ્યો: "મારે માટે તમારે આટલું બધું કષ્ટ વેઠવું પડયું, તે બદલ મને ખૂબ ખેદ થાય છે. મને જો ખબર હોત કે મારી રાહ જોઇને તમે ખાધા વિના બેસી રહ્યાં છો, તો આવીને કયારનોય ખાઈ જાત."

નિર્મળાએ તિરસ્કાર ભાવે કહ્યું: "તમે એમ કેમ માની લીધું કે તમે ભૂખ્યા રહો અને હું ખાઇને સૂઈ રહું! શું હું અપરમાતા છું એટલે મને આટલી બધી સ્વાર્થીની માની લીધી?"

સહસા દિવાનખાનામાંથી મુનશીજીના ખાંસવાનો અવાજ આવ્યો. એમ લાગ્યું કે એ મન્શારામના ઓરડા તરફ આવતા હતા. નિર્મળાનું મુખ ફિક્કું પડી ગયું. તે તુરત ઓરડાની બહાર નીકળી ગઈ, અને બહાર આગળ જવાનો મોકો ન મળતાં, કઠોર સ્વરે બોલી: "હું કાંઇ કોઈની દાસી નથી કે આટલી મોડી રાત સુધી કોઇને માટે મફતની રસોડામાં ધલાઈ રહું! જેને ન ખાવું હોય, તે પહેલેથી કહી દે કે મારે નથી ખાવું!"

મુનશીજીએ નિર્મળાને ત્યાં ઊભેલી જોઈ. આ અનર્થ! એ શું કરવા અહીં આવી હશે? તે બોલ્યા: "અહીં શું કરે છે?"

નિર્મળાએ કર્કશ સ્વરે કહ્યું: "કરે શું? મારા ભાગ્યને રોઉં છું! બસ, બધી જ બૂરાઈઓની જડ હું છું. કોઇ એક બાજુ રિસાઈને બેઠું છે, તો કોઇ બીજી બાજુ મોં ચઢાવી સૂતું છે. હું તો કોને મનાવું ને ક્યાં સુધી મનાવું."

મુનશીજી ચકિત થઈને બોલ્યા: "પણ વાત છે શું?"

નિર્મળા: "ખાવા નથી આવતા બીજું શું હોય? દસ વાર તો દાસીને તેડવા મોકલી. છેવટે હું પોતે આવી. એમણે તો એટલું કહ્યું કે મને ભૂખ નથી, એટલે બસ! હું તો આખા ઘરની દબાયેલી, બધાય મારા મોંએ કાલિમા લગાડવા તૈયાર! કોઇને ભૂખ ભલે ન લાગી હોય, છતાં કહેનારાઓને

તો એમ કહેતાં કોણ રોકવાનું હતું કે આ પિશાચિણી કોઇને ખાવાનું જ નથી આપતી."

મન્શારામ સ્તંભિત શો ઊભો હતો. તેની સામે એક એવું રહસ્ય ભજવાઇ રહ્યું હતું કે જેનો અર્થ એ જરા પણ સમજી શકતો ન હતો. જેનાં નેત્રોમાં એક ક્ષણ પહેલાં વિનયનાં આંસુ ભર્યાં હતાં, તેમાંથી જ ઓચિંતી ઇર્ષ્યાની જ્વાળાઓ શાથી નીકળવા લાગી? જે અધરોમાંથી એક ક્ષણ પહેલાં સુધાવૃષ્ટિ થતી હતી, તેમાંથી જ હવે વિષનો પ્રવાહ કેમ વહેવા લાગ્યો? એવી જ અર્ધ ચેતનાની દશામાં એ બોલ્યો: " મને ભૂખ નથી."

મુનશીજીએ ધમકાવીને કહ્યું: "કેમ ભૂખ નથી? ભૂખ નહોતી તો સાંજે જ કેમ ન કહી દીધું? તારી રાહ જોઇને કોઇ ક્યાં સુધી બેસી રહે? તને પહેલાં તો આવી ટેવ ન હતી. આ રિસાતાં ક્યારથી શીખ્યો? જા, જઈને ખાઈ લે!"

મન્શારામ: "જી ના, મને જરા પણ ભૂખ નથી."

તોતારામે દાંત કચકચાવીને કહ્યું: "ઠીક છે, જ્યારે ભૂખ લાગે ત્યારે ખાજે!" એમ કહેતાં કહેતાં એ અંદર ચાલ્યા ગયા. નિર્મળા પણ એમની પાછળ ચાલી ગઇ. મુનશીજી તો સૂવા ચાલ્યા ગયા, અને નિર્મળાએ જઇને રસોઇ ઢાંકી દીધી, અને કોગળો કરી પાન ખાઇ સ્મિત કરતી આવી પહોંચી. મુનશીજીએ પૂછ્યું: "તેં ખાઈ લીધું ને?"

નિર્મળા: "શું કરું ત્યારે. કોઇને માટે હું પણ અન્નજળ છોડી દઉં?"

મુનશીજી: "એને કોણ જાણે શું થયું છે તે કાંઈ સમજમાં

જ નથી આવતું, દહાડે દહાડે ઘસાતે જ જાય છે. આખો દહાડો એના ઓરડામાં પડ્યો રહે છે."

નિર્મળા કાંઇ ન બોલી. તે ચિંતાના અપાર સાગરમાં ડૂબકાં ખાતી હતી. મન્શારામે મારું ભાવ-પરિવર્તન જોઇ મનમાં શું ધાર્યું હશે? શું તેના મનમાં એ પ્રશ્ન નહિ ઊઠ્યો હોય કે પિતાજીને જોતાં જ આનાં ભવાં કેમ ચઢી ગયાં? બિચારો ખાવા આવવા તૈયાર થયો હતો, ત્યાં આ મહાશય કોણ જાણે ક્યાંથી ફૂટી નીકળ્યા! આ રહસ્ય હું કેવી રીતે સમજાવું? સમજાવવું સંભવ છે? હાય ભગવાન! હું કેવી વિપત્તિમાં ફસાઇ પડી છું?

સવારમાં એ ઊઠીને કામ ધંધે વળગી. સહસા નવ વાગે ભુંગીએ આવીને કહ્યું: "મન્શાબાબુ તો એમની ચોપડીઓ કપડાં વગેરે ગાડીમાં લાદી રહ્યા છે."

નિર્મળાએ હબકી જઇને કહ્યું: "ગાડીમાં લાદી રહ્યા છે! ક્યાં જાય છે?"

ભુંગી: "મેં પૂછ્યું તો કહ્યું કે હવેથી હું શાળામાં જ રહેવાનો છું."

મન્શારામ સવારમાં વહેલો ઊઠી પોતાના હેડમાસ્તર પાસે ગયો હતો, અને રહેવાનો પ્રબંધ કરી આવ્યો હતો. હેડમાસ્તરે પહેલાં તો કહ્યું: "અહીં જગા નથી. તારી પહેલાંના કેટલાય છોકરાઓની અરજી પડેલી છે." પરંતુ જ્યારે મન્શારામે કહ્યું: "મને જો જગા નહિ મળે, તો કદાચ મારે આગળ અભ્યાસ કરવાનું પણ બંધ કરવાનો વખત આવશે, અને હું પરીક્ષામાં બેસી પણ નહિ શકું." ત્યારે હેડમાસ્તરને હાર માનવી પડી. મન્શારામ પહેલા વર્ગમાં પાસ થશે એવી તેમને આશા હતી. શિક્ષકોને શ્રદ્ધા હતી

કે એ શાળાની કીર્તિને ઉજ્જ્વળ કરશે. હેડમાસ્તર આવા છોકરાને શી રીતે જતો કરે! તેમણે પોતાના કાર્યાલયનો ઓરડો એને માટે ખાલી કરી આપ્યો. અને મન્શારામ ત્યાંથી પાછો ફરી તુરત જ પોતાનો બધો સામાન બાંધી ગાડીમાં લાદવા લાગ્યો.

મુનશીજીએ કહ્યું: "આટલી બધી ઉતાવળ શી છે? બે ચાર દહાડા રહીને જજે. મારી ઇચ્છા છે કે તારે માટે એક સારા રસોઇયાનો બંદોબસ્ત કરી દઉં."

મન્શારામ: "ત્યાંનો રસોઇયો બહુ સરસ રસોઈ બનાવે છે."

મુનશીજી: "તારી તબિયતની સંભાળ રાખજે. એવું ન બને કે ભણવા પાછળ સ્વાસ્થ્ય ખોઈ બેસે."

મન્શારામ: "ત્યાં નવ વાગ્યા બાદ કોઇને વાંચવા દેતા નથી, અને બધાને નિયમપૂર્વક રમવું પડે છે."

મુનશીજી: "બિસ્તરો કેમ નથી લીધો? સૂઇશ શેના પર?"

મન્શારામ: "કામળો લીધો છે. બિસ્તરાની જરૂર નથી."

મુનશીજી: "નોકર સામાન મૂકી રહે, ત્યાં સુધી અંદર જઇને કાંઈક ખાઈ લે. રાતે પણ તેં કશું ખાધું નહોતું."

મન્શારામ: "હવે ત્યાં જ જઇને ખાઈશ. રસોયાને રાંધવાનું કહેતો આવ્યો છું. અહીં ખાવા રહીશ, તો મોડું થશે."

ઘરમાં જિયારામ અને સિયારામ પણ મોટાભાઈની સાથે જવાની જિદ્દ લઇને બેઠા હતા. નિર્મળા એ બન્નેને પટાવતી હતી: "બેટા! નાના છોકરાઓને નથી રાખતા, ત્યાં તો બધાને હાથે કામ કરવું પડે છે."

એકાએક રુક્મિણીએ આવીને કહ્યું: "તારું હૃદય તો વજ્રનું

છે, મહારાણી! છોકરાએ રાતના પણ કશું ખાધું નથી. અત્યારે પણ કશું ખાધાપીધા વિના જાય છે, અને તું છોકરાઓ સાથે બેઠી બેઠી વાતો કરે છે. તું એને નથી ઓળખતી. એમ જ સમજ કે એ શાળામાં નથી જતો, વનવાસ જાય છે, હવે પાછો નહિ આવે. રમતમાં પડેલો માર પણ ભૂલી જાય એવો એ છોકરો નથી. તેના હૃદયમાં વાત પત્થરની જેમ ચોંટી જાય છે."

નિર્મળાએ કાતર સ્વરે કહ્યું: "શું કરું મોટી બહેન? એ કોઇનું સાંભળતા જ નથી. તમે જરા જઇને બોલાવી લાવોને! તમારા બોલાવ્યા એ આવશે."

રુકિમણીઃ "પણ એવું તે શું થયું છે, કે એ નાસી જવા તૈયાર થયો છે? ઘર પ્રતિ તેને તો આવો કયારેય અભાવ નહોતો. તેને તો પોતાના ઘર સિવાય કયાંય ગોઠતું જ નહિ. તેં જ એને કાંઇક કહ્યું હશે, યા તેની વિરુદ્ધ કાંઇ ફરિયાદ કરી હશે. શું કરવા પોતાના માર્ગમાં કાંટા વાવી રહી છું? રાણી, ઘરને ધૂળ ભેગું કરી તું ચેનથી બેસવા નહિ પામે."

નિર્મળાએ રોઈ કહ્યું: "મેં જો એમને કશું પણ કહ્યું હોય તો મારી જીભના ટૂકડા થઇ જાય, હા સાવકી મા હોવાને કારણે બદનામ થઈ રહી છું. આપને હાથ જોડું છું કે જઇને એમને જરા બોલાવી લાવો."

રુકિમણીએ તીવ્ર સ્વરે કહ્યું: "તું પોતે કેમ બોલાવવા નથી જતી? શું નાના બાપની થઇ જઇશ? પોતાનો પેટનો છોકરો હોત, તો આમ શું બેસી રહેત કે?"

નિર્મળાની દશા, સર્પને જોઇ ઊડવાની ઈચ્છા કરે અને છતાં ઊડી ન શકે, એવા પંખી જેવી થઇ રહી હતી કે જે

ઉછળતું હોય અને પડી જતું હોય, પાંખો ફફડાવી ફફડાવી રહી જતું હોય. તેનું હૃદય અંદરને અંદર જ તડપતું હતું, પરંતુ એ બહાર નહોતી જઈ શકતી.

એટલામાં બન્ને છોકરા રોતા રોતા અંદર આવીને બોલ્યા: "મોટાભાઇ જતા રહ્યા!" નિર્મળા મૂર્તિવત્ ઊભી રહી, જાણે કે સંજ્ઞાહીન જ થઇ ગઈ. ચાલ્યા ગયા! ઘરમાં આવ્યા સુદ્ધાં નહિ, મને મળ્યા સુદ્ધાં નહિ! ચાલ્યા ગયા! મારા પ્રતિ આટલી બધી ઘૃણા! હું ભલે એમની કોઇ ન રહી, ઘરમાં એમનાં કોઈ તો હતાં! એમને મળવા તો આવવું જોઇતું હતું ને! હા, હું અહીં હતી ખરી ને! અંદર શી રીતે પગ મૂકી શકે? હું જોઇ જાઉં ને! એથી જ એ બારોબાર કોઇનેય મળ્યા વગર જ ચાલ્યા ગયા!

## પ્રકરણ ૯ મું.

મન્શારામ જતાં ઘર સૂનું થઇ ગયું. બન્ને નાના છોકરા પણ એ જ શાળામાં ભણતા હતા. નિર્મળા રોજ એમને મન્શારામના સમાચાર પૂછતી. તેને આશા હતી કે રજાના દિવસે એ ઘેર આવશે. પરંતુ જ્યારે રજાનો દિવસ પૂરો થયો, અને એ ન આવ્યો, ત્યારે નિર્મળાનો જીવ ગભરાવા લાગ્યો. તેણે એને માટે મગદળના લાડુ તૈયાર કર્યા હતા. સોમવારે પ્રાતઃકાળમાં જ તેણે ભુંગીને લાડુ આપી શાળાએ મોકલી. નવ વાગે ભુંગી પાછી આવી. મન્શારામે લાડુ એમના એમ પાછા મોકલાવ્યા હતા.

નિર્મળાએ પૂછ્યુંઃ "પહેલાં કરતાં તબિયત તો હવે સારી છે ને?"

ભુંગીઃ "સારી તો કંઇ નથી, ઊલટા વધારે દુબળા પડી ગયા છે."

નિર્મળાઃ "કેમ એમને ત્યાં નથી ગોઠતું?"

ભુંગી: "એ તો મેં નથી પૂછ્યું વહુજી, જૂઠું શું કામ બોલું? હા, ત્યાંનો નોકર મારો આધેનો દિયર થાય છે. એ કહેતો હતો કે તમારા બાબુજીનો ખોરાક જરા જેટલો પણ નથી. બે ફૂલકા ખાઈને ઊઠી જાય છે, પછી આખો દહાડો કશું નથી ખાતા. આખો દહાડો બસ વાંચતા જ હોય છે."

નિર્મળા: "તેં પૂછ્યું નહિ કે લાડુ કેમ પાછા મોકલાવો છો?"

ભુંગી: "એ તો મેં નહોતું પૂછ્યું વહુજી, જૂઠું શું કરવા બોલું? એમણે કહ્યું કે આ લેતી જા, અહિ મૂકી જવાની કાંઇ જરૂર નથી. એટલે હું લેતી આવી."

નિર્મળા: "બીજું કશું નહોતું કહ્યું? પૂછ્યું નહિ, કાલે કેમ નહોતા આવ્યા? કાલે તો રજા હતી."

ભુંગી: "વહુજી, જૂઠું શું કામ બોલું? એ પૂછવાનું તો મને યાદ જ ન આવ્યું. હા, એટલું કહ્યું હતું કે હવે તું અહીં કદાપિ પણ ન આવીશ, તેમ ન તો મારે માટે કશી ચીજ લાવીશ. અને તારાં વહુજીને કહી દેજે કે મારા પર કશો કાગળબાગળ ન લખે, છોકરાઓ સાથે પણ કશો સંદેશો ન મોકલે. અને એક વાત તો એવી કરી વહુજી, કે એ તો મારાં મોંએથી નીકળી પણ શકતી નથી. પછી એ રોવા લાગ્યા."

નિર્મળા: "શી વાત હતી? કહે જોઇએ."

ભુંગી: "શું કહું વહુજી, કહેતા હતા કે મારા જીવનને ધિક્કાર છે. એટલું કહી એ રોવા લાગ્યા."

નિર્મળાના મુખમાંથી એક ઠંડી આહ નીકળી ગઇ. એમ

લાગ્યું કે જાણે હૃદય હમણાં જ અટકી જશે. તેનું રોમેરોમ આર્તનાદથી રુદન કરવા લાગ્યું. એ ત્યાં હવે વધુ વાર બેસી ન શકી. જઈને પલંગમાં પડી, મોં ઢાંકી ધ્રુસકેને ધ્રુસકે રોવા લાગી. 'એ પણ સમજી ગયા!' એના અંતઃકરણમાં વારંવાર આ જ અવાજ ગુંજવા લાગ્યો: "એ પણ સમજી ગયા!' ભગવાન્! હવે શું થશે! જે સંદેહની આગમાં એ ભસ્મ થતી જતી હતી, તે હવે શતગુણ વેગથી ભભકવા લાગી. તેને પોતાની કશી ચિંતા ન હતી. જીવનમાં હવે સુખની આશા જ ક્યાં હતી કે તેને માટે પોતે લાલસા કરે? તેણે પોતાના મનને એવા વિચારે સમજાવ્યું હતું કે આ બધું મારા પૂર્વજન્મોનાં પાપનું પ્રાયશ્ચિત છે. એવું કયું નિર્લજ્જ માનવી હશે કે જે આવી દશામાં બહુ દહાડા જીવી શકે? કર્તવ્યની વેદી પર તેણે પોતાનું જીવન અને સમસ્ત કામનાઓને હોમી દીધાં હતાં. હૃદય રડ્યા કરતું, પરંતુ મુખ પર સ્મિત ફરકાવવું પડતું. જેનું મોં જોવું ગમતું નહોતું, તેની સમક્ષ હસીહસીને વાતો કરવી પડતી હતી. જે દેહનો સ્પર્શ તેને સાપના શીતળ સ્પર્શ સમાન લાગતો હતો, તેને આલિંગિત થઈ, જેટલી ઘૃણા જેટલી મર્મવેદના થતી હતી, તે કોણ જાણી શકે એમ હતું? તે સમયે તેને એટલી જ ઇચ્છા થતી કે પૃથ્વીમાતા માર્ગ આપે તો એમાં હું સમાઇ જાઉં. પરંતુ બધી વિડંબનાઓ પોતાના સુધી જ હતી, અને તેણે પોતાના વિષે ચિંતા કરવાનું છોડી દીધું હતું, પરંતુ એ સમસ્યા હવે અત્યંત ભયંકર થઈ ગઇ હતી. તે પોતાની આંખોએ મન્શારામની આત્મપીડા નહોતી જોઇ શકતી. મન્શારામ જેવા મનસ્વી, સાહસિક યુવાન પર આ આક્ષેપની જે અસર થવી જોઇએ, તેની કલ્પનાથી જ તેના પ્રાણ કંપી ઊઠતા હતા. હવે ભલે પોતાના પર કેટલીય શંકાઓ કેમ લાવવામાં ન આવે, ચાહે પોતાને

આત્મહત્યા કેમ ન કરવી પડે, પરંતુ પોતે હવે ચૂપ નહિ બેસી શકે. મન્શારામની રક્ષા કરવા માટે એ વિકળ થઇ ગઇ. તેણે સંકોચ અને લજ્જાની ચાદર ઉતારીને ફેંકી દેવાનો નિર્ણય કરી લીધો.

વકીલસાહેબ ભોજન કર્યાં બાદ કચેરી જતાં પહેલાં તેને અવશ્ય એકવાર મળી જતા તેમના આવવાનો સમય થઈ ગયો હતો. આવતા જ હશે, એવો વિચાર કરી નિર્મળા બારણા સમક્ષ જઈ ઊભી રહી, અને તેમની રાહ જોવા લાગી, પરંતુ આ શું ? એ તો બારોબાર બહાર જતા હતા. ગાડી પણ જોડાઇને આવી ગઈ, એ માટે તો એ હંમેશા અહીંથી જ હુકમ આપતા હતા. તો શું આજે એ અંદર નહિ આવે, બારોબાર જ બહારથી ચાલ્યા જશે ? નહિ, એવું નહિ બની શકે. તેણે ભુંગીને કહ્યું: " જઈને બાબુજીને બોલાવી લાવ. કહેજે, એક જરૂરી કામ છે, સાંભળતા જાઓ."

મુનશીજી જવા માટે તૈયાર થઇ ચૂકયા હતા. આ સંદેશો મળતાં અંદર આવ્યા, પરંતુ ઓરડાની અંદર ન આવતાં દૂરથી જ પૂછ્યું: " શું છે ભાઇ, જલદી જે હોય તે કહી દે. જલદી કર, મારે એક જરૂરી કામે જવાની ઉતાવળ છે. હમણાં થોડીવાર પહેલાં જ હેડમાસ્તરનો કાગળ આવ્યો હતો કે મન્શારામને તાવ આવ્યો છે, તેથી બહેતર છે કે તમે એનો ઘેર લઇ જઇ ઇલાજ કરો. એટલે ત્યાં થઇને જ પછી કચેરીમાં જઈશ. તારે કાંઇ ખાસ વાત તો કહેવાની નથી ને ?"

નિર્મળા પર જાણે વજ્રઘાત થયો. આંસુઓના આવેગ અને કંઠસ્વર વચ્ચે ઘોર સંગ્રામ ચાલવા લાગ્યો. બન્નેએ પહેલાં નીકળવાની કમર કસી હતી. બન્નેમાંથી એક પણ એક

કદમ પાછા હઠવા તૈયાર ન હતા. કંઠસ્વરની દુર્બળતા અને આંસુઓની સબળતા જોઇ એ વાતનો નિર્ણય કરવાનું મુશ્કેલ નહોતું પડતું કે જો આ સંગ્રામ એક ક્ષણ વધુ ચાલ્યો, તો જીત કોની થશે. અંતે બન્ને સાથે જ નીકળ્યા, પરંતુ બહાર આવતાં જ બળવાને નિર્બળને દબાવી દીધો. મુખમાંથી કેવળ એટલા જ શબ્દો નીકળ્યા: " કાંઇ ખાસ બાબત ન હતી.તમે તો હવે ત્યાં જવાના જ છો ? "

મુનશીજી: " મેં છોકરાઓને પૂછ્યું હતું ત્યારે એમણે કહ્યું કે એ કાલે તો બેઠા બેઠા વાંચતા હતા. આજે કોણ જાણે આમ શાથી બન્યું ? "

નિર્મળાએ આવેશથી કંપતાં કહ્યું: " આ બધું તમે કરી રહ્યા છો. "

મુનશીજીએ એકદમ કઠોર સ્વરે કહ્યું: " હું કરી રહ્યો છું ! હું શું કરી રહ્યો છું ? "

નિર્મળા: " પોતાના દિલને જ પૂછી જુઓને. "

મુનશીજી: " મેં તો એમ ધાર્યું હતું કે અહીં તેનું વાંચવામાં દિલ નથી લાગતું, તો ત્યાં બીજા છોકરાઓની દેખાદેખી એને વાંચવાનું ગમશે. આમાં શી ખરાબ બાબત હતી. અને મેં બીજું શું કર્યું છે ? "

નિર્મળા: " જરા બરાબર વિચાર કરી જુઓ કે તમે એમને એ માટે ત્યાં મોકલ્યા હતા ? "

મુનશીજી જરા ખચકાયા, અને પોતાની નિર્બળતા છૂપાવવા માટે સ્મિત કરવાની ચેષ્ટા કરતાં બોલ્યા: " બીજું વળી કયું કારણ હોઇ શકે ! તું જ કહેને ? "

નિર્મળાઃ " ખેર, એમ જ માનો. હવે કૃપા કરી આજે તમે એમને અહીં જ લેતા આવજો, ત્યાં રહેવાથી એમની બીમારી વધી જવાનો ભય છે. અહીં મોટી બહેન જેટલી ચાકરી કરી શકશે, એટલી બીજી કોઇ નહિ કરી શકે."

એક ક્ષણ બાદ તેણે શિર નીચું કરી કહ્યું: " મારે કારણ એમને અહીં લાવવા ન માગતા હો, તો મને મારે પિયર મોકલી દો. હું ત્યાં આરામથી રહીશ."

મુનશીજીએ આનો કશો જવાબ ન આપ્યો. એ બહાર ચાલ્યા ગયા, અને એક ક્ષણ બાદ ગાડી શાળા તરફ જવા ઉપડી.

મન! તારી ગતિ કેટલી વિચિત્ર છે. કેટલી બધી રહસ્યથી ભરેલી, કેટલી દુર્ભેદ્ય! તું કેટલા ઝડપથી રંગ બદલે છે? એ કળામાં તું નિપુણ છું. આતશબાજીના ચરખાને પણ રંગ બદલતાં જરા વાર લાગે છે, પરંતુ તને રંગ બદલતાં એના લક્ષાંશ જેટલો પણ સમય નથી લાગતો! જ્યાં હજી વાત્સલ્ય હતું, ત્યાં પુનઃ સંદેહે આસન જમાવી દીધું.

વકીલસાહેબ વિચારતા હતા કે ક્યાંક એણે બહાનું તો નથી ઊભું કર્યું?

## પ્રકરણ ૧૦ મું

મન્શારામ બે દિવસ પર્યંત ઊંડી ચિંતામાં ડૂબી ગયો. તેને વારંવાર પોતાની માતાનું સ્મરણ થતું, નહોતું ખાવાનું ભાવતું કે નહોતો વાંચવામાં જીવ લાગતો. તેની તો જાણે કાયાપલટ થઈ ગઈ હતી. બે દિવસ વીતી ગયા અને છાત્રાલયમાં રહેતો હોવા છતાં શિક્ષકોએ જે કામ ઘેરથી કરી લાવવાનું કહ્યું હતું તે તે કરી શક્યો ન હતો. પરિણામે તેને બેંચ પર ઊભા રહેવાનો વારો આવ્યો. જે વાત તેના વિદ્યાર્થીજીવનમાં ક્યારેય નહોતી બનવા પામી, તે આજે થઈ; આ અસહ્ય અપમાન પણ તેને સહેવું પડયું.

ત્રીજે દિવસે તે પોતાની આ ચિંતાઓમાં મગ્ન થઈ, પોતાના મનને સમજાવતો હતો: "શું જગતમાં મારા એકલાની જ માતા મરી ગઈ છે? અપરમાતાઓ તો બધી આવા જ સ્વભાવની હોય છે. મારી સાથે કશું નવું થતું નથી. હવે મારે પુરુષોની જેમ દ્વિગુણ પરિશ્રમથી મારું કામ કરવું જોઇએ. જે પ્રકારે માતાપિતા રાજી રહે, એ રીતે એમને રાજી રાખવાં જોઈએ. આ વર્ષે જો મને છાત્રવૃત્તિ મળી, તો પછી મારે

ઘરમાંથી કશી આર્થિક મદદ લેવાની જરૂર નહિ રહે. કેટલાય છોકરાઓ પોતાના જ બળ પર મુસ્તાક રહી મોટી મોટી ઉપાધિઓ પ્રાપ્ત કરે છે. વિઘ્નો પર વિજય મેળવવો અને અવસર જોઇને કામ કરવું એ જ મનુષ્યનું કર્તવ્ય છે. ભાગ્યનું નામ દઈ રોવું અને પોતાની જાતને વખોડયા કરવાથી શું ફાયદો ?

એટલામાં જિયારામ આવી ઊભો રહ્યો.

મન્શારામે પૂછયું: "ઘરના શા સમાચાર છે, જિયા ? નવી મા તો બહુ ખુશમિજાજમાં હશે ?"

જિયારામ: "એમના મનની વાત તો હું નથી જાણતો, પરંતુ જ્યારથી તમે અહીં આવ્યા છો, ત્યારથી તેમણે એક ટંક પણ ખાધું નથી. જ્યારે જુઓ ત્યારે રોતાં હોય છે. જ્યારે બાપુજી આવે છે, ત્યારે અલબત્ત હસવા લાગે છે. તમે ચાલ્યા આવ્યા, એટલે સાંજે મેં પણ મારાં પુસ્તકો એકઠાં કર્યાં: હું પણ અહીં તમારી સાથે જ રહેવા ઇચ્છતો હતો. ભુંગી ચુડેલે જઇને માતાજીને કહી દીધું. બાપુજી બેઠા હતા. એમની સમક્ષ જ માતાજીએ આવીને મારાં પુસ્તકો છીનવી લીધાં, અને રોઇ પડીને બોલ્યાં." તમે પણ જતા રહેશો, તો આ ઘરમાં પછી રહેશે કોણ ? જો તમે બધા મારે જ કારણે આ ઘર છોડીને જતા રહેતા હો, તો લ્યો હું પોતે જ ચાલી જાઉં છું." હું ચિડાયલો તો હતો જ. ત્યાં બાપુજી પણ ન હતા, એટલે જરા ગુસ્સે થઇને મેં કહ્યું: "તમે શું કરવા ચાલ્યાં જાઓ ! તમારું તો ઘર છે, તમે આરામથી અહીં રહો. અમે જ હવે બહારનાં માણસો છીએ, અમે નહિ રહીએ. એટલે તમને પછી આરામ જ આરામ મળશે."

મન્શારામ "તેં બહુ કહી નાખ્યું, બહુ સારું કર્યું એ સાંભળી એ ખૂબ ચિડાઇ હશે? અને જઇને બાપુજીને ફરિયાદ કરી હશે?"

જિયારામ: "ના, એવું કશું ન કર્યું. પરંતુ બિચારી ભોંયે બેસી પડી રોવા લાગી. એટલે મને દયા આવી ગઇ. હું પણ રોઇ પડયો. ત્યારે એમણે સાડલાના છેડા વડે મારાં આંસુ લૂછયાં, અને બોલી: "જિયા! હું ઇશ્વરને સાક્ષી રાખી કહું છું કે મેં તમારા ભાઇની બાબતમાં જો તમારા બાબુજીને એક પણ અક્ષર કહ્યો હોય તો હું જ ફાટી પડું. મારા ભાગ્યમાં કલંક લખાયેલું છે, તે હું ભોગવી રહી છું. એ સિવાય બીજું કોણ જાણે શું શું કહ્યું, જે હું ન સમજી શકયો. કાંઇક બાબુજી વિષે હતું."

મન્શારામે ઉદ્વિગ્નતાસહ પૂછયું: "બાબુજીની બાબતમાં શું કહ્યું, તે કાંઇ યાદ છે?"

જિયારામ: "વાતો તો ભાઇ, મને કાંઇ યાદ નથી રહી. મારી સ્મૃતિ કયાં બહુ તેજ છે? પરંતુ તેની વાતોનો ભાવાર્થ કાંઇક એવો હતો કે એને બાબુજીને પ્રસન્ન રાખવા માટે આ બધો સ્વાંગ ભજવવો પડે છે. કોણ જાણે ધર્મ અને અધર્મની કાંઇક એવી બધી વાતો કરતી હતી, કે જે હું કશી સમજી શકયો જ નહિ. મને તો હવે ખાત્રી થઇ ગઇ છે કે તેમની ઇચ્છા તમને અહીં મોકલવાની જરા પણ નહોતી."

મન્શારામ: "તું એ બધાં સ્રીચરિત્ર ન સમજે. એ તો બધી મહાન રમત છે."

જિયારામ: "તમે એમ સમજતા હો તો ભલે, હું એવું નથી માની શકતો."

મન્શારામઃ "જ્યારે તું ભૂમિતિ જ નથી સમજી શકતો, એટલે આ બધી વાતો ક્યાંથી સમજી શકે! એ રાતે જ્યારે તે મને ખાવા બોલાવવા આવી હતી, અને હું એનો આગ્રહ જોઇ જવા માટે પણ તૈયાર થઇ ગયો હતો, તે વખતે બાબુજીને જોતાં જ એણે જે પેંતરા બદલ્યા, એ શું કયારેય ભૂલી જઈ શકું એમ છું?"

જિયારામ "એ વાત તો મારી સમજમાં પણ નથી આવતી. હજી ગઇ કાલે જ જેવો હું ઘેર પહોંચ્યો કે તુરત તમારા સમાચાર પૂછવા મંડી. મેં કહ્યું. "એ તો કહેતા હતા કે હું હવે કયારેય આ ઘરમાં પગ નહિ મૂકું. હું કાંઇ જૂઠું તો બોલ્યો જ નહોતો, તમે જ મને એવું કહ્યું હતું. એટલું સાંભળીને એ ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગી. મને તો દિલમાં ખૂબ જ પસ્તાવો થયો કે મેં કયાં આને આવી વાત કરી. વારંવાર એમ જ કહેતી હતી કે શું મારે કારણે જ એ ઘરનો ત્યાગ કરશે? મારાથી આટલા બધા નારાજ છે? ચાલ્યા ગયા અને મળ્યા સુદ્ધાં પણ નહિ! ખાવાનું તૈયાર હતું, ખાવા સુદ્ધાં ન આવ્યા? હાય! હું કેવી વિપત્તિમાં છું એ હું કેવી રીતે દેખાડું? એટલામાં બાપુજી આવી પહોંચ્યા. બસ તુરત જ આંખો લૂછી, સ્મિત કરતી એમની પાસે ચાલી ગઇ. એ જ વસ્તુ મારી સમજમાં નથી આવતી. આજે મને ખૂબ જ આજીજી કરી હતી કે આવતી વખતે મારે તમને સાથે લેતા આવવા. આજે તો હું તમને તાણીને લઇ જઇશ. એ દિવસમાં એ એટલી બધી દુબળી પડી ગઇ છે, કે એને જોશો ત્યારે તમને પણ દયા આવશે. તો કહો, આવશો ને?"

મન્શારામે કશો જવાબ ન આપ્યો. તેના પગ ધ્રૂજતા

હતા. જિયારામ તો શાળાને ઘંટ વાગતા સાંભળી વર્ગ તરફ દોડયો. પરંતુ મન્શારામે બેંચ પર સૂઇ જઇ એટલો લાંબો શ્વાસ લીધો કે જાણે કેટલોય સમય થયાં એણે શ્વાસ લીધો ન હતો. તેના મુખમાંથી દુ:સહ વેદનામાં ડૂબેલા આટલા શબ્દો નીકળ્યા: "હાય ઇશ્વર!" આ નામ સિવાય હવે તેને પોતાનું જીવન નિરાધાર લાગતું હતું. આ એક ઉચ્છ્વાસમાં કેટલી નિરાશા, કેટલી સમવેદના, કેટલી કરુણા, અને કેટલી દીનતાભરી પ્રાર્થના હતી, એનું કોણ અનુમાન કરી શકે એમ હતું? હવે સારુંય રહસ્ય એની સમજમાં આવતું જતું હતું, અને વારેવારે તેનું પીડિત હૃદય આર્તનાદ કરતું હતું: "હાય ઇશ્વર! આટલું ઘોર કલંક?"

શું જીવનમાં આથી કોઇ વધુ મોટી વિપત્તિની કલ્પના કરી શકાય છે? શું સંસારમાં આથી બીજી કોઈ ઘોરતર નીચતા કલ્પી શકાય છે? આજપર્યંત કોઇ પણ પિતાએ પોતાના પુત્ર પર આવું નિર્દય કલંક મૂકયું નહિ હોય! જેના ચારિત્ર્યની સર્વે લોકો પ્રશંસા કરતા હતા, જે બીજા યુવકો માટે આદર્શરૂપ મનાતો, જેણે કયારેય કોઇ અપવિત્ર વિચારને પોતાની પાસે પણ ફરકવા દીધો ન હતો, તેની જ ઉપર આવું ઘોર કલંક! મન્શારામને એવું લાગ્યું કે જાણે હમણાં જ તેનું હૃદય ફાટી જશે.

બીજો ઘંટ પણ વાગ્યો. સૌ છોકરાઓ પોતપોતાના વર્ગમાં ચાલ્યા ગયા, પરંતુ મન્શારામ હાથમાં હાથ રાખી અનિમેષ નેત્રોએ ભૂમિ પ્રતિ જોતો બેસી રહ્યો, જાણે એનું સર્વસ્વ બળીને ભસ્મ થઇ ગયું હતું, જાણે કે એ કોઇને પણ પોતાનું મુખ દેખાડી શકતો ન હતો. શાળામાં ગેરહાજરી

પૂરાશે, દંડ આપવો પડશે, એની એને જાણે કે કશી પડી જ નહોતી. જ્યારે પોતાનું સર્વસ્વ જ લૂંટાઈ ગયું, તો પછી હવે આવી નાની નાની વાતોનો શો ભય રાખવો? આટલું મોટું કલંક લાગવા છતાં પણ હું જીવતો રહું, તો મારા એ જીવવાને જ ધિક્કાર છે?

એ જ શોકાર્ત દશામાં એ બૂમ પાડી ઊઠ્યો. "માતાજી, તમે ક્યાં છો? તમારો પુત્ર, કે જેના પર તમે તમારો પ્રાણ ન્યોછાવર કરતાં હતાં, જેને તમે તમારા જીવનનો આધાર સમજતાં હતાં, તે આજે ઘોર સંકટમાં છે. એનો સગો પિતા આજે એના ગરદન પર છરી ફેરવે છે. હાય! તમે ક્યાં છો?"

મન્શારામ પછી શાંત ચિત્તે વિચારવા લાગ્યો: "મારા પર આ સંદેહ શાથી આવ્યો? એમ થવાનું કારણ શું? મારામાં એવી તે કઇ વાત એમણે જોઇ કે જેથી એમને આવો સંદેહ આવ્યો? એ મારા પિતા છે, મારા કોઈ શત્રુ નથી, કે જે અનાયાસે જ મારા પર અપરાધ લાદવા તત્પર થઈ જાય! જરૂર એમણે કોઇ ને કોઈ વાત જોઈ યા સાંભળી છે. એમનો મારા પર કેટલો બધો સ્નેહ હતો! મારા વિના ભોજન કરવા પણ જતા નહિ, એ જ મારા શત્રુ બની જાય, એ વસ્તુ અકારણ નથી બની શકતી."

"ઠીક, આ સંદેહનું બીજારોપણ કયા દિવસે થયું? મને છાત્રાલયમાં મૂકવાની વાત તો પાછળથી થઇ. જે દિવસે એ મારા ઓરડામાં આવી મારી પરીક્ષા લેવા બેઠા હતા, તે જ દિવસે એમનો સ્વભાવ બદલાયેલો હતો. તે દિવસે એવી તે શી વસ્તુ બની કે તેમને અપ્રિય લાગી હશે! હું અપરમાતા

પાસે કાંઇક ખાવાનું માંગવા ગયો હતો. બાપુજી તે વખતે ત્યાં બેઠા હતા. હા, હવે યાદ આવે છે, તે જ વખતે એમને ચહેરો તમતમી ઊઠયો હતો! તે જ દિવસથી નિર્મળાએ મારી પાસે ભણવાનું છોડી દીધું. જો હું જાણત કે મારું ઘરમાં આવવું, જવું, માતાજી સાથેનું બોલવુંચાલવું, અને તેમને ભણાવવા શીખવવાનું, પિતાજીને ખરાબ લાગે છે, તો આજે આ આફત ક્યાંથી આવત? અને અપરમાતા? એના પર પણ કોણ જાણે શું શું વીતતું હશે?"

મન્શારામે અદ્યાપિપર્યંત નિર્મળા પ્રતિ ધ્યાન જ આપ્યું ન હતું. નિર્મળા પ્રતિ ધ્યાન દોરાતાં જ એનાં રૂવાં ઊભાં થઈ ગયાં. હાય! એમનું સરળ સ્નેહાળ હૃદય આ આઘાત કેવી રીતે સહી શકશે! હું કેવા ભ્રમમાં હતો? હું એમના સ્નેહને સ્ત્રીચરિત્ર ગણતો હતો. મને શી ખબર કે એમને પિતાજીનો ભ્રમ શાંત પાડવા માટે મારા પ્રતિ આટલો બધો કટુ વ્યવહાર કરવો પડે છે! આહ! મેં એમને કેટલો બધો અન્યાય કર્યો છે! એમની દશા તો મારા કરતાં પણ વધુ ખરાબ થઇ રહી હશે! હું તો અહીં ચાલ્યો આવ્યો, પરંતુ એ ક્યાં જશે? જિયા કહેતો હતો કે એમણે બે દિવસ થયાં કાંઈ ખાધું પણ નથી! ચોવીસે કલાક બસ રોયા જ કરે છે. હું જઇને શી રીતે સમજાવું? એ આ અભાગિયા પાછળ શા સારુ આ વિપત્તિ વ્હોરી રહી છે? એ શા માટે વારંવાર મારા સમાચાર પૂછે છે? શા માટે મને વારંવાર બોલાવે છે? કેવી રીતે કહું કે માતા, મારે તમારી વિરુદ્ધ કશું જ કહેવાનું નથી. મારું દિલ તમારી બાબતમાં સાફ છે."

"એ બિચારી અત્યારે પણ બેઠી બેઠી રોતી હશે. કેવડો મોટો અનર્થ? બાબુજીને આ શું થઈ ગયું છે? શું આટલા

માટે લગ્ન કર્યાં હતાં? એક બાલિકાની હત્યા કરવા માટે એને લાવ્યા હતા? આ કોમળ પુષ્પને મસળી નાંખવા માટે જ તોડયું હતું?"

"એનો ઉદ્ધાર શી રીતે થશે? એ નિરપરાધિનીનું મુખ કેવી રીતે ઉજ્જવળ બનશે? તેને કેવળ મારી સાથે સ્નેહભર્યો વ્યવહાર રાખવા માટે આ દંડ દેવામાં આવે છે. એની સજ્જનતાનો એને આ ઉપહાર મળી રહ્યો છે. હું એમને આ પ્રકારનો નિર્દય આઘાત સહન કરતાં જોઈને બેસી રહીશ? મારી માનરક્ષાનો પ્રશ્ન જવા દો, એમની પોતાની આત્મરક્ષા માટે આ પ્રાણોનું બલિદાન દેવું પડશે. તે સિવાય ઉદ્ધારનો બીજો કોઈ ઉપાય નથી. આહ! દિલમાં કેવી આશાઓ હતી! એ બધી હવે ખાક ભેગી કરવી પડશે. એક સતી પર સંદેહ લાવવામાં આવ્યો છે, અને મારે જ કારણે! મારે હવે મારા પ્રાણો વડે એમની રક્ષા કરવી પડશે, એ જ મારું પરમ કર્તવ્ય છે, એમાં જ સાચી વીરતા છે! માતા, હું મારા રક્ત વડે આ કલંકને ધોઈ નાખીશ. એમાં જ મારું અને તમારું બન્નેનું કલ્યાણ છે."

તે આખો દહાડો આ જ વિચારોમાં ડૂબી રહ્યો. સાંજના એના બન્ને ભાઈ આવી તેને પોતાની સાથે ઘેર આવવાનો આગ્રહ કરવા લાગ્યા.

સિયારામઃ "આવતા કેમ નથી? મોટાભાઈ, ચાલોને?"

મન્શારામઃ "મને ફુરસદ નથી કે તારા કહેવાની સાથે સાથે તુરત ઊઠીને ચાલવા માંડું!"

જિયારામઃ "પણ કાલે તો રવિવાર છે!"

મન્શારામઃ "મારે રવિવારે પણ કામ છે."

જિયારામ: "ઠીક, કાલે આવશોને?"

મન્શારામઃ "ના, કાલે મારે એક મેચમાં જવાનું છે."

સિયારામ: "માતાજીએ મગદળના લાડુ બનાવ્યા છે. નહિ આવો તો એક પણ નહિ મળે. આપણે બે થઈને બધાય પૂરા કરી જઈશું, સિયા, એમને એક પણ નહિ આપીએ."

જિયારામ: "ભાઈ, જો કાલે પણ તમે ન આવ્યા, તો કદાચ માતાજી પોતે જ અહીં આવશે."

મન્શારામ: "સાચું કહે છે! ના ના, એવું શું કામ એ કરે! અહીં આવશે, તો તો ભારે હેરાનગતી થશે. તું કહી દેજે, કે એ ક્યાંક મેચ જોવા ગયા છે."

જિયારામ: "હું જૂઠું શું કરવા બોલું? હું તો કહીશ કે એ મોં ચઢાવીને બેઠા હતા. જોઈ લેજો. એમને મારી સાથે જ લેતો આવું છું કે નહિ?"

સિયારામ: "અમે કહી દેશું કે એ આજે ભણવા નહોતા ગયા. આખો દહાડો સૂઇ જ રહ્યા હતા." અંતે મન્શારામે કાલે આવવાનો વાયદો કરી આ બલાઓમાંથી ગળું છોડાવ્યું. જ્યાં એ બન્ને ચાલ્યા ગયા કે એ પુનઃ ચિંતાના સાગરમાં ડૂબી ગયો. આખી રાત પાસાં ઘસીને પૂરી કરી. રજાનો દહાડો પણ બેઠાં બેઠાં જ પૂરો કર્યો, તેને આખો દહાડો એ શંકા રહ્યા કરી કે સાચે જ ક્યાંક માતાજી આવી ન પહોંચે. કોઈ ગાડીનો ખડખડાટ સાંભળતો, તો એનું કલેજું ધકધક થવા માંડતું. શું આવી પહોંચી એ?

છાત્રાલયમાં એક નાનુંશું ઔષધાલય હતું. એક ડૉકટર સંધ્યા સમયે દરરોજ એક કલાક આવી જતો. જો કોઈ છોકરો બીમાર હોય, તો એને દવા આપી જતા. આજે એ આવ્યા, ત્યારે મન્શારામ કાંઇક વિચાર કરતો એમની પાસે પહોંચ્યો. એ મન્શારામને બરાબર ઓળખતા હતા. તેને જોઇને એ આશ્ચર્ય પામતાં બોલ્યા: "અરે, તારી હાલત આવી કેમ છે? તું તો જાણે ગળતો જ જાય છે! કેમ કંઈ બજારનો ચસ્કો તો નથી પડી ગયોને? તને થયું છે શું? અહીં તો આવ."

મન્શારામે સ્મિત કરી કહ્યું: "મને જિંદગીનો રોગ છે. આપની પાસે એની પણ કાંઈ દવા છે?"

ડૉક્ટર: "હું તારું શરીર તપાસવા માગું છું. તારી તો સૂરત જ ફરી ગઈ છે. ઓળખાતો પણ નથી!"

એમ કહી તેમણે મન્શારામનો હાથ પકડયો, અને છાતી, પીઠ, આંખો, જીભ બધું વારંવાર ચોકસાઇથી તપાસ્યું. પછી ચિંતિત વદને બોલ્યા: "હું વકીલસાહેબને આજે જ મળીશ. તને થાઇસીસ [ક્ષય] થતો જાય છે. બધાં લક્ષણ એનાં જ છે!"

મન્શારામે, અત્યંત ઉત્સુકતાસહ પૂછ્યું: "તો કેટલા દહાડામાં ખેલ ખતમ થઈ જશે, ડૉકટર સાહેબ?"

ડૉકટર: "તું કેવી ગાંડા જેવી વાતો કરે છે? હું વકીલસાહેબને મળીને તને ક્યાંક પહાડ પર હવાફેર કરવા મોકલવા માટે કહીશ. ઈશ્વર કરશે તો તું બહુ જ ટૂંક સમયમાં સારો થઈ જઇશ. બીમારી હજી પહેલા પ્રવેશમાં જ છે."

મન્શારામ: "તો તો હજી વરસ બે વરસની મુદ્દત બાકી છે. એટલી બધી રાહ હું નહિ જોઈ શકું. સાંભળો મને થાઈસીસ–બાઈસીસ કંઇએ નથી, તેમ ન તો બીજી કંઈ

ફરિયાદ છે. તમે બાબુજીને નાહક કશા વહેમમાં નાખશો નહિ. અત્યારે તો મારું માથું દુઃખે છે, તો એની કાંઇ દવા આપો. કોઇ એવી દવા આપો કે ધસધસાટ ઊંઘ આવે. મને બે રાત થયાં ઊંઘ નથી આવી."

ડૉકટરે ઝેરી દવાઓનું કબાટ ખોલ્યું, અને એક શીશીમાં થોડી દવા કહાડી મન્શારામને આપી. મન્શારામે પૂછ્યું: "ભલા, આ તો ઝેર છે. આ કોઈ પી જાય તો મરી જાય નહિ?"

ડૉકટર: "ના, મરી તો ન જાય, પરંતુ માથામાં ચક્કર જરૂર આવે."

મન્શારામ: 'આમાં કોઈ એવી પણ દવા છે કે જે પીતાં જ પ્રાણ નીકળી જાય?"

ડૉકટર: "એવી એક બે નહિ, પરંતુ કેટલીય દવાઓ છે. આ જે પેલી શીશી છે, એમાંથી એક ટીપું પણ પેટમાં જાય, તો પ્રાણ ન બચે. જોતજોતામાં માણસ ખલાસ થઈ જાય."

મન્શારામ: "હેં ડૉકટર સાહેબ, જે લોકો ઝેર ખાતાં હશે, એમને બહુ દુઃખ થતુ હશે?"

ડૉકટર: "બધાંય ઝેરોથી દુઃખ થતું નથી. કેટલાંક તો એવાં પણ છે કે પીતાં જ માણસ ટાઢો પડી જાય, આ શીશી પણ એ જ જાતના ઝેરની છે. એને પીતાં જ આદમી બેહોશ બની જાય છે, પછી એને પુનઃ હોશ નથી આવતી."

મન્શારામે વિચાર કર્યો—તો તો પ્રાણત્યાગ કરવો એમાં કાંઈ બહુ મુશ્કેલી નથી. તો પછી લોકો આટલા બધા ડરતા શું કામ હશે? આ શીશી કઇ રીતે મળે? જો નામ પૂછી બજારમાંથી કોઈ દવાવાળા પાસેથી લેવા જાઉં, તો તો એ કદાપિ પણ ન આપે. ઉંહ, એ મેળવવામાં કશી અડચણ નથી.

એટલું તો સમજાઈ ગયું કે પ્રાણત્યાગ બહુ સહેલાઇથી કરી શકાય છે. મન્શારામને એટલો બધો આનંદ થયો કે જાણે કોઇ મોટું ઇનામ મળ્યું. તેના દિલ પરથી એક ભારે બોજ ઉતરી ગયો ! ચિંતાની મેઘરાશિ, કે જે શિર પર ફર્યા કરતી હતી, તે છિન્નભિન્ન થઇ ગઇ. મહિનાઓ પછી આજે તેને મનમાં એક પ્રકારની સ્ફૂર્તિનો અનુભવ થયો. કેટલાક છોકરાઓ નાટક જોવા જતા હતા, તેમણે ગૃહપતિ પાસેથી રજા મેળવી લીધી હતી. મન્શારામ પણ એમની સાથે નાટક જોવા ચાલ્યો ગયો. એ આજે એવો ખુશ હતો કે જાણે સંસારમાં એના કરતાં વધુ સુખી માણસ બીજું કોઇ નહિ હોય ! નાટકમાં હાસ્યરસના પ્રવેશો વખતે તો તે હસીહસીને લોથપોથ થઈ ગયો. વારંવાર તાળીઓ પાડવામાં અને 'વન્સમોર'ના પોકાર કરવામાં તેનો નંબર પહેલો હતો. ગાયન સાંભળીને મસ્ત બની જતો હતો, અને 'ઓહો–હો' કરી બૂમો પાડી ઊઠતો. દર્શકોની નજર વારંવાર તેના તરફ જતી. નાટકનાં પાત્રો પણ વારંવાર તેની તરફ જોતાં હતાં, અને એ જાણવા ઉત્સુક હતાં કે આટલા રસિક અને ભાવિક કોણ મહાશય છે ! તેના મિત્રોને તેની આ ઉચ્છૃંખલતા જોઇ આશ્ચર્ય થતું હતું. એ બહુ જ શાંત-ચિત્ત અને ગંભીર સ્વભાવનો યુવક હતો. આજે એ આટલો બધો હાસ્યશીલ કયાંથી થઈ ગયો, શાથી આજે એના વિનોદનો કાંઇ પાર જ નથી !

રાતના બે વાગે નાટકમાંથી પાછાં ફરતાં પણ એનો હાસ્યોન્માદ ઓછો ન થયો. તેણે એક છોકરાનો ખાટલો ઉંધો વાળ્યો, કેટલાય છોકરાઓના ઓરડાઓનાં બારણાં બહારથી બંધ કરી દીધાં, અને એમને અંદરથી ખટખટ કરતાં સાંભળી એણે હસ્યા કર્યું: એટલે સુધી કે છાત્રાલયના અધ્યક્ષ મહોદયની

ઊંઘ પણ ગડબડાટ સાંભળી ઊડી ગઇ, અને એમણે મન્શારામનાં તોફાન પર ખેદ પ્રગટ કર્યો. કોણ જાણતું હતું કે એના અંતઃસ્થલની અંદર કેટલી ભીષણ ક્રાંતિ ચાલી રહી હતી? સંદેહના નિર્દય આઘાતે તેનાં લજ્જા અને આત્મસન્માનને કચડી નાખ્યાં હતાં. તેને અપમાન અને તિરસ્કારનો લેશમાત્ર પણ ભય ન હતો. આ વિનોદ ન હતો – એના આત્માનો કરુણ વિલાપ હતો. જ્યારે બાકીના બધા છોકરાઓ સૂઇ ગયા, ત્યારે એ પણ જઇને ખાટલામાં પડ્યો, પરંતુ એને ઊંઘ ન આવી. એક ક્ષણ બાદ એ પુનઃ ઊભો થયો, અને પોતાનાં બધાંય પુસ્તકો એકત્ર કરી એક પેટીમાં મૂકી દીધાં. જ્યારે મરવું જ છે, તો પછી ભણવાથી શો ફાયદો? જે જીવનમાં આવાં આવાં વિઘ્નો છે, આવી આવી યાતનાઓ છે, એના કરતાં તો મૃત્યુ હજાર દરજ્જે વધારે સારું!

એવા વિચારો કરતાં કરતાં તડકા ચઢ્યા. ત્રણ રાત થયાં એ એક ક્ષણ પણ સૂતો ન હતો. અત્યારે એ ઊઠ્યો ત્યારે એના પગ થરથર કંપતા હતા, અને માથામાં ચક્કર આવતા હતા. આંખો બળતી હતી, અને શરીરનાં અંગેઅંગ શિથિલ થતાં જતાં હતાં. દિવસ ચઢતો હતો, અને એનામાં એટલી પણ શક્તિ નહોતી રહી કે એ ઊઠીને હાથપગ પણ ધૂવે. એવામાં એકાએક તેણે ભુંગીને રૂમાલમાં કાંઇક લઇ, એક નોકર સાથે આવતાં જોઇ. તેનું કાળજું ઠરી ગયું. હાય ઇશ્વર! એ આવી પહોંચી. હવે શું થશે? ભુંગી એકલી નહિ આવી હોય! ગાડી જરૂર બહાર ઊભી હશે. આમ તો જ્યારે એનામાં ઊભા થવાની પણ શક્તિ નહોતી, તે અત્યારે ભુંગીને જોતાં જ ઊભો થઇને દોડ્યો, અને ગભરાઇ ગયેલા અવાજે બોલ્યોઃ "માતાજી પણ આવ્યાં છે કે?" જ્યારે ખબર પડી કે માતાજી નથી

આવ્યાં, ત્યારે જ એનું મન શાંત પડયું. ભુંગીએ કહ્યું: " ભાઇ! તમે તો કાલે આવ્યા જ નહિ, વહુજીએ આખો દહાડો તમારી વાટ જોઇ હતી. એમની સાથે કેમ રિસાયા છો ? ભાઇ, એ તો કહે છે કે મેં એમના વિરુદ્ધ કશી પણ ફરિયાદ નથી કરી. મારી આગળ તો આજે રોઇ પડીને કહ્યું: " એમની પાસે આ મીઠાઈ લઈ જા. અને કહેજે કે મારે કારણ શું કરવા ગૃહત્યાગ કર્યો છે? કયાં મૂકું આ થાળી ? "

મન્શારામે જરા ગુસ્સાથી કહ્યું: " થાળી તારા માથે પછાડ, ચુડેલ! આવી છે ત્યાંથી પોતે મીઠાઇ લઇને! ખબરદાર, જો ફરીથી અહીં આવી છું તો! મોટી સોગાદ લઇને ન આવી હોય તો! જઇને કહેજે કે મારે તમારી મીઠાઇની જરૂર નથી. કહેજે કે ઘર તમારું છે, તેમાંજ રહો. એ ત્યાં ખૂબ આરામથી રહે છે, ખૂબ ખાય છે, પીએ છે ને મોજ કરે છે. સાંભળે છે, બાબુજીના દેખતા કહેજે, સમજી? મને કોઇની બીક નથી, જેને જે કાંઇ કરવું હોય તે કરી લે. કોઇના મનમાં અરમાન ન રહી જાય. કહેતા હોય તો અલ્લાહાબાદ, લખનૌ, કલકત્તા ચાલ્યો જાઉં. મારે માટે તો જેવું બનારસ તેવું જ બીજું શહેર ! અહીં શું દાટયું છે ? "

ભુંગીઃ " ભાઇ, મીઠાઇ રાખો, નહિ તો એ રોઈ રોઇને મરી જશે. સાચું કહું છું કે એ રડી રડીને મરી જશે."

મન્શારામે આંસુઓના આવતા વેગને અટકાવીને કહ્યું : " મરી જાય તો મારે ખાસડે મારી! મને એવું કયું મોટું સુખ દીધું છે કે એની પાછળ પસ્તાવો કરું ! મારો તો એણે સર્વનાશ કરી નાખ્યો. કહી દેજે કે મારા પર કશો સંદેશો ન મોકલે, મને કશાની જરૂર નથી."

ભુંગી : "ભાઇ, તમે તો કહો છો કે હું અહીં ખૂબ ખાઉં છું, પીઉં છું અને મોજ કરું છું, પરંતુ દેહ તો અરધો પણ નથી રહ્યો. આવ્યા હતા તેના કરતાં અરધા પણ નથી રહ્યા."

મન્શારામ : "એ તારો જોવા ફેર છે, જોજે બેચાર દિવસમાં મોટો જાડોપાડો થઇ જાઉં છું કે નહિ! એમને એ પણ કહી દેજે કે આ રોવું કકળવું બંધ કરે. જો મેં સાંભળ્યું કે રોયા કરે છે, અને ખાતાં નથી તો મારા કરતાં ખરાબ કોઈ નથી. મને ઘરમાંથી કાઢયો તો છે, હવે રહે ખૂબ ચેનથી! આવી છે મોટી પ્રેમ દેખાડવા! હું એવાં ત્રિયાચરિત્ર ખૂબ ભણેલો છું."

ભુંગી ચાલી ગઇ. મન્શારામને એની સાથે વાતો કરતાં કરતાં જ કાંઇક શરદી માલૂમ પડવા લાગી હતી. આ અભિનય કરવા માટે તેણે પોતાના મનોભાવોને જેટલા દબાવવા પડયા હતા, તે એને માટે અસાધ્ય હતુ. તેનું આત્માભિમાન તેનો આ કુટિલ વ્યાપાર જેમ બને તેમ જલદીથી અંત લાવવા માટે બાધ કરી રહ્યું હતું. પરંતુ એનું પરિણામ શું આવશે? શું નિર્મળા આ આઘાત સહન કરી શકશે? અત્યાર પર્યંત તે મૃત્યુની કલ્પના કરતી વેળાએ અન્ય કોઇનો પણ વિચાર કરતો ન હતો, પરંતુ આજે એકાએક તેને જ્ઞાન થયું કે મારા જીવન સાથે એક બીજા પ્રાણીનું જીવનસૂત્ર પણ બંધાયેલું છે. નિર્મળા એમ જ માનશે કે મારી નિષ્ઠુરતાએ જ એના પ્રાણ લીધા. એથી એનું કોમળ હૃદય ફાટી નહિ જાય? એનું જીવન તો અત્યારે પણ સંકટમાં છે. સંદેહના કઠોર પંજામાં ફસેલી અબળા શું પોતાને હત્યારિણી સમજવા બાદ બહુ દહાડા જીવતી રહી શકશે?

મન્શારામે ખાટલામાં સૂઇ જઇ ચાદર ઓઢી લીધી, તો પણ શરદીને મારે એનું કલેજું કંપતું હતું. થોડી વારમાં જ એને જોરથી તાવ ચઢી આવ્યો. એ બેહોશ થઈ ગયો. આ અચેત દશામાં તેને જાતજાતનાં સ્વપ્ન દેખાવા લાગ્યાં. વારે-વારે તે ચમકી ઊઠતો-આંખો ઉઘડી જતી, અને પાછો બેહોશ થઇ જતો !

સહસા વકીલસાહેબનો અવાજ સાંભળી એ ચમકી ઊઠ્યો. હા, વકીલસાહેબનો જ એ અવાજ હતો. તેણે ચાદર ફેંકી દીધી, અને ખાટલા પરથી ઉતરી નીચે ઊભો રહ્યો. તેના મનમાં એક એવો આવેગ આવ્યો કે અત્યારે જ-એમની સામે જ-પ્રાણત્યાગ કરી દઉં. તેને એવું લાગ્યું કે હું અત્યારે મરી જાઉં, તો જરૂર એમને સાચો આનંદ થશે. કદાચ એ એમ જોવા જ આવ્યા હશે કે મારે મરવામાં હવે કેટલી વાર છે. વકીલસાહેબે તેનો હાથ પકડી લીધો કે જેથી એ નીચે પડી ન જાય, અને બોલ્યા : " કેમ, તબિયત કેમ છે બેટા, સૂઈ કેમ નથી રહેતો ? સૂઈ જા, તું ઊભો શું કામ થયો છે ? "

મન્શારામ : " મારી તબિયત તો સરસ છે. તમને નાહક-ની તકલીફ વેઠવી પડી. "

મુનશીજીએ કશો જવાબ ન આપ્યો. છોકરાની હાલત જોઇને એમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ હૃષ્ટપુષ્ટ છોકરો કે જેને જોઇને ચિત્ત પ્રસન્ન થતું હતું, તે અત્યારે સૂકાઇને હાડકાંનો માળો થઇ ગયો હતો. પાંચ છ દિવસમાં તે એટલો બધો દુબળો પડી ગયો હતો કે ઓળખવો પણ મુશ્કેલ હતો. મુનશીજીએ ધીરેથી એને ખાટલા પર સુવાડી દીધો, અને ચાદર બરાબર ઓઢાડીને વિચાર કરવા લાગ્યા કે

હવે શું કરવું જોઇએ. ક્યાંક છોકરો હાથમાંથી તો નીકળી નહિ જાય? એ વિચાર આવતાં શોકથી એ વિહ્વળ થઈ ગયા, અને નજીકના સ્ટૂલ પર બેસી ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગ્યા. મન્શારામ પણ ચાદરમાં મુખ છૂપાવી રોતો હતો. હજી થોડા દિવસો પહેલાં જ એને જોઇને પિતાનું હૃદય ગર્વથી ફૂલી જતું હતું, પરંતુ આજે એને આ દારુણ દશામાં જોવા છતાં હજી એ વિચારતા હતા કે આને ઘેર લઇ જવો કે નહિ? શું અહીં દવા નહિ થઇ શકે? હું અહીં ચોવીસે કલાક બેસી રહીશ. ડૉકટર તો અહીં છે જ, કશો વાંધો નહિ આવે. ઘેર લઈ જવામાં એમને વિઘ્નો પર વિઘ્નો જ નજરે આવતાં હતાં, સૌથી મોટો ભય એ હતો કે ત્યાં નિર્મળા હરદમ આની પાસે બેસી રહેશે, અને હું તેને મના નહિ કરી શકું, અને આ જ એક વસ્તુ એમને માટે અસહ્ય હતી.

એટલામાં ગૃહપતિએ આવીને કહ્યું: "હું તો માનું છું કે આપ એને આપની સાથે લઇ જાઓ. ગાડી તો છે જ, પછી કશી તકલીફ નહિ પડે. અહીં સારી રીતે સારવાર નહિ થઇ શકે."

મુન્શીજી: "હા, આવ્યો હતો તો એ જ વિચાર કરીને, પરંતુ આની સ્થિતિ ખૂબ જ નાજુક લાગે છે. જરા પણ અસાવધાની થતાં એને ત્રિદોષ થઈ જવાનો ભય રહે છે."

ગૃહપતિ: "અહીંથી એમને લઇ જવામાં જરા અડચણ તો ખરી, પરંતુ એ તો આપ પોતે પણ કહી શકશો કે ઘેર જેટલો આરામ મળે, તેટલો અહીં કોઇ પણ પ્રકારે ન મળી શકે. તે સિવાય અહીં કોઇ બીમાર છોકરાને રાખવાની મનાઈ છે."

મુનશીજી : "કહેતા હો તો હું હેડમાસ્તર પાસેથી રજા મેળવી આવું. મને આને આ હાલતમાં અહીંથી ખસેડવાનું કોઇ પણ પ્રકારે મુનાસિબ નથી લાગતું."

ગૃહપતિએ હેડમાસ્તરનું નામ સાંભળ્યું એટલે એ સમજ્યા કે આ મહાશય મને ધમકી આપવા માગે છે. એમણે જરા મિજાજ ખોઇ કહ્યું : "હેડમાસ્તર નિયમ વિરુદ્ધ કશું નહિ કરી શકે. હું આટલી ભારે જોખમદારી કેવી રીતે લઇ શકું ?"

હવે શું થાય? તો શું ઘેર લઇ જવો જ પડશે ? અહીં રાખવા માટે તો એ બહાનું હતું કે લઇ જવાથી બીમારી વધી જવાનો ભય છે. અહીંથી લઈ જઈ ઇસ્પિતાલમાં મૂકવા માટે તો કોઇ બહાનું પણ નથી. જે સાંભળશે એ એમ જ કહેશે કે ડૉકટરની ફી બચાવવા છોકરાને ઇસ્પિતાલમાં નાખી આવ્યા. પરંતુ હવે લઈ જવા સિવાય બીજો એકપણ ઉપાય ન હતો. જો ગૃહપતિ અત્યારે લાંચ લેવા તૈયાર થાત, તો કદાચ બે ચાર વર્ષના પગાર જેટલી રકમ પડાવી શકત, પરંતુ કાયદાથી બંધાયેલા લોકોમાં એટલી બુદ્ધિ, એટલી ચતુરાઇ ક્યાંથી ? જો અત્યારે મુનશીજીને કોઈ માણસ એવો ઇલાજ બતાવત કે જેથી એમને મન્શારામને ઘેર લઇ જવો ન પડે, તો એ આજીવન તેના અહેસાન તળે રહેત. લાંબો વિચાર કરવાનો સમય પણ ન હતો. ગૃહપતિ મહાશય સેતાનની માફક માથે ઊભા હતા. વિવશ બની મુનશીજીએ બન્ને સાઇસને બોલાવ્યા અને મન્શારામને ઉપાડવા લાગ્યા. મન્શારામ અર્ધચેતનાની દશામાં હતો. ચમકીને બોલી ઊઠયો : "શું છે ? કોણ છે ?"

મુનશીજી : "કોઈ નથી, બેટા ! હું તને ઘેર લઇ જાઉં છું. આવ, તને હું મારી ગોદમાં ઉપાડી લઉં."

મન્શારામ: "મને ઘેર શા માટે લઈ જાઓ છો? હું ત્યાં નહિ આવું."

મુનશીજી: "અહીં ન રહેવાય, મનાઇ છે."

મન્શારામ: "ગમે તે હોય, હું ત્યાં નહિ આવું. મને બીજે ગમે ત્યાં લઇ જાઓ—કોઇ ઝાડ નીચે, કોઇ ઝૂંપડામાં, ઇચ્છા હોય ત્યાં લઈ જાઓ, પરંતુ ઘેર ન લઈ જશો."

ગૃહપતિએ મુનશીજીને કહ્યું: "તમે એની વાતો પર ધ્યાન ન આપશો. એ અત્યારે ભાનમાં નથી."

મન્શારામ: "કોણ હોશમાં નથી? શું હું હોશમાં નથી? કોઇને ગાળો દઉં છું, બચકાં ભરું છું? શાથી હું હોશમાં નથી? મને અહીં પડ્યો રહેવા દો, જે કાંઈ થવાનું હશે તે અહીં જ થશે. અને જો એમ જ હોય તો મને ઇસ્પિતાલમાં લઈ જાઓ. હું ત્યાં પડ્યો રહીશ. જીવવાનો હોઇશ તો જીવીશ, મરવાનો હોઇશ તો મરીશ. પરંતુ હું કોઈ પણ પ્રકારે ઘેર નથી આવવાનો."

આ ટેકો મળતાં પુનઃ મુનશીજી ગૃહપતિને મનાવવા લાગ્યા, પરંતુ એ કાયદાથી બંધાયેલો માણસ કશું સાંભળતો જ ન હતો. જો રોગ ચેપી નીકળ્યો, અને બીજા કોઇ છોકરાને એનો ચેપ લાગ્યો, તો એનો જવાબ કોણ દેશે? આ તર્ક સામે મુનશીજીની કાનુની દલીલો પણ હારી ગઈ.

અંતે મુનશીજીએ મન્શારામને કહ્યું: "બેટા, તને ઘેર આવવામાં શો વાંધો છે? ત્યાં તને ખૂબ આરામ મળશે." મુનશીજીએ કહેતાં તો આ વાત કરી દીધી, પરંતુ મનમાં ડર લાગ્યો કે ક્યાંક સાચે જ એ ઘેર આવવા તૈયાર ન થઈ જાય. એ મન્શારામને ઇસ્પિતાલમાં મૂકી આવવા માટે કાંઇક બહાનું

ખોળી રહ્યા હતા, અને એની બધીય જવાબદારી મન્શારામને માથે મૂકવા માગતા હતા આ બધી વાત ગૃહપતિની હાજરીમાં થતી હતી કે જેથી વખત આવ્યે તે સાક્ષી આપી શકે કે મન્શારામ પોતે જ જિદ્દ કરી ઇસ્પિતાલમાં ગયો હતો. મુનશીજીનો આમાં લેશ માત્ર પણ દોષ ન હતો.

મન્શારામે ખિજવાઇને કહ્યું : " ના, ના, ના, સો વાર ના ! હું ઘેર નહિ આવું ! મને ઇસ્પિતાલમાં લઈ જાઓ, અને ઘરના બધાંય માણસોને મના કરી દેજો કે મને જોવા ન આવે. મને કશું નથી થયું, હું જરાય માંદો નથી. મને તમે છોડી દો, હું મારા પગે ચાલી શકું એમ છું. "

એમ કહેતો તે ઊભો થયો અને ઉન્મત્તની જેમ બારણા તરફ ચાલ્યો. પરંતુ પગ લથડી ગયા. જો તેને મુનશીજીએ પકડી લીધો ન હોત તો તે પટકાઇ પડત. બન્ને નોકરોની મદદથી મુનશીજી તેને ગાડી પાસે લાવ્યા અને અંદર બેસાડયો.

ગાડી ઇસ્પિતાલ તરફ ઉપડી. મુનશીજી જે ઇચ્છતા હતા તે જ બન્યું. આ શોકમાં પણ એમનું ચિત્ત સંતુષ્ટ હતું, છોકરો પોતાની ઇચ્છાથી જ ઇસ્પિતાલમાં જતો હતો, તેથી તેને ઘર પ્રતિ કાંઇ સ્નેહ નથી એવું સ્પષ્ટ પૂરવાર નહોતું થતું ? શું એથી એ પણ સિદ્ધ નહોતું થતું કે મન્શારામ નિર્દોષ છે ? તેઓ તેના પર અકારણ જ સંદેહ લાવ્યા હતા ?

પરંતુ થોડી વારમાં જ આ તુષ્ટિના સ્થાને તેમના મનમાં ગ્લાનિના ભાવ જાગૃત થયા. તેઓ પોતાના પ્રાણપ્રિય પુત્રને ઘેર ન લઈ જતાં ઇસ્પિતાલમાં લઈ જતા હતા. એ કેવી વિડંબના છે કે એમના વિશાળ ભવનમાં એમના પોતાના જ

પુત્ર માટે પણ જગા ન હતી, એવી દશામાં પણ કે જ્યારે તેનું જીવન સંકટમાં હતું ?

એક ક્ષણ બાદ એકાએક મુનશીજીના મનમાં પ્રશ્ન ઊઠયો– ક્યાંક મન્શારામ એમના મનો ભાવ જાણી તો નથી ગયો ? તેથી તો એને ઘર પ્રતિ ઘૃણા નહિ આવી હોય ! જો એવું થયું તો તો ગજબ થઇ જશે !

એ અનર્થની કલ્પનાથી જ મુનશીજીનાં રૂંવાં ઊભાં થઇ ગયાં, અને તેમનું કાળજું ધડકવા લાગ્યું. હૃદયમાં જાણે કે એક ધક્કો વાગ્યો. જો આ જ્વરનું કારણ એ જ હોય તો તો પછી ઇશ્વર જ માલિક છે. અત્યારે એમની દશા અત્યંત દયામય હતી. જે આગ તેમણે પોતાના ઠરી ગયેલા હાથ શેકવા માંટે સળગાવી હતી, એ એમના પોતાના જ ઘરને બાળવા લાગી હતી. આ કરુણા, શોક, પશ્ચાતાપ અને શંકાથી એમનું ચિત્ત ગભરાઇ ગયું. એમના ગુપ્ત રુદનનો ધ્વનિ જો બહાર નીકળત, તો તે સાંભળનારાં પણ રોઈ પડત. એમનાં આંસુ બહાર નીકળ્યાં હોત, તો મોટી ધારા વહેત ! તેમણે પુત્રના મુખ પ્રતિ એકવાર વાત્સલ્યપૂર્ણ નેત્રો વડે જોયું, વેદનાથી વિકળ થઇ એને છાતી સરસો ચાંપ્યો, અને એટલું બધું રોયા કે ગળે હીક બંધાઇ ગઇ.

સામે જ ઇસ્પિતાલનો દરવાજો દેખાતો હતો.

# પ્રકરણ ૧૧ મું

મુનશી તોતારામ સાંજના કચેરીમાંથી ઘેર આવ્યા, ત્યારે નિર્મળાએ પૂછ્યુંઃ "એમને જોવા ગયા હતા? હવે કેમ છે?" મુનશીજીએ જોયું કે નિર્મળાના ચહેરા પર નામ માત્રનું પણ શોક યા ચિંતાનું ચિહ્ન ન હતું, તેણે સાજ-શણગાર રોજ કરતાં પણ આજે વધારે કરેલાં છે. સામાન્યતઃ તે ગળામાં હાર નહોતી પહેરતી, પરંતુ આજે એ પણ ગળામાં શોભી રહ્યો હતો. ચાક પ્રતિ એને બહુ પ્રેમ ન હતો, પરંતુ આજે એ પણ સુંદર રેશમી સાડી નીચે, કાળાકાળા કેશ ઉપર, ફાનસના દીપકની જેમ ચમકતો હતો.

મુનશીજીએ મુખ ફેરવી કહ્યું : "માંદો છે, બીજું શું કહું?"

નિર્મળા : "તમે તો એમને અહીં લઈ આવવા ગયા હતા ને?"

મુનશીજીએ ચિડાઇને કહ્યું : "એ આવે નહિ, તો હું શું

જબરજસ્તીથી ઉઠાવી લાવું ? કેટલોય સમજાવ્યો કે બેટા, ઘેર ચાલ, ત્યાં તને કશી તકલીફ નહિ પડે, પરંતુ ઘરનું નામ સાંભળીને તો એને જાણે બમણો તાવ આવવા માંડે છે. કહે છે કે હું અહીં ભલે મરી જાઉં, પરંતુ ઘેર તો હરગિજ નહિ આવું, એટલે ના છૂટકે એને ઇસ્પિતાલમાં મૂકી આવ્યો, બીજું શું કરું ?"

રુક્મિણી પણ આવીને આંગણામાં ઊભી હતી. તે બોલી: "એ તો જનમથી જ હઠીલો છે, અહીં કોઇ પણ પ્રકારે નહિ આવે, અને સાથે એ પણ જોઇ લેજો કે એ ત્યાં સાજો પણ નહિ થાય."

મુનશીજીએ કાતર સ્વરે કહ્યું: "તમે બેચાર દહાડા માટે ત્યાં જાઓ, તો બહુ સારું થશે, બહેન ! તમારા ત્યાં રહેવાથી તેને શાંતિ મળશે. મારાં બહેન, મારી આટલી વિનંતિ માન્ય કરો, એકલો એ રડીરડીને મરી જશે. બસ હાય મા ! ની રટ લગાવી રોયા જ કરે છે. હું અત્યારે ત્યાં જ જાઉં છું. મારી સાથે જ ચાલો. એની હાલત ગંભીર છે. બહેન, શું કહું, પૂરો ઓળખાતો પણ નથી. જોઈએ, ઈશ્વરે શું ધાર્યું છે ?"

આમ કહેતાં કહેતાં મુનશીજીની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં, પરંતુ રુક્મિણી અવિચલિત ભાવે બોલી : "હું જવા માટે તૈયાર છું. મારા ત્યાં રહેવાથી મારા લાડકાના પ્રાણ બચતા હોય તો, હું હમણાં જ ત્યાં દોડી જવા તૈયાર છું, પરંતુ મારું આટલું કહેવું ધ્યાનમાં રાખી લ્યો ભાઇ, કે ત્યાં એ સાજો નહિ થાય. હું એને બરાબર ઓળખું છું. તેને કશો રોગ નથી, માત્ર ઘરમાંથી હાંકી મૂકવાનો એને આઘાત છે. એ દુ:ખ જ જ્વરના રૂપમાં પ્રકટ થયું છે. તમે એક

એક નહિ, લાખ દવાઓ કરશો, સિવિલ સર્જનને પણ બતાવશો, પરંતુ એને એક પણ દવા લાગુ નહિ પડે."

મુનશીજીઃ "બહેન, એને ઘરમાંથી કોણે હાંકી કાઢયો છે ? મેં તો માત્ર એનું ભણતર સુધરે એ આશાએ તેને ત્યાં મોકલ્યો હતો."

રુકિમણી : "તમે ગમે તે વિચારે મોકલ્યો હોય, પરંતુ તેને એ વાતથી ખૂબ લાગી આવ્યું છે. હું તો હવે કશી ગણત્રીની રહી નથી. મને કોઇ વાતમાં માથું મારવાનો અધિકાર નથી. હું તો તમારા રોટલા પર દહાડા વ્યતીત કરતી માત્ર એક અભાગી વિધવા છું. મારું કોણ સાંભળવાનું કે પરવા કરવાનું છે? પરંતુ તોય બોલ્યા વિના નથી રહેવાતું. મન્શારામ ત્યારે જ સાજો થશે—જ્યારે એ ઘેર આવશે, જ્યારે તમારું હૃદય પહેલાં જેવું હતું તેવું થઇ જશે.

એટલું કહી રુકિમણી ત્યાંથી ચાલી ગઇ. એની જ્યોતિહીન પરંતુ અનુભવપૂર્ણ આંખો સમક્ષ જે ચરિત્ર ચાલી રહ્યું હતું, તેનું રહસ્ય એ ખૂબ જાણતી હતી, અને એનો બધો ય ક્રોધ નિરપરાધિની નિર્મળા પર જ ઉતરતો હતો. અત્યારે પણ એ કહેતાં કહેતાં અટકી ગઈ કે જ્યાં સુધી આ લક્ષ્મી આ ઘરમાં રહેશે, ત્યાં સુધી આ ઘરની દશા બગડતી જ જવાની; પરંતુ તે વસ્તુ પ્રગટરૂપે ન કહેવા છતાં પણ તેનો આશય મુનશીજીથી છૂપો નહોતો રહી શકયો. એના ચાલ્યા જવા બાદ મુનશીજીએ માથું નમાવી દીધું, અને વિચારસાગરમાં ડૂબી ગયા. તેમને અત્યારે પોતાના પર એટલો બધો ક્રોધ આવતો હતો કે દિવાલ સાથે માથું પછાડીને પ્રાણ દઇ દઉં. પોતે શું કરવા લગ્ન કર્યાં ? લગ્ન કરવાની શી જરૂર હતી ?

ઇશ્વરે પોતાને એક નહિ, ત્રણ ત્રણ પુત્રો આપ્યા હતા, પોતાની ઉંમર પણ લગભગ પચાસે પહોંચી હતી, પછી શું કરવા પોતે ફરીથી લગ્ન કર્યાં ? શું આ રીતે ઇશ્વર પોતાનો સર્વનાશ કરવા માંગતો હતો ? તેમણે માથું ઊંચુ કરી એકવાર નિર્મળાની સહાસ, પરંતુ નિશ્ચળ, મૂર્તિ પ્રતિ જોયું, અને પછી ઈસ્પિતાલ ચાલ્યા ગયા. નિર્મળાની સહાસ મૂર્તિએ તેમનું ચિત્ત શાંત કરી દીધું હતું. આજે કેટલાક દિવસો બાદ તેમને આ શાંતિ પ્રાપ્ત થઇ હતી. પ્રેમ-પીડિત હૃદય આ દશામાં શુ આટલું શાંત અને અવિચલિત રહી શકે? ના, કદાપિ નહિ! હૃદયનો ઘા ભાવકૌશલથી નથી છૂપાવી શકાતો. પોતાનાં ચિત્તની દુર્બળતા પર અત્યારે એમને અત્યંત ક્ષોભ થયો. પોતે અકારણ જ સંદેહને હૃદયમાં સ્થાન આપી આટલો બધો અનર્થ વહોરી લીધો. મન્શારામ તરફથી પણ એમનું મન નિઃશંક થઇ ગયું. હા, એને ઠેકાણે એક નવી શંકાએ સ્થાન લીધું. શું મન્શારામ જાણી તો નહોતો ગયો ? તો શું એ જાણી જવાને લીધે જ ઘેર આવવાનો ઇન્કાર કરી રહ્યો છે? જો એ જાણી ગયો હશે, તો તો મહા અનર્થ થઇ જશે. એ કલ્પનાથી જ એમનું મન ધ્રૂજી ઊઠયું. એમના દેહનાં સર્વ અસ્થિઓ જાણે કે આ હાહાકાર પર પાણી રેડવા માટે વ્યાકુળ થઇ ઊઠ્યાં. એમણે કોચમેનને ગાડી ત્વરાથી હાંકવાની આજ્ઞા આપી. આજે કેટલાય દિવસો બાદ એમના હૃદય મંડળ પર છવાયેલો અંધારપછેડો ફાટી ગયો હતો, અને પ્રકાશની રેખાઓ અંદરથી બહાર આવવા માટે વ્યગ્ર બની ગઈ હતી. એમણે ગાડીની બહાર માથું કાઢીને જોયું કે કયાંક કોચમેન સૂઈ તો નથી ગયો ને। ઘોડાની ચાલ તેમને આટલી બધી મંદ કયારેય નહોતી લાગી.

હસ્પિતાલ પહોંચતાં જ એ સીધા સપાટાબંધ મન્શારામ પાસે પહોંચ્યા. જોયું તો ડૉક્ટર તેની સમક્ષ ચિંતામગ્ન ચહેરે ઊભો હતો, એ જોઇ મુનશીજીનું હૃદય ક્ષણભર ચાલતું અટકી ગયું, મોંમાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો. થરથરતા અવાજે મહામુશ્કેલીએ બોલ્યા: "શું હાલ છે, ડૉકટર સાહેબ?" એમ કહેતાં કહેતાં એ રોઇ પડયા. અને જ્યારે ડૉકટરને તેમના પ્રશ્નોનો પ્રત્યુત્તર આપતાં એક ક્ષણનો વિલંબ થયો, ત્યારે તો એમનો જીવ મૂઠીમાં આવી ગયો. તેમણે પલંગ પર બેસી અચેત બાળકના દેહને ગોદમાં લઇ લીધો, અને બાળકોની જેમ ડૂસકાં ખાઇખાઇ રોવા લાગ્યા. મન્શારામનો દેહ ભઠ્ઠીની માફક બળતો હતો. તેણે એક વાર આંખો ખોલી. આહ! કેટલી ભયંકર અને તે સાથે જ કેટલી દીન એ દષ્ટિ હતી! મુનશીજીએ પુત્રને કંઠે વળગાડી ડૉકટરને પૂછયું: "શું હાલ છે, સાહેબ? આપ ચૂપ કેમ છો?"

ડૉકટરે સંદિગ્ધ સ્વરે કહ્યું: "હાલ તો જે છે તે તમે નજરે જોઈ રહ્યા છો. એકસો છ ડીગ્રી તાવ છે. એથી વધુ શું કહું? હજી જ્વરનો પ્રકોપ વધતો જ જાય છે. મારાથી જે કાંઇ થઈ શકે છે. તે કરતો જાઉં છું. બાકી તો ઈશ્વર માલિક છે. તમે ગયા ત્યારનો હું એક મિનિટ માટે પણ અહીંથી નથી ખસ્યો. હજી ભોજન સુદ્ધાં પણ નથી કર્યું. હાલત એટલી નાજુક છે કે એક મિનિટમાં શું થઈ જશે તે કહી શકાતું નથી. આ મહાજ્વર છે. એને બિલકુલ હોશ નથી. રહી રહીને લવારીએ એ ચઢી જાય છે. શું ઘરમાં આને કોઇએ કાંઇ કહ્યું હતું? વારંવાર, માતાજી, તમે કયાં છો? એ જ શબ્દો એના મુખમાંથી નીકળ્યા કરે છે."

ડૉકટર સાહેબ હજી આ બધું બોલતા હતા કે સહસા

મન્શારામ ઊઠીને બેઠો થયો, અને એક ધક્કો મારી મુનશીજીને ખાટલા પરથી હડસેલી મૂકી, ઉન્મત્ત સ્વરે બોલવા લાગ્યો : " શું કરવા ધમકાવો છો? તમે મને મારી નાખો, મારી નાખો. અત્યારે જ મારી નાખો. તલવાર નથી મળતી? દોરડાનો ગાળો છે કે તે પણ નથી? હું મારા હાથે તે ગળામાં નાખીશ. હાય માતાજી, તમે ક્યાં છો?" એમ કહેતાં કહેતાં એ પુનઃ નિશ્ચેતન થઈ ઢળી પડયો.

મુનશીજી એક ક્ષણ પર્યંત મન્શારામની શિથિલ મુદ્રા પ્રતિ વ્યથિત નેત્રોએ જોઇ રહ્યા. પછી સહસા તેમણે ડૉકટરના હાથ પકડયા, અને અત્યંત દીનતાપૂર્ણ આગ્રહથી બોલ્યા: " ડૉકટર સાહેબ, આ છોકરાને બચાવો, ઈશ્વરને ખાતર બચાવો, નહિ તો મારો સર્વનાશ થઇ જશે. હું શ્રીમંત નથી. પરંતુ તમે જે કહેશો તે હાજર કરીશ. એને બચાવો. તમારી ઇચ્છામાં આવે તો મોટા મોટા ડૉકટરોને બોલાવો, એમની સલાહ લ્યો, હું બધું ખર્ચ આપીશ. આની હાલત હવે જોવાતી નથી. હાય, મારો લાડકો પુત્ર!"

ડોકટરે કરુણ સ્વરે કહ્યું: "બાબુ સાહેબ, હું આપને સત્ય જ જણાવું છુ કે હું આને માટે કશી પણ વસ્તુ બાકી નથી રાખતો. મારાથી બનતું બધું કરી છૂટું છું. તમે હવે બીજા ડૉકટરોની સલાહ લેવાનું કહો છો, તો હું હમણાં જ ડૉકટર લાહિરી, ડૉકટર ભાટિયા અને ડૉકટર માથુરને બોલાવું છું. વિનાયક શાસ્ત્રીને પણ બોલાવું છું, પરંતુ હું તમને ખોટું આશ્વાસન આપવા નથી માગતો–સ્થિતિ અત્યંત ગંભીર છે."

મુનશીજીએ રોતાં રોતાં કહ્યું: " ના સાહેબ, એવા શબ્દો

મોંમાંથી ન ઉચ્ચારશો. ગંભીર હાલત એના દુશ્મનોની થાય! ઇશ્વર મારા પર એટલો બધો કોપ નહિ કરે. તમે મુંબઇ અને કલકત્તાના ડૉકટરોને પણ તાર કરો, હું જીવન-ભરનો આપનો ગુલામ થઇ રહીશ. આ જ મારા કુળનો દીવો છે. એ જ મારા જીવનનો આધાર છે. મારું તો હૃદય ફાટી જાય છે. કોઇ એવી દવા આપો કે એ હોશમાં આવી જાય. હું જરા મારા કાનો વડે એની વાતો સાંભળું! જાણું તો ખરો કે એને શાથી આ કષ્ટ થાય છે? હાય, મારો પુત્ર!"

ડૉકટર: "તમે જરા શાંત થાઓ. તમે તો ઉંમર લાયક માણસ છો, આ હાયહાય કરવાથી અને ડૉકટરોની ફોજ એકઠી કરવાથી કશુંય પરિણામ નહિ આવે. શાંત થઇને બેસો. હું શહેરના ડૉકટરોને બોલાવું છું, જોઇએ એ બધા શું કહે છે? તમે તો પોતે જ ઢીલા થઇ જાઓ છો!'

મુનશીજી: "ઠીક ડૉકટર સાહેબ, હું હવે નહિ બોલું, જીબાન સુદ્ધાં નહિ હલાવું, આપને ઠીક લાગે તેમ કરો, છોકરો હવે તમારા હાથમાં છે, તમે જ એની રક્ષા કરી શકો છો. હું તો એટલું જ ઇચ્છું છું કે એ જરા હોશમાં આવી જાય, મને ઓળખે, અને મારી વાતો સાંભળે. શું કોઇ એવી સંજીવની બુટ્ટી નથી? બસ, વધારે નહિ, હું એની સાથે બે ચાર વાતો કરી લઉં."

એમ કહેતાં કહેતાં પુનઃ મુનશીજી આવેશમાં આવીને મન્શારામને કહેવા લાગ્યા: "બેટા, જરા આંખો તો ખોલ, કેમ છે હવે તને? તારી પાસે બેઠો બેઠો હું રોયા કરું છું, મને તારા પ્રતિ કશી ફરિયાદ નથી, મારું દિલ તારા તરફથી સાફ છે."

ડૉકટર : " પુન : તમે આડીઅવળી વાતો કરવી શરૂ કરી દીધી. અરે સાહેબ, તમે કાંઈ બાળક નથી, ઉંમર લાયક માણસ છો. જરા ધિરજથી કામ લ્યો."

મુનશીજી : " ઠીક ડૉકટર સાહેબ, હવે નહિ બોલું. ભૂલ થઇ, માફ કરો. આપની ઈચ્છામાં આવે તેમ કરો. મેં હવે બધું આપની ઉપર છોડયું છે. શું એવો કોઈ પણ ઉપાય નથી કે જેથી હું તેને એટલું જણાવી શકું કે તેના પ્રતિ મારું દિલ સાફ છે—મારા મનમાં કશો પણ વહેમ નથી. તમેજ કહી દો ડૉકટર, કહી દો કે તારો અભાગી પિતા બેઠો બેઠો રડે છે. કહી દો કે એમનું દિલ તારા પ્રતિ સાવ સાફ છે. તેમને પહેલાં જરા ભ્રમ થયો હતો, એ હવે સાવ દૂર થઇ ગયો છે. બસ, એટલું જ કહી દો. હું બીજું કશું નથી ઇચ્છતો. હું ચૂપચાપ બેસી રહ્યો છું. જબાન સુધ્ધાં નહિ હલાવું, પરંતુ તમે આટલું જરૂર કહી દો."

ડૉકટર : " ઇશ્વરને ખાતર બાબુસાહેબ, જરા ધિરજ ધરો, નહિ તો મારે લાચારીએ તમને કહેવું પડશે કે ઘેર જાઓ. હું જરા ઑફિસમાં જઇને ડૉકટરોને કાગળ લખવા બેસું છું. તમે ચૂપચાપ બેસી રહેજો."

નિર્દયી ડૉકટર! યુવાન પુત્રની આવી દશા જોઇને એવો કયો પિતા હશે કે જે ધૈર્ય ધારી શકે? મુનશીજી અત્યંત ગંભીર સ્વભાવના માનવી હતા. એ એ પણ જાણતા હતા કે અત્યારે હાયહાય કરવાથી કશું વળવાનું નથી, તો પણ અત્યારે શાંત બેસી રહેવાનું એમને માટે અસંભવિત હતું. જો દૈવગતિથી આ કોઈ બીમારી હોત, તો એ શાંત રહી શકત, બીજાઓને બોલાવી શકત, પોતે જ ડૉકટરોને બોલાવી શકત, પરંતુ આ આગ મારી પોતાની જ સળગાવેલી એવું જાણવા

છતાં એ શી રીતે ધૈર્ય જાળવી રાખે? શું કોઇ પિતા આટલો બધો વજ્રહૃદયી થઇ શકે છે? એમનું રોમેરોમ એમને અત્યારે ધિક્કારતું હતું. તેમણે વિચાર કર્યો, મારામાં આ દુર્ભાવના ક્યાંથી ઉત્પન્ન થઈ? મેં કોઇ પણ પ્રત્યક્ષ પ્રમાણ મેળવ્યા વિના જ આવી ભીષણ કલ્પના ક્યાંથી કરી? ઠીક, મારે એ પરિસ્થિતિમાં શું કરવું જોઈતું હતું? પોતે જે કાંઇ કર્યું, તે સિવાય પોતે બીજું શું કરી શકત, એનો એ નિશ્ચય ન કરી શક્યા. વાસ્તવમાં લગ્નના બંધનમાં પડવું એ જ એમને માટે પોતાના હાથે પોતાના પગ પર કુહાડી મારવા બરોબર હતું. હા, એ જ વસ્તુ આ સારા ઉપદ્રવની જડ હતી.

પરંતુ એમાં મેં કોઇ અનોખી વસ્તુ તો નથી કહી. બધાંય સ્ત્રી પુરુષો લગ્ન તો કરે છે. એમનાં જીવન આનંદથી વ્યતીત થાય છે. આનંદની ઇચ્છાથી તો આપણે લગ્ન કરીએ છીએ. આ જ મહોલ્લામાં સેંકડો માણસોએ બીજીવાર, ત્રીજીવાર, ચોથીવાર, અરે સાતમીવાર સુધ્ધાં લગ્ન કર્યાં છે, અને મારા કરતાં કેટલીય મોટી ઉંમરે. એ લોકો જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી આરામથી રહ્યા. એવું પણ નહોતું કે બધાય સ્ત્રી કરતાં પહેલાં મરી ગયા હોય! બબ્બે ત્રણ ત્રણવાર પરણવા છતાં કેટલાય પુનઃ રંડાયા હતા. જો મારા જેવી દશા એ બધાની થાત, તો ફરી પરણાવાનું કોઇ નામ જ શું કરવા લેત? ખુદ મારા પિતાજી જ પંચાવન વર્ષે ફરી પરણ્યા હતા, અને મારા જન્મ વખતે એમની ઉંમર સાઠ કરતાં પણ વધુ હતી. હા, એટલી વાત જરૂર છે કે ત્યારનામાંને અત્યારનામાં ઘણો ફેર પડી ગયો છે. પહેલાં સ્ત્રીઓ ભણેલી-ગણેલી નહોતી. પતિ ચાહે ગમે તેવો હોય, તેને પૂજ્ય ગણતી, યા તો એમ હોય કે પુરુષ બધું સમજવા કરવા છતાં

નિર્દયતાથી વર્તતો હોય; અવશ્ય એમ જ છે! જ્યારે એક યુવક વૃદ્ધા સાથે પ્રસન્ન ન રહી શકે તો પછી એક યુવતી એક વૃદ્ધ પતિને પરણીને કયાંથી પ્રસન્ન રહી શકે? પરંતુ હું તો કાંઈ એવો વૃદ્ધ ન હતો. મને જોઇને કોઈ ચાલીસ વર્ષ કરતાં વધારે ન ધારે. કાંઈ પણ હો, જુવાની વીતી જતાં યુવાન કન્યા સાથે લગ્ન કરીને કાંઇક ને કાંઇક નિર્દયતા તો જરૂર વાપરવી જ પડે છે. એમાં કશો સંદેહ નથી. સ્ત્રી સ્વભાવથી જ લજ્જાશીલ હોય છે. કુલટાઓની વાત તો જુદી છે, પરંતુ સાધારણ રીતે સ્ત્રી પુરુષ કરતાં અનેકગણી વધુ સંયમશીલ હોય છે. યોગ્ય પતિ મળવા બાદ તે ભલે પરપુરુષ સાથે હસી બોલી લે પરંતુ એનું મન શુદ્ધ રહે છે. પરંતુ અયોગ્ય લગ્ન થતાં, તે ભલે પરપુરુષ તરફ આંખ પણ ઊંચી ન કરે, છતાં તેનું ચિત્ત તો દુઃખી જ રહેતું હોય છે. એ એક મજબૂત દિવાલ છે, તેમાં કોદાળી કશી અસર નથી કરી શકતી; આ કાચી દિવાલ છે, અને જ્યાં સુધી કોદાળીનો હાથ ન પડે, ત્યાં સુધી તે ઊભી રહે છે.

આવા વિચારો કરતાં કરતાં મુનશીજીની જરાક આંખ મળી ગઈ. મનોભાવોએ તત્કાળ સ્વપ્નનું રૂપ ધારણ કરી લીધું. એમણે એમાં જોયું કે એમની પહેલી પત્ની મન્શારામની સામે ઊભી રહી કહેતી હતી: “સ્વામી, એને તમે આટલી નિર્દયતાથી મારી નાખ્યો? આવા આદર્શચરિત્ર બાળક પર તમે આવડું મોટું ઘોર કલંક મૂકયું? હવે બેઠા બેઠા શું કરવા પસ્તાવો છો? તમે તો એનાથી જાણે કે હાથ જ ધોઇ નાખ્યા? હું તમારા નિર્દય હાથમાંથી તેને છોડાવી મારી સાથે લઇ જાઉં છું. તમે આવા વહેમી તો કયારેય નહોતા! શું ફરીવાર લગ્ન કરતાં જ તમે વહેમને પણ સાથે ગળે બાંધતા

આવ્યા? આવા કોમળ હૃદય પર આવો કઠોર આઘાત! આવું ભીષણ કલંક? આટલું મોટું અપમાન સહન કરીને જીવનારો તો કોક જ હૃદયહીન હશે ! મારો પુત્ર એ સહન નહિ કરી શકે." એમ કહેતાં તેણે પુત્રને ગોદમાં ઊંચકી લીધો, અને તે ચાલવા લાગી. મુનશીજીએ રોતાં રોતાં તેની ગોદમાંથી મન્શારામને છીનવી લેવા હાથ લાંબા કર્યા, ત્યાં આંખો ઉઘડી ગઇ, અને ડૉકટર લાહિરી, ડાકટર ભાટિઆ આદિ અરધો ડઝન ડૉકટરોને પોતાની નજર સમક્ષ ઊભેલા તેમણે જોયા.

# પ્રકરણ ૧૨ મું

ત્રણ દિવસ વીતી ગયા છતાં હજી મુનશીજી ઘેર નહોતા આવ્યા. રુક્મિણી સવાર સાંજ ઇસ્પિતાલ જતી, અને મન્શારામની ખબર કાઢી આવતી. બન્ને છોકરા પણ જતા, પરંતુ નિર્મળા શી રીતે જાય? તેના પગોમાં તો બેડીઓ પડી હતી. તે મન્શારામની માંદગીના સમાચાર જાણવા માટે વ્યગ્ર રહ્યા કરતી, જો તે રુક્મિણીને પૂછતી તો જવાબમાં મહેણાં જ સાંભળવાનાં મળતાં, અને છોકરાઓને પૂછતાં તેઓ ધડપૂછડા વિનાની વાતો કહેવા લાગતા. એકવાર એને જાતે જોઇ આવવા માટે એનું ચિત્ત વ્યાકુળ થઈ રહ્યું હતું. તેને ભય રહેતો હતો કે સંદેહે ક્યાંક મુનશીજીના પુત્રપ્રેમને શિથિલ કરી દીધો ન હોય, ક્યાંક એમની કૃપણતા જ મન્શારામના સારા થવાના માર્ગમાં આડખીલીરૂપ ન બની હોય? ડૉકટર કોઇના ય સગા નથી થતા, એમને તો પોતાની ફી સાથે કામ, બીમાર પછી જહન્નમમાં જાય કે બહિસ્તમાં! તેના મનમાં પ્રબળ ઇચ્છા થતી હતી કે જઇને ઇસ્પિતાલના ડૉકટરને એક હજારની થેલી

આપીને કહ્યું કે: "આમને બચાવો, આ થેલી આપને ભેટ છે." પરંતુ તેની પાસે ન તો એટલાં નાણાં હતાં કે ન તો એટલું સાહસ હતું. અત્યારે પણ હજી એ ત્યાં પહોંચી જાત, તો મન્શારામ સાજો થઈ જાત. તેની જેવી સેવા સુશ્રુષા થવી જોઈએ, તેવી થતી નથી, નહિ તો શું ત્રણ દહાડા સુધી તાવ ન ઉતરે? આ દૈહિક જ્વર નથી, માનસિક જ્વર છે, અને ચિત્ત શાંત થતાં જ એને પ્રકોપ ઓછો થઇ શકે છે. જો તે ત્યાં રાતભર પણ બેસી રહી શકત, અને મુનશીજી જરા પણ મન મેલું ન કરત, તો કદાચ મન્શારામને ખાત્રી થઈ જાત કે પિતાનું હૃદય સાફ છે, અને પછી તેને સાજા થતાં વાર ન લાગત. પરંતુ એવું ક્યાંથી બની શકે? મુનશીજી પોતાને ત્યાં જોઇને પ્રસન્નચિત્ત રહી શકે ખરા? શું હજી પણ એમના દિલમાંથી વહેમ દૂર નથી થયો? અહીંથી જતી વેળાએ તો એવું લાગ્યું હતું કે એ પોતાના પ્રમાદ પર પસ્તાઇ રહ્યા છે. એવું તો ન બને કે પોતે ત્યાં જતાં જ મુનશીજીનો વહેમ પાછો ભડકી ઊઠે, અને તે પુત્રના પ્રાણ લઇને જ અટકે!

આવી દુવિધામાં પડ્યા પડ્યા ત્રણ દિવસ વીતી ગયા, અને ન ઘરમાં ચૂલો સળગ્યો કે ન કોઇએ કશું ખાધું. છોકરાઓ માટે બજારમાંથી પૂરીઓ આવતી, પરંતુ રુક્મિણી અને નિર્મળા તો ભૂખ્યાં જ સૂઇ જતાં. તેમને ભોજન કરવાની ઇચ્છા જ થતી નહોતી.

ચોથે દિવસે જિયારામ શાળાએથી પાછો ફર્યો, ત્યારે એ ઇસ્પિતાલમાં જતો આવ્યો હતો. નિર્મળાએ તેને પૂછ્યું: "કેમ ભાઇ, ઇસ્પિતાલ ગયા હતા? આજે શા સમાચાર છે? તમારા ભાઇ ઊઠ્યા કે નહિ?"

જિયારામ રાયા જેવા થઇ બોલ્યો : " માતાજી, આજે તો એ કશું બોલતાચાલતા પણ નહોતા. ચૂપચાપ ખાટલા પર પડ્યાપડ્યા હાથપગ પછાડતા હતા."

નિર્મળાના ચહેરાનો રંગ ઊડી ગયો. તેણે ગભરાઈને પૂછ્યું : " તમારા બાબુજી ત્યાં ન હતા ? "

જિયારામ : " હતા કેમ નહિ ? આજે તો એ ખૂબ જ રોતા હતા."

નિર્મળાનું કાળજું ધડકવા લાગ્યું. તેણે પૂછ્યું : " ડોકટરો ત્યાં નહોતા ? "

જિયારામ : " ડૉકટરો પણ ત્યાં હાજર હતા, અને અંદરઅંદર કાંઇ ગુસપુસ કરતા હતા. સૌથી મોટો સિવિલ સર્જન કહેતો હતો કે બીમારના શરીરમાં નવું તાજું લોહી નાખવું જોઇએ. તે સાંભળી બાબુજીએ કહ્યું કે મારા શરીર માંથી જોઇએ તેટલું લોહી લઈ લ્યો. પરંતુ સિવિલ સર્જને હસીને કહ્યું : " તમારું લોહી કામ ન આવે, કોઇ જુવાન માણસનું લોહી જોઇએ." પછી તેણે ભાઈના હાથમાં કાંઇક પિચકારી દ્વારા દવા નાખી. લગભગ ચાર આંગળ જેટલી સોય હાથમાં ખોસી ઘાલી હતી, પરંતુ ભાઈ તો જરા હાલ્યા સરખા પણ નહિ. મેં તો ડરના માર્યા આંખો પણ બંધ કરી દીધી હતી."

મોટા મોટા મહાન સંકલ્પો આવેશના આવેગમાં જન્મ પામે છે. જ્યાં નિર્મળા ભયથી સૂકાઇ જતી હતી ત્યાં અત્યારે તેના મુખ પર દ્રઢ સંકલ્પની આભા ઝળકી ઊઠી, તેણે પોતાના દેહમાંથી તાજું લોહી આપવાનો નિર્ણય કરી લીધો. જો પોતાના લોહીથી મન્શારામના પ્રાણ બચી જતા હોય, તો

પોતાના રક્તના છેલ્લા બિંદુ સુધી તે આપવા તૈયાર હતી. હવે જેને જે સમજવું હોય તે સમજે, પોતે કશી પરવા નહિ કરે. તેણે જિયારામને કહ્યું : "તમે દોડતા જઇ એક ગાડી લઇ આવો, મારે ઇસ્પિતાલ જવું છે."

જિયારામ : "ત્યાં તો અત્યારે ઘણા માણસો હશે. જરા રાત તો પડવા દો."

નિર્મળા : "ના, તમે હમણાં જ જઇને ગાડી લઈ આવો."

જિયારામ : "ક્યાંક બાબુજી ગુસ્સે થયા તો ?"

નિર્મળા : "છો ગુસ્સે થતા. તમે હમણાં જ જઇને ગાડી લઈ આવો."

જિયારામ : "હું તો કહી દઇશ કે માતાજીએ જ મને ગાડી લઇ આવવા માટે આગ્રહ કર્યો હતો."

નિર્મળા : "કહી દેજો."

જિયારામ ગાડી લેવા ગયો, અને તે દરમિયાન નિર્મળાએ વાળ ઓળ્યા, કપડાં બદલ્યાં, આભૂષણ પહેર્યાં, પાન ખાધું અને બારણે આવી ગાડીની રાહ જોવા લાગી.

રુક્મિણી પોતાના ઓરડામાં બેઠી હતી. વહુને આવી તૈયારીઓ કરતાં જોઇ તે બોલીઃ "ક્યાં જાય છે, વહુ ?"

નિર્મળા : "જરા ઇસ્પિતાલ જાઉં છું."

રુક્મિણી : "ત્યાં જઇને તું શું કરીશ ?"

નિર્મળા : "કાંઈ નહિ, હું શું કરવાની હતી ? કરનારો તો ભગવાન છે. એમને નજરે જોવા માટે દિલ તલપાપડ થઇ ગયું છે."

રુક્મિણી : "હું કહું છું કે નથી જવું."

નિર્મળાએ વિનીત ભાવે કહ્યું : "હમણાં જ જઈને આવતી રહીશ, મોટી બહેન ! જિયારામ કહેતા હતા કે અત્યારે એમની હાલત બહુ ખરાબ છે. મારો જીવ નથી માનતો, તમે પણ સાથે ચાલોને ?"

રુક્મિણી: "હું તો જોઇ આવી છું. એટલું સમજી રાખજે કે હવે નવું લોહી મળે તે પર બધો આધાર છે, પરંતુ પોતાનું તાજું લોહી કોણ આપે, અને શું કરવા આપે ? આપનારને પણ પોતા પ્રાણનો ભય હોય છે."

નિર્મળા: "એટલા માટે તો હું જાઉં છું. મારું લોહી ન ચાલે ?"

રુક્મિણી: "કેમ ન ચાલે, જુવાન માણસનું જ લોહી જોઇએ છીએ, પરંતુ તારા રક્તથી તેના પ્રાણ બચે તે કરતાં તો એને પાણીમાં ફેંકી દેવો એ હજાર દરજ્જે વધુ બહેતર છે."

ગાડી આવી ગઇ, અને નિર્મળા તથા જિયારામ બન્ને તેમાં બેસી ઇસ્પિતાલ તરફ રવાના થયાં.

રુક્મિણી રોતી રોતી બારણે કેટલીય વાર સુધી ઊભી રહી. આજે પહેલી જ વાર તેને નિર્મળા પર દયા આવી. તેનું ચાલત તો એ નિર્મળાને બાંધી રાખત. કરુણા અને સહાનુભૂતિનો આવેશ એને ક્યાં ઘસડી જતો હતો, તે પોતે અપ્રકટ રૂપે જોઈ રહી હતી. આહ ! આ દુર્ભાગ્ય–પ્રેરણા છે, આ સર્વનાશનો માર્ગ છે.

નિર્મળા ઇસ્પિતાલ પહોંચી, ત્યારે દિવાબત્તી થઇ ગયાં હતાં. ડૉકટરો બધા પોતપોતાનો મત દર્શાવી રવાના થઈ ચૂક્યા હતા. મન્શારામનો તાવ પણ કાંઇક હલકો પડ્યો હતો. તે એકીટસે દ્વાર તરફ જોઇ રહ્યો હતો. તેની દૃષ્ટિ ઉન્મુખ

આકાશ પ્રતિ, જાણે કે કોઈ દેવતાની પ્રતિક્ષા કરી રહ્યો હોય તેમ ચોંટેલી હતી. પોતે ક્યાં છે, કેવી હાલતમાં છે, તેનું તેને જરા પણ ભાન ન હતું.

સહસા નિર્મળાને જોતાં જ એ ચમકીને બેઠો થઈ ગયો. તેની સમાધિ તૂટી ગઇ. તેની વિલુપ્ત ચેતના પ્રદિપ્ત થઇ ગઇ. તેને પોતાની સ્થિતિનું, પોતાની દશાનું ભાન થયું, જાણે કે કોઈ ભૂલાઈ ગયેલી વાત યાદ આવી ગઇ. તેણે આંખો ફાડી નિર્મળા પ્રતિ જોયું અને પછી મોં ફેરવી લીધું.

એકાએક મુનશીજી તીવ્ર સ્વરે બોલ્યા: "તું અહીં શું કરવા આવી છું ?"

નિર્મળા અવાક બની ઊભી રહી. પોતે કેમ કરીને જણાવે કે પોતે શું કરવા આવી હતી ? આવા સીધા સાદા પ્રશ્નનો પણ એ શું કોઇ જવાબ આપી ન શકી? પોતે શું કરવા આવી ? આવડો ભારે જટિલ પ્રશ્ન કોની સમક્ષ ઉપસ્થિત થયો હશે! ઘરનું માણસ માંદું છે, તેને જોવા પોતે આવી છે, એ વાત શું પૂછ્યા વિના સમજાય તેવી ન હતી ? તો પછી આ પ્રશ્ન શા માટે ?

તે હતબુદ્ધિની જેમ, જાણે કે સંજ્ઞાહીન બની ગઇ હોય, તેમ ત્યાં સ્થિર બની ઊભી રહી. તેણે બન્ને છોકરાઓને મોંએથી મુનશીજીના શોક અને સંતાપની વાતો સાંભળી અનુમાન કર્યું હતું કે હવે એમનું દિલ સાફ થઈ ગયું હતું. પરંતુ હવે તેને જણાયું કે એ ભ્રમ હતો. હા, એ મહા ભ્રમ હતો. જો પોતે એમ જાણત કે આંસુઓની વૃષ્ટિએ પણ સંદેહનો અગ્નિ શાંત નથી પડતો, તો પોતે અહીં કદાપિ પણ ન આવત. પોતે

અંદરને અંદર બળીને ભસ્મ થઇ જાત, પરંતુ ઘરની બહાર ડગલું ન માંડત.

મુનશીજીએ પુનઃ એજ પ્રશ્ન કર્યો: "તું અહીં શું કરવા આવી ?"

નિર્મળાએ નિઃશંક ભાવે જવાબ આપ્યો: "આપ અહીં શું કરવા આવ્યા છો ?"

મુનશીજીનાં નસકોરાં ફડફડવા લાગ્યાં. તે ગુસ્સે થઇ ખાટલા પરથી ઊભા થયા, અને નિર્મળાનો હાથ પકડીને બોલ્યા: "તારે અહીં આવવાની કશી જરૂર નથી. જ્યારે હું બોલાવું ત્યારે આવજે, સમજી ?"

અરે ! આ શો અનર્થ થયો ? મન્શારામ જે ખાટલામાં પણ હાલી શકતો ન હતો, તે ઊઠીને ઊભો થઈ ગયો, અને નિર્મળાને પગે પડીને, રોતો રોતો કહેવા લાગ્યો : "માતાજી, આ અભાગિયા માટે આપને નાહકનું આટલું બધું કષ્ટ વેઠવું પડ્યું. હું આપનો સ્નેહ ક્યારેય નહિ ભૂલી શકું. ઈશ્વરને મારી એટલી જ પ્રાર્થના છે કે મને પુનઃ આપના પેટે જ જન્મ આપે, કે જેથી હું આપના પ્રતિનું મારું રૂણ અદા કરી શકું. માત્ર ઈશ્વર જ જાણે છે કે મેં આપને ક્યારેય અપરમાતા નથી માન્યાં, હું તો આપને મારાં સગાં માતાજ સમજતો હતો. આપની ઉંમર મારા કરતાં ભલે કાંઈ વધુ ન હો, પરંતુ આપ મારી માતાના સ્થાન પર હતાં, અને મેં સદૈવ આપને એ જ દૃષ્ટિથી જોયાં છે......હવે વધુ નથી બોલાતું માતાજી, ક્ષમા કરો ! આ આપણી અંતિમ મુલાકાત જ છે."

નિર્મળાએ અશ્રુપ્રવાહને રોકી રાખતાં કહ્યું : "તમે આવું શું કરવા બોલો છો ? બેચાર દિવસમાં જ સારા થઈ જશો."

મન્શારામે ક્ષીણ સ્વરે કહ્યું : "હવે જીવવાની ઇચ્છા

નથી, તેમ ન તો બોલવાની શક્તિ પણ રહી છે. ”

એમ કહેતાં કહેતાં મન્શારામ અશક્તિને લીધે ત્યાં જ ભોંય પર સૂઈ ગયો. નિર્મળાએ પતિ તરફ નિર્ભય નેત્રો વડે જોઈ કહ્યું : “ ડૉકટરોએ શું કહ્યું ? ”

મુનશીજી : “ બધાની અક્કલ બહેર મારી ગઈ છે. કહે છે કે તાજું લોહી જોઈએ. ”

નિર્મળા : “ તાજું લોહી મળે, તો પ્રાણરક્ષા થઈ શકશે ? ”

મુનશીજીએ નિર્મળા પ્રતિ તીવ્ર નેત્રોથી જોઈ રહેતાં કહ્યું: “ હું ઈશ્વર નથી, અને ડૉકટરોને પણ ઈશ્વર ગણતો નથી. ”

નિર્મળા : “ તાજું લોહી એ કોઈ અલભ્ય વસ્તુ નથી ! ”

મુનશીજી : “ આકાશના તારા પણ અલભ્ય નથી.

નિર્મળા : “ હું મારું લોહી આપવા તૈયાર છું. ડૉકટરને બોલાવો. ”

મુનશીજીએ વિસ્મિત બની કહ્યું : “ તું ? ”

નિર્મળા : “ હા ! કેમ મારું લોહી નહિ ચાલી શકે ? ”

મુનશીજી : “ તું તારું પોતાનું લોહી આપીશ ? ના, તારા લોહીની જરૂર નથી. એમાં પ્રાણ જવાનો ભય રહે છે. ”

નિર્મળા : “ મારા પ્રાણ બીજા કયા દિવસે કામ આવશે ? ”

મુનશીજીએ સજળ નેત્રોએ કહ્યું : “ ના નિર્મળા, એનું મૂલ્ય હવે મારી નજરમાં અનેકગણું વધી ગયું છે. આજપર્યંત એ મારા ભોગની વસ્તુ હતી, પરંતુ આજથી તે મારી ભક્તિની વસ્તુ છે. મેં તારી સાથે બહુ અન્યાય કર્યો છે, ક્ષમા કર ! ”

# પ્રકરણ ૧૩ મું

જે બનવાનું હતું તે બની ગયું, કોઇનું કશું ન ચાલ્યું. ડૉકટર નિર્મળાના દેહમાંથી લોહી ખેંચવાની તૈયારી કરતા હતા કે તે જ સમયે મન્શારામ પોતાના ઉજ્જવળ ચરિત્રની અંતિમ ઝળક દાખવી આ બ્રમલોકમાંથી વિદાય થઈ ગયો. કદાચ આટલી વાર સુધી તેના પ્રાણ નિર્મળાની જ વાટ જોઈ રહ્યા હતા. તેને નિષ્કલંક સિદ્ધ કર્યા વિના એ દેહત્યાગ કેવી રીતે કરી શકે? હવે એનો ઉદ્દેશ પૂરો થઇ ગયો, મુનશીજીને નિર્મળા નિર્દોષ હોવાની ખાત્રી થઈ ગઇ, પરંતુ ક્યારે? જ્યારે તીર હાથમાંથી વછૂટી ગયું હતું–જ્યારે મુસાફર પેંગડામાં પગ મૂકી ચૂક્યો હતો!

પુત્રશોકથી મુનશીજીનું જીવન ભારરૂપ થઇ ગયું. તે દિવસ બાદ ક્યારેય તેમના ઓઠ પર હાસ્ય ન ઝળક્યું. આ જીવન હવે તેમને વ્યર્થ જેવું ભાસતું હતું. કચેરીમાં જતા, પરંતુ મુકર્દમાઓ ચલાવવા માટે નહિ, માત્ર દિલ બહેલાવવા પૂરતા. કલાક બે કલાકમાં જ ત્યાંથી કંટાળીને ચાલ્યા આવતા. ખાવા

બેસતા તો મોંમાં કોળિયો ન જતો. નિર્મળા સારામાં સારી વાનીઓ બનાવતી, પરંતુ મુનશીજી બેચાર કોળિયા કરતાં વધુ ખાઇ ન શકતા. એવું લાગતું કે જાણે કોળિયા જ મોંમાંથી પડી જતા હતા. મન્શારામના ઓરડા તરફ પગ મૂકતાં જ એમનું હૃદય તૂટી જતું. જ્યાં એમની આશાઓનો દીપક સળગતો હતો, ત્યાં હવે નિબિડ અંધકાર છવાયો હતો. તેમના બે પુત્રો હજી પણ હયાત હતા, પરંતુ જ્યારે દૂધ દેતી ગાય જ મરી ગઇ, તો પછી વાછડાઓનો શો ભરૂંસો ? જ્યારે ફળફૂલ આપતું વૃક્ષ જ પડી ગયું, તો નાના નાના છોડવાઓની શી આશા ? એમ તો યુવાન વૃદ્ધ સૌ કોઈને મરવાનું છે, પરંતુ એમને દુઃખ એ વાતનું હતું કે પોતે જ પોતાના પુત્રના પ્રાણ લીધા. જે પળે આ વાત યાદ આવતી, તે વખતે એમ જ લાગતું કે જાણે હમણાં તેમની છાતી ફાટી જશે, જાણે હમણાં જ હૃદય અંદરથી બહાર નીકળી પડશે !

નિર્મળાને પતિ પ્રત્યે સાચી સહાનુભૂતિ હતી. જ્યાંસુધી બનતું ત્યાં સુધી એ તેમને પ્રસન્ન રાખવા મહેનત કરતી અને ભૂલેચૂકે પણ ગત વાતો જીભ પર ન લાવતી. મુનશીજી એની સાથે મન્શારામ વિષે કાંઈ પણ બોલતાં શરમાતા. તેમને મનમાં કોઈક કોઇક વાર થઇ આવતું કે એકવાર નિર્મળા સમક્ષ મારા મનના સમગ્ર ભાવો ખોલી બતાવું, પરંતુ લજ્જા, જુબાનને ખુલતાં અટકાવતી હતી. આ રીતે એમને એ શાંતિ પણ નહોતી મળતી કે જે પોતાની વ્યથા જાહેર કરી દેવાથી, બીજાને પોતાના શોકમાં સામેલ કરવાથી પ્રાપ્ત થાય છે. રોગ બહાર ન દેખાઇ, અંદર ને અંદર જ પોતાનું વિષ ફેલાવતો જતો હતો, દેહ દિનપ્રતિદિન ગળતો જતો હતો.

આ બાજુ કેટલાક દિવસો થયાં, મુનશીજી અને મન્શારામની

દવા કરનાર સાહેબ વચ્ચે ખૂબ ઘાડો સંબંધ બંધાયો હતો. એ બિચારો ક્યારેક ક્યારેક આવી મુનશીજીને સાંત્વના દેતો, ક્યારેક ક્યારેક પોતાની સાથે બહાર ફરવા જવા ખેંચી જતો. એની સ્ત્રી પણ બેચારવાર નિર્મળાને મળવા આવી હતી. નિર્મળા પણ ઘણીવાર તેને ત્યાં જઇ આવી હતી, પરંતુ જ્યારે જ્યારે ત્યાંથી પાછી ફરતી, ત્યારે દિવસો સુધી તે ઉદાસ થઇ જતી. એ દંપતિનું સુખમય જીવન જોઇને તેને પોતાના પર દુઃખ થયા વિના નહોતું રહેતું. ડૉકટર સાહેબને મહિને બસોનો પગાર મળતો, પરંતુ એટલામાં જ બન્ને આનંદથી જીવન વ્યતીત કરતાં હતાં. ઘરમાં કેવળ એક નોકરડી હતી. ઘરનું ઘણુંખરું કામ સ્ત્રીને પોતાના હાથે જ કરી લેવું પડતું. ઘરેણા પણ તેના દેહ પર બહુ ઓછાં હતાં, પરંતુ એ બન્ને વચ્ચે જે પ્રેમ હતો, તે ધનની તૃણવત પણ પરવા કરતો ન હતો. પતિને જોતાં જ એ સ્ત્રીનો ચહેરો ખીલી ઊઠતો, પત્નીને જોઇને ડૉકટર ન્યાલ થઇ જતા. નિર્મળાના ઘરમાં એ લોકોના કરતાં ઘણું વધારે ધન હતું, આભૂષણોથી તો એનો દેહ લચી પડતો, ઘરનું કોઇ કામ તેને પોતાના હાથે કરવું નહોતું પડતું, પરંતુ નિર્મળા આ બધું હોવા છતાં, સંપન્ન હોવા છતાં અધિક દુઃખી હતી, અને સુધા – ડૉકટરની પત્ની વૈભવહીન હોવા છતાં પણ અધિક સુખી હતી. સુધાની પાસે કોઇક એવી વસ્તુ હતી કે જે નિર્મળા પાસે ન હતી, કે જેની સમક્ષ તેને પોતાનો વૈભવ તુચ્છ ભાસતો હતો. એટલે સુધી કે તેને સુધાને ત્યાં ઘરેણાં પહેરીને જતાં પણ શરમ આવતી હતી.

એક દિવસ નિર્મળા ડૉકટરને ત્યાં ગઇ, ત્યારે તેને બહુ ઉદાસ જોઇને સુધાએ પૂછયું: “બહેન, આજે તમે બહુ ઉદાસ લાગો છો, વકીલસાહેબની તબિયત તો સારી છે ને ?”

નિર્મળાઃ "શું કહું સુધા! એમની હાલત તો દિનપ્રતિદિન વધુને વધુ ખરાબ થતી જાય છે – શું છે તે કશું કળી જ શકાતું નથી – કોણ જાણે ઈશ્વરે શું ધાર્યું છે?"

સુધાઃ "એ તો કહેતા હતા કે એમને ક્યાંક હવાફેર કરવા જવાની ખાસ જરૂર છે, નહિ તો કોઇ ભયંકર રોગ લાગુ પડી જશે. એ પોતે પણ વકીલ સાહેબને કેટલીય વાર કહી ચૂક્યા છે, પરંતુ એ પોતે તો એમ જ કહ્યા કરે છે કે મને કાંઇ જ થયું નથી, મારી તબિયત સરસ છે, મારે કશી ફરિયાદ નથી. આજે તમે તો કહી જોજો."

નિર્મળાઃ "જ્યારે ડૉક્ટર સાહેબનું કહ્યું નથી સાંભળતા, તો મારું કહેવું તો સાંભળવાના જ ક્યાંથી?"

એમ કહેતાં કહેતાં નિર્મળાની આંખો આંસુઓથી છલકાઇ ગઇ, અને મહિનાઓ થયાં તેના હૃદયને જે શંકા વિકળ કરી રહી હતી, તે આજે અનાયાસે જ બહાર નીકળી પડી. આજ-પર્યંત તેણે એ શંકાને છૂપાવી રાખી હતી, પરંતુ હવે તે વધુ વાર છૂપાવી ન શકી તે બોલીઃ "બહેન, મને તો કાંઇ લક્ષણ સારાં નથી દેખાતાં. જોઇએ, ભગવાને શું ધાર્યું છે?"

સુધાઃ "તમે આજે ખૂબ આગ્રહપૂર્વક એમને કહેજો કે ચાલો ક્યાંક હવાફેર કરવા જઇએ. બેચાર મહિના બહાર રહી આવવાથી ઘણી વાતો ભૂલાઇ જવાશે. હું તો માનું છું કે કદાચ મકાન બદલવાથી પણ એમનો શોક ઘણો ઓછો થઈ જશે. તમારાથી તો હવે ક્યાંય બહારગામ પણ નહિ જઈ શકાય. કેટલામો મહિનો જાય છે?"

નિર્મળાઃ "આઠમો? બાકી હતું તે વળી આ એક ચિંતા વધી છે. મેં તો આ માટે ક્યારેય ઇશ્વરને પ્રાર્થના નહોતી

કરી. આ બલા મારા માથે કયાંથી આવી પડી ? હું બહુ કમભાગી છું, બહેન ! લગ્નના એક જ માસ પૂર્વે પિતાજીનો દેહાન્ત થઇ ગયો. એમના જતાં જ મારા માથે શનિની પનોતી બેઠી. જ્યાં પહેલાં મારા લગ્નનું નક્કી કરવામાં આવ્યું હતું. એ લોકો હવે ફરી ગયા. બિચારાં માતાજીને અંતે હારીને મારાં અહીં લગ્ન કરવાં પડયાં. હવે નાની બહેનનાં થવાનાં છે. જોઇએ, એની નાવ કયા ઘાટે જઇને ઊભી રહે છે ? ”

સુધાઃ “ જ્યાં પહેલાં નક્કી થયું હતું, એ લોકો શાથી ફરી બેઠા હતા ? ”

નિર્મળાઃ “ એ તો એ લોકો જાણે. પિતાજી જ ન રહ્યા એટલે એમને સોનાની ગાંસડી કોણ બંધાવે ? ”

સુધા : “ આ તો નીચતા કહેવાય. એ કયાંના હતા ? ”

નિર્મળાઃ “લખનૌના ! નામ તો યાદ નથી, પરંતુ આબકારી ખાતામાં કોઇક મોટા અમલદાર હતા.”

સુધાએ ગંભીર ભાવે પૂછયું: “ અને એમનો છોકરો શું કરતો હતો ? ”

નિર્મળા. “ કશું નહિ, કયાંક ભણતો હતો, પરંતુ ખૂબ રૂપવાન હતો. ”

સુધાએ શીર નીચું નમાવી કહ્યું: “એમણે પોતાના પિતાને કશું ન કહ્યું ? એ તો જુવાન હતા, શું પોતાના બાપને દબાવીને કહી નહોતા શકતા ?”

નિર્મળાઃ “ હવે એ બધું હું શું જાણું, બહેન ? સોનાની ગાંસડી કોને વહાલી નથી લાગતી ? જે પંડિત અમારે ત્યાંથી સંદેશો લઇને ગયા હતા, એ તો કહેતા હતા કે છોકરો જ

ઇન્કાર કરતો હતો. છોકરાની મા અલબત દેવ જેવી હતી. તેણે પતિ અને પુત્ર બન્નેને સમજાવ્યા, પરંતુ એનું કશું ન ચાલ્યું."

સુધા: "મને તો એ છોકરો મળત, તો હું એની પૂરેપૂરી ખબર લઈ નાખત."

નિર્મળા: "મારા ભાગ્યમાં તો જે લખ્યું હતું, તે થઇ ગયું. બિચારી કૃષ્ણા પર ન જાણે શુંય વીતશે ?"

સંધ્યા સમયે નિર્મળાના ગયા બાદ જ્યારે ડૉકટર સાહેબ બહારથી આવ્યા, ત્યારે સુધાએ કહ્યું: "કેમ સાહેબ, જે માણસ એક જગાએ લગ્ન કરવાનો કૉલ આપી, પછી લોભને વશ થઈ ફરી બેસે, એ માણસને તમે શું કહેશો ?"

ડૉકટર સિંહાએ પત્ની પ્રતિ કુતૂહલથી જોઈ રહેતાં કહ્યું: "એવું એણે ન કરવું જોઇએ, બીજું શું ?"

સુધા: "એમ કેમ નથી કહેતા કે એ તો ઘોર નીચતા કહેવાય–સાવ છેલ્લી કક્ષાની અધમતા કહેવાય !"

સિંહા: "હા, એવું કહેતાં મને કશો વાંધો નથી."

સુધા: "કોનો અપરાધ મોટો ? વરનો યા તો વરના પિતાનો ?"

સિંહા હજુ સુધી નહોતો સમજી શકયો કે સુધા આ બધા પ્રશ્નો કયા હેતુસર પૂછી રહી હતી. તે વિસ્મય પામી બોલ્યો: "એ તો જેવી પરિસ્થિતિ ! જો વર પિતાને આધિન હોય, તો તો પિતા જ અપરાધી ગણાય !"

સુધા: "આધિન હોવા છતાં યુવાન આદમીનું પોતાનું કર્તવ્ય હોતું જ નથી શું ! જો તેને એકાદ કોટની જરૂર હોય

અને પિતા વિરોધ કરતો હોય, છતાં એ રોઈકકળીને પણ પોતાની ઇચ્છા પૂરી પાડે છે. તો શું આવા મહત્વના વિષયમાં તે પોતાનો અવાજ પિતાના કાન સુધી નહોતો પહોંચાડી શકતો? એમ કહો કે વર અને એના પિતા બન્ને જ અપરાધી છે, પરંતુ વર અધિક! વૃદ્ધ માણસ તો વિચાર કરે કે મારે બધોય ખરચ વેઠવો પડશે, સામા પક્ષ પાસેથી જેટલું વધારે પડાવી શકું, તેટલો જ મને તો વધારે લાભ છે. પરંતુ એ તો વરનો ધર્મ હોય છે, કે જો એ સાવ સ્વાર્થના હાથમાં વેચાઈ ગયો ન હોય તો એણે પોતાના આત્મબળનો પરિચય આપવો. જો તે એમ ન કરી શકે, તો હું કહીશ કે એ લોભી પણ છે, અને કાયર પણ! દુર્ભાગ્યવશાત એવો જ એક માણસ મારો પતિ છે, અને મને નથી સમજાતું કે કયા શબ્દોમાં હું તેનો તિરસ્કાર કરું?"

સિંહાએ અચકાતાં-અચકાતાં કહ્યું: "એ...એ...એ તો જુદી વાત હતી. એમાં લેવાદેવાનો ઝઘડો ન હતો, કાંઈક બીજું જ હતું. કન્યાના પિતાનો દેહાન્ત થઈ ગયો હતો. એવી પરિસ્થિતિમાં અમે બીજું શું કરીએ? વળી એવું પણ સાંભળવામાં આવ્યું હતું કે કન્યામાં કાંઇક ખોડ છે. એ સાવ જુદી વાત હતી, પરંતુ તને આ બધી કહી કોણે?"

સુધા: "કહી દોને સાથેસાથે કે કન્યા કાણી હતી, કુબડી હતી કે કુંભારણના પેટની હતી કે ભ્રષ્ટા હતી! એટલું શું કરવા બાકી રહેવા દો છો? ભલા સાંભળું તો ખરી કે એ કન્યામાં શું ખોડ હતી?"

સિંહા: "મેં જાતે તો એને જોઇ જ નહોતી, પરંતુ એમ સાંભળવામાં આવ્યું હતું કે એનામાં કશીક ખોડ હતી."

સુધા: "સૌથી મોટી ખોડ એ હતી કે તેના પિતાનો

સ્વર્ગવાસ થયો હતો, અને તે મોટી સોનાની ગાંસડી બંધાવી શકે એવી સ્થિતિમાં નહોતી રહી. આટલી વાતનો સ્વીકાર કરતાં મોતિયા કેમ મરી જાય છે? હું કાંઇ તમારા કાન તો નહિ કાપી લઉં? જો બેચાર કડવા બોલ સંભળાવું તો આ કાનેથી સાંભળી બીજા કાનેથી કાઢી નાખજો. વધારે બકબક કરું, તો ખૂણામાં સોટી તૈયાર પડી છે. ઓરત જાત તો ચૌદમા રતનથી જ સીધી રહે. જો એ કન્યામાં ખોડ હતી તો હું કહીશ કે ખુદ લક્ષ્મી પણ ખોડ વિનાની નથી. તમારાં તકદીર ખોટાં હતાં, બસ! બીજું શું? તમે તો મારા નસીબે લખાયેલા હતા!"

સિંહા: "પણ તને એ બધું કહ્યું કોણે કે તે આવી હતી, અને તે એવી હતી! જેમ તેં કોઇના કહેવા પરથી આ બધું માની લીધું, તેમ અમે પણ લોકોની વાતો સાંભળી માની લીધું હતું."

સુધા: "મેં માત્ર સાંભળીને જ નથી માની લીધું, પરંતુ મારી સગી આંખોએ જોયું છે. વધારે વખાણ શું કરું, મેં આવી સુંદર સ્ત્રી ક્યારેય જોઇ નથી."

સિંહાએ વ્યગ્ર બની પૂછયું: "શું એ અહીં જ ક્યાંય રહે છે? સાચું કહે, તેં એને ક્યાં જોઇ હતી? એ શું અહીં આવી હતી?"

સુધા: "હા, તે અહીં આપણે ઘેર આવી હતી, અને એક જ વાર નહિ, પરંતુ અનેકવાર આવી ચૂકી છે. હું પણ એને ત્યાં અનેકવાર જઇ ચૂકી છું. વકીલસાહેબની પત્ની છે એ જ એ કન્યા, કે જેને તમે ખોડવાળી કરીને તજી દીધી હતી!"

સિંહા : "સાચું ?"

સુધા : "સાવ સાચું ! આજે જો એને એમ ખબર પડે કે આપ જ એ મહાપુરુષ છો, તો કદાચ એ આ ઘરમાં ફરી પગ પણ ન મૂકે. આવી સુશીલ, ઘર કામમાં આવી નિપુણ અને આવી પરમ સુંદર સ્ત્રીઓ આ આખાય શહેરમાં માત્ર બે ચાર જ માંડ હશે. તમે મારાં વખાણ કર્યા કરો છો, પરંતુ હું તો એની દાસી બનવાને પણ યોગ્ય નથી ! ઘરમાં ઇશ્વરનું આપ્યું બધુંય છે, પરંતુ જ્યાં ઘરનું માણસ જ મેળ વગરનું. ત્યાં એ બધાનો શો ઉપયોગ ? ધન્ય છે એની ધિરજ-ને કે તે આ વૃદ્ધ બબૂચક વકીલ સાથે પોતાનું જીવન વ્યતીત કરી રહી છે. હું હોત તો કયારનુંય ઝેર ખાઇ મરી ગઇ હોત. પરંતુ મનની વ્યથા માત્ર કહેવાથી જ થોડી પ્રગટ થાય છે. હસે છે, બોલે છે, ઘરેણાં કપડાં પણ પહેરે છે, પરંતુ એનું રોમેરોમ રડયા કરે છે."

સિંહા : "વકીલસાહેબ વિરુદ્ધ ખૂબ ફરિયાદ કરતી હશે ?"

સુધા : "ફરિયાદ શું કરવા કરે ? શું એ એના પતિ નથી ? સંસારમાં હવે તેને માટે કાંઇ છે, તો તે વકીલસાહેબ જ છે. એ વૃદ્ધ હોય યા રોગી, પરંતુ છે તો એના સ્વામી જ ! કુળવતી નારી પતિની નિંદા નથી કરતી—એ કામ કુલટાઓનું છે. એતો એમની દશા જોઇ મનમાં બળ્યા કરશે, પરંતુ મોંએથી કશું નહિ કહે !"

સિંહા : "આ વકીલસાહેબને વળી એ કયાંથી સૂઝયું કે આ ઉંમરે પરણવા નીકળી પડયા."

સુધા : "એવા માણસો ન હોય, તો ગરીબ ઘરની

કુંવારી સ્ત્રીઓની નાવ કોણ પાર ઉતારે? તમે અને તમારા જેવા તો સોનાની ગાંસડી સિવાય વાત નથી કરતા, તો પછી આવી બિચારીઓ કોને ઘેર જાય? તમે આ અત્યંત ભારે અન્યાય કર્યો છે, અને તમારે એનું પ્રાયશ્ચિત કરવું પડશે. ઇશ્વર એનું સૌભાગ્ય અમર રાખે, પરંતુ વકીલસાહેબને ન કરે નારાયણને જો કાંઇક થઈ ગયું, તો એ બિચારીનું તો જીવન જ નષ્ટ થઈ જશે. આજે તો એ ખૂબ રોતી હતી. તમે લોકો સાચે જ ખૂબ નિર્દય હો છો. હું તો મારા સોહનનાં લગ્ન કોક ગરીબની કન્યા સાથે જ કરીશ."

ડૉકટર સાહેબે આ છેલ્લું વાકય ન સાંભળ્યું. એ ઘોર ચિંતામાં પડી ગયા હતા. એમના દિલમાં આ પ્રશ્ન વારંવાર જાગૃત થઈ એમને વિકળ કરવા લાગ્યો : "કયાંક વકીલ-સાહેબને કાંઇક થઈ ગયું તો?" આજે તેમને પોતાના સ્વાર્થનું ભયંકર સ્વરૂપ નજરે પડયું. વાસ્તવમાં આ એમનો પોતાનો જ અપરાધ હતો. જો પોતે પિતાજીને તે વખતે આગ્રહપૂર્વક કહી દીધું હોત કે હું બીજે કયાંય લગ્ન નહિ કરું, તો શું એ ઇચ્છા વિરુદ્ધ પોતાનાં બીજે કયાંય લગ્ન કરી શકત?

સહસા સુધાએ કહ્યું : "કહો તો કાલે જ તમારી નિર્મળા સાથે મુલાકાત કરાવી દઉં. એ પણ જરા તમારી સૂરત જોઇ લે. એ કશું બોલશે તો નહિ, પરંતુ કદાચ એક જ દૃષ્ટિમાં તે તમારો એટલો બધો તિરસ્કાર કરશે કે એ તમે કયારે ય ભૂલી નહિ જઈ શકો. બોલો, કાલે મુલાકાત કરાવી દઉં? તમારો બહુ જ સંક્ષેપ પરિચય પણ કરાવી દઇશ."

સિંહાએ કહ્યું : "ના, ના સુધા, તને હાથ જોડું છું, કયાંક એવો ગજબ ન કરી બેસતી? નહિ તો સાચું કહું છું કે હું ઘર છોડીને નાસી જઇશ."

સુધા : " જે કાંટા વાવ્યા છે, એનાં ફળ ખાતાં કેમ આટલા બધા ડરો છો? જેના ગરદન પર છરી ફેરવી છે, એને જરા તડપતાં તો જુઓ! મારા પિતાજીએ પાંચ હજાર આપ્યા હતા, કેમ? હજી નાના ભાઈના લગ્નમાં બીજા પાંચ છ હજાર મળશે? પછી તો તમારા જેવો શ્રીમંત જગતમાં બીજો કોઈ નહિ રહે! અગિયાર હજાર, બાપ રે બાપ! અગિયાર હજાર રોકડા! એકએક લઈને મૂકવા બેસીએ તો મહિના વીતી જાય. અરે છોકરાઓ ઉડાવ ઉડાવ કરે, તો પણ ત્રણ પેઢી સુધી ન ખૂટે. ક્યાંય વાતચીત ચાલી રહી છે કે નહિ? " આ પરિહાસથી ડૉક્ટર સાહેબ એટલા બધા શરમિંદા થઈ ગયા કે માથું સુદ્ધાં ઊંચુ ન કરી શક્યા. એમનું બધું ય વાક્ચાતુર્ય અદૃશ્ય થઈ ગયું. માર પડ્યો હોય તેમ મોઢું જરાક જેટલું થઈ ગયું. તે જ વખતે કોઈએ ડૉક્ટરને બહારથી બૂમ પાડી. બિચારા પ્રાણ બચાવીને નાઠા. સ્ત્રી કેટલી પરિહાસકુશળ હોય છે—એનો આજે એમને બહુ સારો અનુભવ થયો હતો.

રાતના શયન કરતી વખતે ડૉક્ટરે સુધાને કહ્યું : " નિર્મળાને હજી એક નાની બહેન છે, નહિ? "

સુધા: " હા, આજે એની જ વાત કરતી હતી. એની ચિંતા અત્યારથી સવાર થઇ ગઈ છે. પોતાના પર તો જે કાંઇ વીતવાનું હતું તે વીતી ગયું, એ બિચારી હવે બહેનની ચિંતા કરતી હતી. માની પાસે તો હવે કશું ય નથી રહ્યું, એટલે નાછૂટકે કોક આવા જ વૃદ્ધને ગળે એને પણ વળગાડી દેવામાં આવશે. "

સિંહા : " નિર્મળા ધારે તો આ વખતે પોતાની માને મદદ કરી શકે છે. "

સુધાએ તીક્ષ્ણ સ્વરે કહ્યું : " તમે પણ ક્યારેક ક્યારેક પગમાથા વિનાની વાતો કરવા લાગો છો. નિર્મળા બહુ કરે તો બસો ચારસો રૂપિયા આપે, બીજું શું કરી શકવાની હતી? વકીલસાહેબની હાલત કેવી થતી જાય છે એ તો તમે જાતે જુઓ છો, અને એને હજી પહાડ જેટલી ઉંમર વિતાવવાની બાકી છે. તદુપરાંત કોણ જાણે છે કે એમના ઘરની અંદર-ખાનેથી સ્થિતિ કેવી હશે. આજે છ માસ થયાં એ તો ઘેર બેઠા છે. રૂપિયા કાંઇ આસમાનમાંથી થોડા જ પડે છે ! દસ વીસ હજાર હશે, તો પણ એ બેંકમાં હશે, કાંઇ નિર્મળા પાસે તો નહિ જ પડયા હોય? આપણું મહિને બસોનું ખરચ છે, તો એમનું ચારસોનું પણ નહિ હોય?"

સુધાને તો નિદ્રાએ વશ કરી લીધી, પરંતુ ડૉક્ટર સાહેબે ક્યાંય સુધી પાસાં બદલ્યાં. પછી કાંઇક વિચાર કરી એ ઊભા થયા, અને મેજ પાસે બેસી એક પત્ર લખવા લાગ્યા.

# પ્રકરણ ૧૪ મું

ત્રણે વાતો એક સાથે બની–નિર્મળાએ કન્યાને જન્મ આપ્યો, કૃષ્ણાના વિવાહ થયા અને મુનશી તોતારામનું મકાન લિલામ થઇ ગયું. કન્યાનો જન્મ એ તો સામાન્ય વાત હતી, જો કે નિર્મળાની દૃષ્ટિમાં તો આ એના જીવનની એક મહાન ઘટના હતી, પરંતુ બાકીની બન્ને વાતો અસાધારણ હતી. કૃષ્ણાનો વિવાહ આવા સંપન્ન ઘેર શી રીતે નક્કી થયો? એની માતા પાસે પહેરામણી આપવા એક કોડી પણ નહોતી, અને આ બાજુ વૃદ્ધ સિંહા સાહેબ જ્યારથી પેન્શન લઇને ઘેર આવ્યા હતા, ત્યારથી નાતજાતમાં મહાલોભી તરીકે મશહૂર થઇ ચૂકયા હતા. એ પોતાના પુત્રનો વિવાહ આવા દરિદ્ર ઘેર કરવા કેવી રીતે રાજી થઇ ગયા? કોઇને તુરત જ એ વાત પર વિશ્વાસ બેસતો ન હતો. એથી પણ વધુ આશ્ચર્ય વાત તો મુનશીજીના ઘરના લિલામ થવાની હતી. લોકો મુનશીજીને લક્ષાધિપતિ તો નહિ, પરંતુ મોટા માણસ તો જરૂર માનતા હતા. એમનું મકાન શાથી લિલામ થઇ ગયું? વાત એમ હતી કે મુનશીજીએ કરજે

નાણું લઈ ગામ ગીરો રાખ્યું હતું. એમને આશા હતી કે વરસ છ માસમાં આ પૈસા પાછા આપી દઈશું. પછી પાંચ દસ વર્ષમાં એ ગામ પણ ઘેર આવી જશે. એ જમીનદાર મૂળ મૂડી અને તેનું વ્યાજ આપવામાં અસમર્થ નીવડશે. એવા ભરૂંસા પર મુનશીજીએ આ સોદો કર્યો હતો. ગામ બહુ મોટું ન હતું—ચારસો પાંચસો રૂપિયાની બચત રહેતી, પરંતુ મનનું ધાર્યું મનમાં જ રહી ગયું. મુનશીજી પોતાના દિલને ખૂબ સમજાવવા છતાં પણ કચેરીમાં ન જઇ શકયા. પુત્ર-શોકે એમનામાં કામ કરવાની કશી શક્તિ જ રહેવા ન દીધી. એવો કયો હૃદયહીન પિતા હશે કે જે પોતાના પુત્રની ગરદન પર તલવાર ચલાવ્યા બાદ શાંત રહી શકે ?

કરજે નાણું આપનાર પાસે બાર મહિના સુધી કશું વ્યાજ પણ ન પહોંચ્યું, અને ન તો તેના વારંવાર બોલાવવા છતાં મુનશીજી એની પાસે ગયા, એટલે સુધી કે છેલ્લીવાર તો એમણે કહી નાખ્યું કે હું કોઇનો ગુલામ નથી, શેઠજીને જે કરવું હોય તે કરે—એટલે એ શેઠને ગુસ્સો આવ્યો. તેણે દાવો દાખલ કર્યો. મુનશીજી બચાવ કરવા પણ ન ગયા. એકતરફી હુકમનામું થઇ ગયું. અહીં ઘરમાં પૈસા કયાં હતા ? આ સમય દરમિયાન મુનશીજીની શાખ ઓછી થઈ ગઈ હતી, એ પૈસા માટે કશો બંદોબસ્ત ન કરી શકયા. અંતે મકાન લિલામ થયું. નિર્મળા સુવાવડના ખાટલે હતી. આ ખબર સાંભળતાં. તેનું તો કલેજું જ જાણે ચાલતાં અટકી ગયું. જીવનમાં બીજું કશું સુખ ન હોવા છતાં તે ધનની ચિંતાઓથી મુકત હતી. ધન એ માનવજીવનમાં એક સર્વપ્રધાન વસ્તુ તો નહિ, પરંતુ તેની બહુ નિકટની વસ્તુ તો અવશ્ય છે. હવે અન્ય અભાવો સાથે આ ચિંતા પણ માથે સવાર થઇ. તેણે દાયણ મારફત કહેવડાવ્યું કે મારાં બધાં ઘરેણાં

વેચીને પણ ઘર બચાવી લ્યો, પરંતુ મુનશીજીએ આ પ્રસ્તાવનો કોઇપણ રીતે સ્વીકાર ન કર્યો.

તે દિવસથી મુનશીજી વળી વધુ ચિંતાગ્રસ્ત રહેવા લાગ્યા. જે ધનનું સુખ ભોગવવા માટે તેમણે લગ્ન કર્યાં હતાં, તે હવે અતીતની સ્મૃતિમાત્ર હતું. એ હવે ગ્લાનિના માર્યા નિર્મળાને મુખ સુદ્ધાં નહોતા બતાવી શકતા. એમને હવે પોતે નિર્મળા સાથે જે અન્યાય કર્યો હતો, તેનું અનુમાન થતું હતું. અને કન્યાના જન્મે તો બાકી રહેલી કસર પણ પૂરી કરી નાખી. સર્વનાશ જ કરી નાખ્યો ?

બારમે દિવસે નાહીને નિર્મળા શિશુને ગોદમાં લઇ પતિ પાસે ગઈ. તે આ અભાવમાં પણ એટલી બધી પ્રસન્ન હતી કે જાણે પોતાને કશી ચિંતા જ નથી. બાલિકાને હૃદય સાથે ચાંપી એ બધી ચિંતાઓ ભૂલી ગઇ હતી. શિશુનાં વિકસિત અને હર્ષપ્રદિપ્ત નેત્રો જોઈ તેનું હૃદય પ્રફુલ્લિત થઇ જતું. માતૃત્વના આ ઉદ્‌ગારમાં એનો સારોય ક્લેશ વિલીન થઇ ગયો હતો, તે શિશુને પતિની ગોદમાં આપી ન્યાલ થઇ જવા માગતી હતી, પરંતુ મુનશીજી કન્યાને જોઇને ડરી ગયા. એને ગોદમાં લેવા માટે એમનું હૃદય આતુર ન થયું, પરંતુ એમણે એક વાર એને કરુણ નેત્રોએ જોઇ, અને પછી માથું નમાવી દીધું. શિશુની મુખકાંતિ બરાબર મન્શારામ જેવી જ હતી.

નિર્મળા એમના મનના ભાવ કાંઇક બીજા જ સમજી. તેણે શતગુણ સ્નેહથી પુત્રીને છાતી સરસી ચાંપી, જાણે કે એ એમને કહેતી હતી: “ જો તમે આના બોજથી દબાઈ જતા હો, તો આજથી હું એનો પડછાયો પણ તમારા પર પડવા દઇશ નહિ. જે રત્ન મેં આટલી મોટી તપસ્યા બાદ મેળવ્યું છે, એનો

નિરાદર કરતાં તમારું હૃદય ફાટી નથી જતું?" તે એ જ ક્ષણે શિશુને છાતીએ ચાંપતી પોતાના ઓરડામાં ચાલી ગઇ, અને ક્યાંય સુધી રોઈ. તેણે પતિની આ ઉદાસીનતાને સમજવાની જરા પણ ચેષ્ટા ન કરી, નહિ તો કદાચ એ એમને આટલા બધા કઠોર ન માનત. તેના શિર પર, પતિ પર આવી પડયો હતો એટલો મોટો, ઉત્તરદાયિત્વનો ભારે બોજ ક્યાં હતો? જો એણે જરા વિચાર કરવાનો પ્રયત્ન કર્યો હોત તો આટલું પણ તેની સમજમાં ન આવત?

મુનશીજીને એક જ ક્ષણમાં પોતાની ભૂલ સમજાઇ. માતાનું હૃદય પ્રેમમાં એટલું બધું અનુરક્ત રહે છે કે ભવિષ્યની ચિંતાઓ અને કઠણાઇઓનો ભય તેને જરા પણ નથી લાગતો! તેને પોતાના અંતઃકરણમાં એક અલૌકિક શક્તિનો અનુભવ થાય છે, કે જે પોતાની સામે આવતી સઘળી કઠણાઈઓને પરાસ્ત કરી દે છે. મુનશીજી તુરત દોડતા ઘરમાં આવ્યા, અને શિશુને ગોદમાં લઇને બોલ્યા: "મને બરાબર યાદ છે, મન્શારામ પણ આવો જ હતો. બરાબર આના જેવો જ!"

નિર્મળા: "મોટીબહેન પણ એમ જ કહેતાં હતાં."

મુનશીજી: "બરાબર એવી જ મોટી મોટી આંખો અને લાલ લાલ ઓઠ છે. ઈશ્વરે મને મારો મન્શારામ આ રૂપે પાછો આપ્યો. એજ માથું, એજ મોં, અને એજ હાથપગ! ઇશ્વર, તારી લીલા અપાર છે!"

સહસા રુકિમણી પણ આવી પહોંચી. મુનશીજીને જોઇને તે બોલી: "જુઓ ભાઇ, બરાબર મન્શારામ જેવી જ છે નહિ? એ જ પાછો આવ્યો છે. કોઇ ભલે ગમે તે કહે, હું

માનવાની નથી, આ ચોકખી મન્શારામ જ છે. એને ગયાને પણ લગભગ વરસ થઇ ગયું. ”

મુનશીજીઃ “ બહેન, એકેએક અંગ મળતું આવે છે. બસ, ભગવાને મને મારો મન્શારામ પાછો આપ્યો. [ બાળકને ] કેમરે, તું મન્શારામ જ છું ને ? હવે અમને બધાને મૂકીને જવાનું નામ ન દઇશ, નહિ તો પાછો ખેંચી લાવીશ. કેવો નિષ્ઠુર બનીને નાઠો હતો ? અંતે પકડી લાવ્યો કે નહિ ? બસ આ એકવાર કહી દીધું કે હવે અમને છોડીને જવાનું નામ ન દઇશ. જુઓ બહેન, કેવી એકીટસે તાકી રહી છે ? ”

તે જ પળથી પુનઃ મુનશીજીએ અભિલાષાઓનું જીવન રચવું શરૂ કરી દીધું. મોહે, પુનઃ એમને સંસાર પ્રતિ આકર્ષ્યા. માનવજીવન ! તું કેટલું ક્ષણભંગુર છું, પરંતુ તારી કલ્પનાઓ કેટલી બધી દીર્ઘાયુ છે ! એ જ તોતારામ જે સંસાર પ્રતિ વિરક્ત બનતા જતા હતા, જે રાતદહાડો મૃત્યુને આવાહન કર્યા કરતા હતા, તે હવે તૃણનો આશરો મેળવી તટે પહોંચવા માટે પૂરી શક્તિ સાથે હાથપગ વીંઝોટતા હતા !

પરંતુ તરણાંનો આશરો પામી કોઇ તટ સુધી પહોંચ્યું છે ?

# પ્રકરણ ૧૫ મું

નિર્મળાને જો કે હજી પોતાના જ ઘરની માથાકુટમાંથી અવકાશ નહોતો મળ્યો, પરંતુ કૃષ્ણાના લગ્નનો સંદેશો મળતાં એ કોઈ પણ પ્રકારે રોકાઇ ન શકી. એની માતાએ એને ખૂબ આગ્રહ કરીને તેડાવી હતી. સૌથી મોટું આકર્ષણ એ હતું કે જ્યાં નિર્મળાનો પહેલાં વિવાહ નક્કી થયો હતો, એ જ ઘેર કૃષ્ણાનાં લગ્ન ઠર્યાં હતાં. આશ્ચર્ય તો એ હતું કે આ વખતે કશી પહેરામણી માગ્યા વિના એ લોકો આ લગ્ન કરવા રાજી થયા હતા. નિર્મળાને કૃષ્ણાની બાબતમાં ખૂબ ચિંતા રહ્યા કરતી હતી. એ તો માનતી હતી કે મારી માફક એને પણ કોકને ગળે પધરાવી દેવામાં આવશે. એ ઘણું ઇચ્છતી કે પોતે માતાજીને કાંઇક મદદ કરી શકે, કાંઇક સહાયતા આપી શકે કે જેથી કૃષ્ણા માટે યોગ્ય વર મેળવવામાં તેમને કશી મુશ્કેલી ન નડે. પરંતુ આ બાજુ વકીલસાહેબ ઘેર બેસી રહેવાથી, અને શેઠનું હુકમનામું થવાથી, તેનો હાથ તંગીમાં રહેતો હતો. આવી પરિસ્થિતિમાં તેને

બહેનની સારે ઠેકાણે પડયાની ખબર મળતાં ખૂબ શાંતિ મળી. તે જવા માટે તૈયાર થઇ, અને વકીલસાહેબ તેને સ્ટેશન સુધી પહોંચાડવા આવ્યા. નાની બાળકી પ્રતિ તેમને ખૂબ પ્રેમ હતો. એને તો હેઠી મૂકતા જ ન હતા, એટલે સુધી કે એ પોતે નિર્મળાની સાથે જવા તૈયાર થઈ ગયા, પરંતુ લગ્નના એક મહિના પહેલાંથી સાસરિયામાં એ જઇને બેસે, એ નિર્મળાને ઉચિત ન ભાસ્યું.

નિર્મળાએ પોતાની માતાને અદ્યાપિ પર્યંત પોતાની વિતક કહાણી કહી નહોતી. જે વાત થવાની હતી તે થઈ ગઈ. પછી તેનાં રોદણાં રોઈ માતાને કષ્ટ આપવાથી અને રડાવવાથી શો ફાયદો? તેથી તેની માતા તો એમ જ માનતી હતી કે નિર્મળા એને સાસરે ખૂબ જ આનંદમાં છે. પણ હવે જ્યારે એણે નિર્મળાની સૂરત જોઇ, ત્યારે ક્ષણવાર એનું કલેજું જ ધબકતું અટકી પડયું. છોકરીઓ સાસરેથી સૂકાઇને નથી આવતી, અને તેમાંય નિર્મળા જેવી છોકરી કે જેને ત્યાં સુખની સર્વે સામગ્રીઓ હાજર હતી. તેણે કેટલીય છોકરીઓને બીજના ચંદ્રમા જેવી સાસરે જતી અને ત્યાંથી પૂનમનો ચંદ્રમા બનીને પાછી ફરતાં જોઈ હતી. તેણે મનમાં કલ્પના કરી હતી કે નિર્મળાનો રંગ ખૂબ ઉઘડયો હશે, દેહ ભરાઇને સુકોમળ બન્યો હશે, અંગપ્રત્યંગની શોભા કાંઈક ઓર જ બની ગઇ હશે! પણ હવે એને નજરે જોયા બાદ, એનું શરીર અરધું થઈ ગયું. તેમાં નહોતી યૌવનની ચંચળતા, કે નહોતી હૃદયને મોહ પમાડતી સુંદર છબી! એ કમનિયતા, વિલાસમય જીવનને અંગે આવતી એ સુકુમારતાનાં ત્યાં દર્શન પણ થતાં નહોતાં. મુખ પીળું, ચેષ્ટાઓ પડી ગયેલી, અંગ શિથિલ, તે ઓગણીસમા વર્ષમાં જ વૃદ્ધા થઈ ગઈ હતી. જ્યારે મા દીકરી રોઇ કકળીને શાંત પડયાં, ત્યારે

માતાએ પૂછ્યું: " કેમરે, તને ખાવાનું નહોતું મળતું કે શું? આના કરતાં તો તું અહીં હતી ત્યારે વધારે સારી હતી! તારે ત્યાં શી તકલીફ હતી?"

કૃષ્ણાએ હસીને કહ્યું: " ત્યાં તો એ શેઠાણી હતીને? શેઠાણી થાય તેને જગતભરની ચિંતાઓ કરવાની હોય છે એટલે ખાવાની ફુરસદ જ ક્યાંથી મળે?"

નિર્મળા: " ના બા, એમ નથી. મને ત્યાંનું પાણી માફક નથી આવતું, એટલે તબિયત આવી રહે છે."

માતા: " વકીલસાહેબ લગ્નમાં આવશેને? ત્યારે પૂછીશ કે મારી ફૂલ જેવી છોડીને લઈ જઈ, તેની આવી દશા કરી? ઠીક, હવે તું એ તો કહે કે તેં અહીં પૈસા શું કરવા મોકલ્યા હતા? મેં તો તારી પાસે ક્યારેય માંગ્યા ન હતા. ગમે તેવી મારી હાલત હશે, પરંતુ હજી દીકરીના ધન પર દહાડા ગુજારવા જેટલી વૃત્તિ ખરાબ થઇ નથી."

નિર્મળાએ ચકિત થઇને પૂછ્યું: " કોણે પૈસા મોકલ્યા હતા? માતા! મેં તો નથી મોકલ્યા?"

માતા: " જૂઠું ન બોલીશ. તેં પાંચસોની નોટો નહોતી મોકલી?"

કૃષ્ણા: " મોકલ્યા નહોતા, ત્યારે શું આસમાનથી આવીને પડયા? તારું નામ ચોકખું લખેલું હતું. છાપ પણ ત્યાંની હતી."

નિર્મળા: " તારા ચરણ સ્પર્શ કરીને કહું છું કે મેં પૈસા નહોતા મોકલ્યા. આ ક્યારે બન્યું?"

માતા: " આ લગભગ બે અઢી મહિના થયા હશે. પરંતુ તેં જ્યારે નથી મોકલ્યા, ત્યારે એ આવ્યા ક્યાંથી?"

નિર્મળાઃ " એ હું શું જાણું? પરંતુ મેં એ પૈસા નહોતા મોકલ્યા એ ચોક્કસ છે. મારે ત્યાં તો જ્યારથી જુવાન છોકરો મરી ગયો, ત્યારથી એ કચેરીમાં જ જતા નથી. મારો પોતાનો હાથ જ તંગીમાં હતો. પછી હું પૈસા ક્યાંથી મોકલું?"

માતાઃ " આ તો મહા આશ્ચર્યની વાત કહેવાય! ત્યાં તારું કોઈ બીજું સગુંસંબંધી તો નથી? વકીલસાહેબે તારાથી છૂપાવીને તો નથી મોકલ્યા?"

નિર્મળાઃ " ના બા, એ ક્યાંથી મોકલે?"

માતા; " તો આ વાતની ખાત્રી કરવી જોઈએ. મેં તો એ બધાય પૈસા કૃષ્ણાનાં ઘરેણાં કપડામાં વાપરી નાખ્યા છે. આ તો ભારે મુશ્કેલીની વાત થઇ."

બન્ને બહેનો વચ્ચે કોઇ વિષય પર વિવાદ ઊઠ્યો, અને કૃષ્ણા તેનો ફેંસલો કરવા જરા બહાર ગઈ, ત્યારે નિર્મળાએ માતાને પૂછ્યું: " આ લગ્નની વાત સાંભળી મને તો ખૂબ આશ્ચર્ય થયું. આ બધું કેવી રીતે બન્યું, બા?"

માતાઃ " અહીં પણ જે કોઇ સાંભળે છે, તે આશ્ચર્ય પામે છે. જે લોકોએ બધી ચોક્કસ કરેલી વાત ફેરવી નાખી, અને તે પણ કેવળ થોડા વધુ પૈસાના લોભમાં, એ જ લોકો વિના કશું લીધે શાથી આ લગ્ન કરવા તૈયાર થઈ ગયા, તે મારી સમજમાં પણ નથી આવતું. એમણે પોતે જ પહેલો કાગળ લખ્યો હતો. મેં તો સ્પષ્ટ લખી દીધું હતું કે મારી પાસે પહેરામણીમાં આપવા માટે ફૂટી બદામ પણ નથી. કંકુને કન્યા જ હું તો આપને આપી શકીશ."

નિર્મળાઃ " એનો કશો જવાબ ન આપ્યો?"

માતાઃ “ શાસ્ત્રીજી પત્ર લઇને ગયા હતા. એ તો કહેતા હતા કે આ વખતે મુનશીજી કશાની પણ આશા રાખતા નથી. પોતે પહેલી વખતે ફરી બેઠા તે માટે કંઈક શરમાતા પણ હતા. મુનશીજી તરફથી આવી ઉદારતાની આશા ન હતી, પરંતુ મેં સાંભળ્યું છે કે એમનો પુત્ર ઘણો સજ્જન માણસ છે. તેણે જ વચ્ચે પડીને પિતાને રાજી કરી લીધા છે. ”

નિર્મળાઃ “ પહેલાં તો એ જ સજ્જન પુરુષ થેલી માંગતા હતા ને ? ”

માતાઃ “ હા, પરંતુ આ વખતે તો શાસ્ત્રીજી કહેતા હતા કે પહેરામણીનું નામ સાંભળીને ચિડાતા હતા. સાંભળ્યું છે કે અહીં લગ્ન ન કરવા માટે પણ પસ્તાતા હતા. પૈસા ખાતર લગ્ન જતાં કર્યાં હતાં, અને બીજેથી પૈસા તો ખૂબ મળ્યા, પરંતુ સ્ત્રી મનપસંદ ન મળી. ”

નિર્મળાને એ પુરુષને જોવાની પ્રબળ ઉત્કંઠા જાગી, કે જે પોતાની અવહેલના કરી હવે પોતાની બહેનનો ઉદ્ધાર કરવા માગતો હતો. પ્રાયશ્ચિત જ ભલે રહ્યું; પરંતુ એવા પણ કેટલાક માણસો હોય છે કે જેઓ આવી રીતે પ્રાયશ્ચિત કરવા તૈયાર હોય છે. તેની સાથે વાતો કરવા માટે, નમ્ર શબ્દોદ્વારા તેનો તિરસ્કાર કરવા માટે, પોતાનું અનુપમ સૌંદર્ય દાખવી તેને વધુ બાળવા માટે, નિર્મળાનું હૃદય અધીરું થઈ ગયું. રાતના બન્ને બહેનો એક જ ઓરડામાં સૂતી. મહોલ્લામાં કઇ કઈ છોકરીઓ પરણી ગઇ, કોણ કોણ છોકરાંવાળી થઇ, કોનાં કોનાં લગ્ન ધામધૂમથી થયાં, કઇ કઇ કન્યાને પતિ ઇચ્છાનુકૂળ મલ્યો, કોણ કેટલાં અને કેવાં

ઘરેણાં લાવ્યું હતું, આ જ વિષય પર બન્ને બહેનો વચ્ચે ખૂબ વાર સુધી વાતચીત ચાલી. કૃષ્ણા વારંવાર ઇચ્છતી હતી હતી કે બહેનને એના ઘરના સમાચાર પૂછું, પરંતુ નિર્મળા એને કશું પૂછવાનો અવસર જ આપતી નહોતી. એ જાણતી હતી કે જો એ આ વાત પૂછશે, તો પોતાને તેનો જવાબ આપતાં સંકોચ થશે. અંતે એકવાર કૃષ્ણાને પૂછવાની તક મળી ગઈ: "મારા બનેવી પણ આવશેને?"

નિર્મળા: "આવવાનું કહ્યું તો છે."

કૃષ્ણા: "હવે તો તારી સાથે મેળ ખાય છે ને કે હજી પણ પહેલાંનાં જેવું જ ચાલે છે? હું તો એમ જ સાંભળતી કે બીજવર પોતાની પત્નીને પ્રાણ કરતાં પણ અધિક ગણે છે. પરંતુ અહીં તો મેં સાવ ઊલટી જ વાત જોઈ. તે એ શાથી એમ કરે છે?"

નિર્મળા: "હવે હું કોઇના મનની વાત શી રીતે જાણું?"

કૃષ્ણા: "હું તો માનું છું કે તારા રિસામણા સ્વભાવને લીધે એ ચિડાતા હશે. તું તો અહીંથી બળીજળી ગઇ હતી. ત્યાં જઈને પણ તેં એમને કાંઇક કહ્યું હશે."

નિર્મળા: "એવી વાત નથી કૃષ્ણા, હું સોગંદ ખાઇને કહું છું જો મારા મનમાં એમના પ્રતિ જરા પણ મેલ હોય! મારાથી બને છે, તેટલી તેમની સેવા કરું છું. એમને સ્થાને કોઇ દેવતા હોત, તો પણ હું આના કરતાં વધુ કશું કરી શકત નહિ. એમને પણ મારા પ્રતિ પ્રેમ છે, આખો દહાડો મારું મોં જોઇને બેસી રહે છે, પરંતુ જે વાત મારા અને એમના કાબૂના બહારની છે, એને માટે એ બિચારા પણ શું કરી શકે, અને હું પણ શું કરી શકું. ન તો એ યુવાન

થઇ શકે છે, કે ન તો હું વૃદ્ધા થઈ શકું છું. જુવાન બનવા માટે ન જાણે એ કેટલીય ભસ્મો અને દવાઓ ખાધા કરે છે, અને મેં વૃદ્ધા થવા માટે દૂધ ઘી બધું ત્યાગ કર્યું છે. હું તો ઘણું મથું છું કે મારા દુબળાપણાને લીધે કાંઇક અવસ્થાનો ભેદ ઓછો થાય. પરંતુ ન તો એમને પૌષ્ટિક પદાર્થોથી કશો ફાયદો થાય છે, અને ન તો મને અપવાસોથી. જ્યારથી મન્શારામનો દેહાન્ત થઇ ગયો, ત્યારથી તો એમની હાલત બહુ જ ખરાબ થઇ ગઈ છે."

કૃષ્ણાઃ "મન્શારામને તો તું પણ બહુ ચાહતી હતી?"

નિર્મળાઃ "એ છોકરો જ એવો હતો કે જે કોઇ એને જોતું, તે એને ચહાવા લાગતું. તેને હતી તેવી મોટી ચકચકિત વિશાળ આંખો તો મેં કોઇનામાં નથી જોઇ. કમળની જેમ મુખ હરદમ ખીલેલું જ રહેતું. એવો સાહસિક હતો કે પ્રસંગ આવે આગમાં કૂદી પડતાં પણ ન અચકાતો. કૃષ્ણા, હું તારી આગળ સાચી જ વાત કરું છું કે જ્યારે એ મારી પાસે આવીને બેસતો, ત્યારે હું મારી જાતને ભૂલી જતી. મનમાં તો એમ જ થયા કરતું કે એ આખો વખત મારી સામે બેસી રહે, અને હું એને જોયા કરું. મારા મનમાં પાપનો લેશ સરખો પણ અંશ ન હતો. જો એક ક્ષણ માટે પણ મેં એને બીજા કોઇ ભાવથી જોયો હોય, તો મારી જ આંખો ફૂટે. પરંતુ કોણ જાણે કેમ તેને મારી પાસે જોઇને મારું હૃદય ફૂલ્યું નહોતું સમાતું. તેથી મેં ભણવાનું બહાનું કર્યું, નહિ તો એ ઘરની અંદરના ભાગમાં તો આવતો જ નહોતો. હું એ પણ જાણું છું કે જો એના મનમાં પાપ હોત, તો હું એને માટે બધું કરત."

કૃષ્ણા, "અરે બહેન બસ કરો, કેવી વાતો મોંએ લાવો છો!"

નિર્મળા: "હા, આવી વાતો સાંભળવામાં ખરાબ લાગે છે, અને એ વાતો છે પણ ખરાબ, પરંતુ મનુષ્યના સ્વભાવને કોઇ નથી બદલી શકતું. તું જ કહે, એક પચાસ વર્ષના માણસ સાથે તારાં લગ્ન થાય, તો તું શું કરે?"

કૃષ્ણા: "બહેન, હું તો ઝેર પી લઉં. મારાથી તો એનું મોં પણ જોવાનું ન બની શકે."

નિર્મળા: "તો બસ એમ જ સમજી લે. એ છોકરાએ કયારેય મારા તરફ ઊંચી આંખે નહોતું જોયું. પરંતુ વૃદ્ધ માણસો વહેમી તો હોય છે જ, એટલે તારા બનેવી એ છોકરાના દુશ્મન બની ગયા. અને અંતે એના પ્રાણ લઇને જ અટકયા. જે દિવસે એને ખબર પડી કે પિતાજીના મનમાં મારા પ્રતિ સંદેહ છે, તે દિવસથી જ તેને તાવ આવવા માંડયો, કે જે જાન લઇને જ ઉતર્યો. એ અંતિમ સમયનું દશ્ય આંખો આગળથી દૂર નથી થતું. હું ઇસ્પિતાલ ગઈ હતી, એ જ્વરમાં બેહોશ હતો, ઊઠવાની પણ શકિત નહોતી, પરંતુ જ્યાં મારો સ્વર કાને પડયો નહિ કે ચમકીને બેઠો થયો, અને માતાજી કહી મારે પગે પડયો. [ રોઇ પડીને ] કૃષ્ણા, એ વખતે મનમાં તો એમ જ થતું હતું કે મારા પ્રાણ કાઢીને તેને આપું. મારા પગ આગળ જ એ મૂર્છિત થઇ ગયો, અને પછી આંખો ન ઉઘાડી ડૉકટરે એના બદનમાં તાજું લોહી દાખલ કરવાનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો, અને એ સાંભળીને હું ત્યાં જઇ પહોંચી હતી, પરંતુ હજી ડૉક્ટરો એ ક્રિયાનો પ્રારંભ કરવાની તૈયારી કરતા હતા કે એનો આત્મા ઊડી ગયો."

કૃષ્ણા: "તાજું લોહી મળવાથી એના પ્રાણ બચત?"

નિર્મળા: "એ તો કોણ કહી શકે? પરંતુ હું તો

મારા રક્તનું છેલ્લું ટીપું સુદ્ધાં આપવા તૈયાર હતી. તેની એવી હાલતમાં પણ એનું મુખમંડળ દીપકની જેમ ચમકતું હતું. જો એ મને જોતાં જ દોડતો આવી મારે પગે પડ્યો ન હોત, અને તે પહેલાં એના બદનમાં તાજું લોહી પહોંચી જાત, તો કદાચ એ બચી જાત!"

કૃષ્ણા: "તો તેં એને તે જ વખતે કેમ ન સુવાડી દીધો?"

નિર્મળા: "અરે ગાંડી, તું હજી વાત ન સમજી. તે તો મારા પગે પડી, માતા પુત્રનો સંબંધ દાખવી, પોતાના પિતાના દિલમાંથી વહેમ દૂર કરવા માગતો હતો. કેવળ એટલા માટે જ એ ઊઠ્યો હતો. મારો ક્લેશ દૂર કરવા માટે એણે પોતાનો ભોગ આપ્યો, અને તેની એ ઇચ્છા પૂરી થઇ. તારા બનેવી તે દિવસથી જ સીધા થઈ ગયા. હવે તો મને એમની દશા જોઇ દયા આવે છે. પુત્રશોક એમના પ્રાણ લઇને જ અટકશે. મારા પર સંદેહ લાવીને એમણે મારા પ્રતિ જે અન્યાય કર્યો છે, તેનું હવે તે પ્રાયશ્ચિત કરી રહ્યા છે. આ વખતે તો તું એમની સૂરત જોઇને જ ડરી જઇશ. સાવ ઘરડા થઇ ગયા છે. કમરમાંથી પણ કાંઇક વાંકા વળી ગયા છે."

કૃષ્ણા: "વૃદ્ધ માણસો આટલા બધા વહેમી શાથી હોતા હશે, બહેન?"

નિર્મળા: "એ તો જઇને એ વૃદ્ધોને જ પૂછ!"

કૃષ્ણા: "મને તો લાગે છે કે એમના મનમાં હમેશાં એક પ્રકારનો ભય રહ્યા કરતો હશે કે હું આ યુવતીને પ્રસન્ન નથી રાખી શકતો. તેથી જરા જરાશી વાતોમાં તેમને વહેમ પડવા માંડતો હશે."

નિર્મળા : બધું સમજે તો છે પછી, મને શું કરવા પૂછે છે?"

કૃષ્ણા : "એટલે જ બિચારા સ્ત્રીથી દબાતા પણ હશે. જોનારા તો એમ જ માનતા હશે કે આ બિચારા પોતાની બૈરીને ખૂબ ચાહે છે!"

નિર્મળા : "તું આટલી નાની ઉંમરે આ બધું ક્યાંથી શીખી? એ બધી વાતો હવે જવા દે, અને મને કહે કે તને તારો વર ગમે છે કે નહિ! તેનો ફોટો તો જોયો હશે?"

કૃષ્ણા : "હા, આવ્યો તો હતો. લાવું, જોશે?"

એક ક્ષણમાં કૃષ્ણાએ છબી લાવી નિર્મળાના હાથમાં મૂકી. નિર્મળાએ સ્મિત કરી કહ્યું: "તું બહુ ભાગ્યશાળી છું."

કૃષ્ણા : "માતાજીને પણ ખૂબ ગમ્યા છે."

નિર્મળા : "તને ગમે છે કે નહિ તે કહે. બીજાઓને ગમે છે કે નહિ તે મારે જાણવું નથી."

કૃષ્ણા જરા લજ્જા પામતી બોલી: "દેખાવે તો કાંઇ ખોટા નથી, સ્વભાવ તો ઇશ્વર જાણે. શાસ્ત્રીજી તો કહેતા હતા કે આવા સુશીલ અને ચારિત્ર્યવાન યુવકો બહુ ઓછા હશે."

નિર્મળા : "અહીંથી તારો ફોટો પણ મોકલાવ્યો હશે?"

કૃષ્ણા : "હા, શાસ્ત્રીજી જ લઇ ગયા હતા."

નિર્મળા : "એમને તું ગમી?"

કૃષ્ણા : "હવે પારકાના મનની વાત હું શું જાણું? શાસ્ત્રીજી તો કહેતા કે એ બહુ ખુશ થયા હતા."

નિર્મળા : "ઠીક હવે એ કહે, તને શી ભેટ આપું? અત્યારથી જ જણાવી દે, એટલે એ પ્રમાણે તૈયાર કરાવી રાખું."

કૃષ્ણા : " તને જે ગમે તે આપજે. એમને પુસ્તકો પ્રત્યે ખૂબ પ્રેમ છે. સારાં સારાં પુસ્તકો મંગાવી આપજે."

નિર્મળા : " હું એમને માટે નથી પૂછતી. તારા માટે પૂછું છું."

કૃષ્ણા : " મારે માટે જ તો હું કહું છું."

નિર્મળા છબી તરફ જોઇ રહેતાં બોલી : " કપડાં તો બધાં ખાદીના જણાય છે."

કૃષ્ણા : " હા, એ ચુસ્ત ખાદીધારી છે. મેં તો સાંભળ્યું છે કે પીઠે ખાદીના તાકા લાદી વેચવા પણ જાય છે. ભાષણો આપવામાં પણ નિપુણ છે.

નિર્મળા : " ત્યારે તો તારે પણ ખાદી પહેરવી પડશે. તને તો જાડાં કપડાં જરા પણ ગમતાં નથી."

કૃષ્ણા : " જ્યારે એમને જાડાં કપડાં જ બહુ ગમે છે, તો પછી મને કેમ નહિ ગમે? હું રેંટિયો ચલાવતાં પણ શીખી ગઇ છું."

નિર્મળા : " સાચું? સૂતર પણ કાંતે છે?"

કૃષ્ણા : " હા, બહેન, થોડું થોડું કાંતું છું. એ જ્યારે ખાદી પ્રતિ આટલો બધો પ્રેમ રાખે છે, ત્યારે રેંટિયો જરૂર કાંતતા હશે. એટલે જો મને એ ન આવડે, તો મારે કેટલું બધું શરમાવું પડે!"

આ પ્રમાણે વાતો કરતાં કરતાં બન્ને બહેનો સૂઈ ગઇ. આશરે બેએક વાગે નાની બાળકી રોઈ, એટલે નિર્મળાને જાગૃત થવું પડયું. જોયું તો કૃષ્ણાનો ખાટલો ખાલી પડયો હતો. નિર્મળાને આશ્ચર્ય થયું કે આટલી મોડી રાતે કૃષ્ણા કયાં ગઈ હશે. કદાચ પાણી–બાણી પીવા ગઇ હશે. પરંતુ

પાણીનો લોટો તો પાંગતે પડયો હતો, તો પછી એ ક્યાં ગઈ હશે? તેણે બે ત્રણ વાર એનું નામ દઇ બૂમો પાડી, પરંતુ કૃષ્ણાનો પત્તો ન હતો. એટલે નિર્મળા ગભરાઇ. તેના મનમાં જાત જાતની શંકાઓ આવવા લાગી. સહસા તેને ખ્યાલ આવ્યો કે કદાચ એ પોતાના ઓરડામાં ગઈ ન હોય. બાળકી ઊંઘી ગઇ, એટલે પોતે ઊઠીને કૃષ્ણાના ઓરડાના દ્વાર પાસે આવી. તેનું અનુમાન સાચું હતું. કૃષ્ણા પોતાના ઓરડામાં હતી. આખું ઘર નિદ્રાધિન હતું, અને એ બેઠી બેઠી રેંટિયો કાંતતી હતી. આટલી તન્મયતાથી તો તેણે કદાચ નાટક પણ નહિ જોયું હોય! નિર્મળા દિંગ થઈ ગઈ. અંદર જઇને બોલી, " આ શું કરે છે. અત્યારે રેંટિયો કાંતવાની વેળા છે?"

કૃષ્ણાએ ચમકીને ઊંચું જોયું, અને પછી સંકોચથી શિર ઝૂકાવીને બોલી: "તમારી ઊંઘ કયારે ઊડી ગઇ? પાણીબાણી તો મેં લાવી મૂકયું હતું."

નિર્મળા: " હું કહું છું કે તને દહાડે સમય નથી મળતો, તે અત્યારે પાછલી રાતે રેંટિયો કાંતવા બેઠી છું?"

કૃષ્ણા: " દહાડે તો ફુરસદ જ નથી મળતી."

નિર્મળા સૂતર જોઈને બોલીઃ " સૂતર તો ખૂબ બારીક છે."

કૃષ્ણા: " કયાં બારીક છે, આતો બહુ જાડું છે. હું ઝીણું સૂતર કાંતી એમને માટે એક ફેંટો તૈયાર કરવા માગું છું. મારા તરફથી એ એમને માટે ભેટ!"

નિર્મળા: " તેં ખૂબ સરસ વસ્તુ શોધી કાઢી. આથી વધુ મૂલ્યવાન વસ્તુ એમની દૃષ્ટિમાં બીજી કોઈ નહિ હોય.

ઠીક, હવે અત્યારે ઊભી થા, કાલે કાંતજે. ક્યાંક બીમાર પડી જશે, તો બધાં નાહકનાં ગભરાઈ જશે."

કૃષ્ણા : "ના બહેન, તમે જઈને સૂઈ જાઓ. હું હમણાં જ આવું છું." નિર્મળાએ વધુ આગ્રહ ન કર્યો—એ સૂવા ચાલી ગઈ. પરંતુ તેને નિદ્રા ન આવી. કૃષ્ણાની આ ઉત્સુકતા અને આ ઉમંગ જોઈ તેનું હૃદય કોઈ અલક્ષિત આકાંક્ષાથી આન્દોલિત થઈ ઊઠયું. આહ! અત્યારે એનું હૃદય કેટલું પ્રફુલ્લિત થઈ રહ્યું છે? અનુરાગે કેટલી બધી ઉન્મત્ત બનાવી રાખી છે? તેને તે વખતે પોતાનાં લગ્નનું સ્મરણ થયું. જે દિવસે ચાંલ્લા થયા હતા, તે દિવસથી જ એની સારીય ચંચળતા, સારીય સજીવતા અદૃશ્ય થઈ ગયાં હતાં. એ પોતાના ઓરડામાં બેસી પોતાના કિસ્મતને રોયા કરતી, અને ઈશ્વરને વિનંતિ કર્યા કરતી કે પ્રાણ લઈ લે. જેમ કોઈ અપરાધી પોતાના દંડની પ્રતિક્ષા કરે, તેમ તે પોતાનાં લગ્નની પ્રતિક્ષા કરતી. એ લગ્નની કે જેમાં તેના સારાયે જીવનની અભિલાષાઓ વિલીન થઈ જશે, જ્યારે માંડવા નીચે બનાવેલા હવનકુંડમાં તેની સમગ્ર આશાઓ બળીને ભસ્મ થઈ જશે.

# પ્રકરણ ૧૬ મું

મહિનાને વીતતાં વાર ન લાગી. લગ્નનું શુભ મુહૂર્ત આવી પહોંચ્યું. મહેમાનોથી ઘર ભરાઇ ગયું. મુનશી તોતારામ એક દિવસ અગાઉ આવી પહોંચ્યા હતા, અને તેમની સાથે નિર્મળાની સાહેલી પણ આવી હતી. નિર્મળાએ તો બહુ આગ્રહ કર્યો ન હતો, પરંતુ એ પોતે જ આવવા ખૂબ ઉત્સુક હતી. નિર્મળાને સૌથી મોટી ઉત્કંઠા તો એ જ હતી કે વરના મોટાભાઇના દર્શન કરીશ, અને બની શકશે તો એમની સુબુદ્ધિ માટે ધન્યવાદ આપીશ.

સુધાએ હસીને કહ્યું: "તમે એમની સાથે બોલી શકશો?"

નિર્મળા: "કેમ, બોલવામાં શો વાંધો છે? હવે તો સાવ જુદો જ સંબંધ થયો, અને હું કદાચ નહિ બોલી શકું, તો તમે તો છો જ!"

સુધા: "ના ભાઇ, આપણાથી એવું કાંઈ નહિ બને. હું તો પારકા પુરુષ આગળ એક શબ્દ પણ બોલી શકતી નથી. કોણ જાણે કેવોય માણસ હોય!"

નિર્મળા : “ માણુસ તો ખરાબ નથી, તદુપરાંત તમારે પોતાને તો એની સાથે કાંઇ લગ્ન કરવાનાં નથી, તો પછી થોડીક વાતચીત કરવામાં શો વાંધો છે ? ડૉકટર સાહેબ અહીં હોત, તો હું તમને રજા અપાવત.”

સુધા : “ જે લોકો હૃદયના ઉદાર હોય છે, તે બધાય શું ચારિત્ર્યના પણ ઉદાર હોય છે ? પારકી સ્ત્રી સામે નિર્લજ રીતે તાકી રહેતાં તો કોઈ પુરુષને સંકોચ નથી થતો ?”

નિર્મળા : “ ઠીક, ન બોલશો, હું જ વાત કરીશ, એમને જેટલી મને જોવી હોય એટલી ધરાઇને જોઇ લ્યે. બસ, હવે તો રાજી થયાં ?”

એટલામાં કૃષ્ણા ત્યાં આવી પહોંચી. નિર્મળાએ સ્મિત કરી કહ્યું : “ સાચું કહેજે કૃષ્ણા, તારું મન અત્યારે કેમ ઉચાટમાં હોય એમ લાગે છે ? ”

કૃષ્ણા : “ મારા બનેવી તમને બોલાવે છે, પહેલાં જઇને એ શું કહે છે એ સાંભળી આવો, પછી ગપ્પાં હાંકજો. બહુ ગુસ્સે થયા છે.”

નિર્મળા : “ શું કામ બોલાવે છે ? તેં પૂછ્યું નહિ ? ”

કૃષ્ણા : “ એમની તબિયત ઠીક નથી લાગતી. બહુ દુબળા પડી ગયા છે.”

નિર્મળા : “ તો જરા પાસે બેસીને એમનું દિલ બહેલાવવું હતું ને, અહીં શું કરવા દોડી આવી ? એમ કહે કે ઇશ્વરની મહેરબાની થઇ, નહિ તો તને પણ એવો જ વર મળવાનો હતો. જરા બેસીને વાતો તો કરવી હતી ! ડોસાઓ વાતો બહુ સરસ રીતે કરતાં શીખેલા હોય છે. જુવાન માણસોને એવી ડિંગો મારતાં નથી આવડતી. ”

કૃષ્ણા : " ના બહેન, તમે જ જાઓ. મારાથી તો એમની પાસે બેસી જ નથી શકાતું."

નિર્મળા ચાલી ગઇ, એટલે સુધાએ કૃષ્ણાને કહ્યું : " હવે તો જાન આવી પહોંચી હશે. કેમ કોઇ વર પોંખવાની તૈયારી નથી કરતું ? "

કૃષ્ણા : " કોણ જાણે બહેન, શાસ્ત્રીજી એ માટેની બધા સામગ્રી તો એકઠી કરે છે."

સુધા : " સાંભળ્યું છે કે વરની ભોજાઇ બહુ કડક સ્વભાવની છે."

કૃષ્ણા : " કોણે કહ્યું ? "

સુધા : " મેં તો સાંભળ્યું છે, એટલે તને ચેતાવું છું. ચાર વાતો ગમ ખાઇને સાંભળી લેવી પડશે."

કૃષ્ણા : " મને કોઇ સાથે લડવાની આદત નથી. જ્યારે મારા તરફથી એને કશું ફરિયાદ કરવાનું કારણ જ નહિ મળે. પછી એને અનાયાસે ગુસ્સે થવાની શી જરૂર પડશે ? "

સુધા ? " હા, સાંભળ્યું છે કે એને તો અમથાં અમથાં પણ ઝઘડવાની ટેવ છે."

કૃષ્ણા : " હું તો સો વાતની એક વાત જાણું કે નમ્રતા પત્થરને પણ પીગળાવી દે છે."

સહસા બહાર શોર મચ્યો કે જાન આવે છે. બન્ને રમણીઓ જઇ બારીએ બેઠી. એક ક્ષણમાં નિર્મળા પણ આવી પહોંચી વરના મોટાભાઇને જોવા એ ખૂબ ઉત્સુક હતી.

સુધા બોલી : " શી રીતે ખબર પડશે કે વરનો મોટા-ભાઈ કયો ? "

નિર્મળા : " શાસ્ત્રીજીને પૂછું તો ખબર પડે. હાથી પર

તો કૃષ્ણાના સસરા છે. ઠીક, આ ડૉકટરસાહેબ અહીં કયાંથી આવી પહોંચ્યા ? પેલા ઘોડા પર કોણ છે, જોતાં નથી ?"

સુધા : "હા, છે તો એ જ !"

નિર્મળા : "એ લોકો સાથે મિત્રતા હશે. બાકી એમને કશું સગપણ તો નથી, કેમ ?"

સુધા : "હવે ભેગા થાય ત્યારે પૂછી જોઉં. મને તો કશી ખબર જ નથી."

નિર્મળા : "પાલખીમાં પેલું કોક બેઠું છે, એ તો વરના મોટાભાઈ જેવું નથી લાગતું."

સુધા : "નારે ના, એતો કોક મોટો ફાંદવાળો છે."

નિર્મળા : "બીજા હાથીપર કોણ બેઠું છે, એ સમજ નથી પડતી."

સુધા : "એ જે હોય તે, પરંતુ વરનો મોટોભાઇ નથી એ ચોક્કસ. એની ઉંમર જ જોને–ચાલીસ કરતાં પણ વધુ હશે."

નિર્મળા : "શાસ્ત્રીજી તો અત્યારે વર પોંખવાની ધમાલમાં હશે, નહિ તો જઇને એમને પૂછી આવત."

સંગોગવસાત એટલામાં નાવી ત્યાં આવી પહોંચ્યો. પેટી–પટારાની ચાવીઓ નિર્મળા પાસે જ રહેતી. અત્યારે થોડા પૈસાની જરૂર પડી હતી, એટલે નિર્મળાની માતાએ એને નિર્મળા પાસે મોકલ્યો હતો. આ નાવી પણ પંડિત મોટેરામ સાથે ચાંલ્લા કરતી વખતે ગયો હતો. નિર્મળાએ કહ્યું: "કેમ, હમણાં જ જોઇએ છે ?"

નાવી : "હા બહેન, આવીને ઊભાં ઊભાં આપી જાઓ."

નિર્મળા : "ઠીક આવું છું, પરંતુ પહેલાં એ બતાવ કે તું વરના મોટાભાઇને ઓળખે છે ?"

નાવી : " ઓળખતો કેમ નથી, આ પેલું સામે કોણ છે?"

નિર્મળા : " ક્યાં, હું તો કોઇ જોતી નથી? "

નાવી : " અરે, આ પેલા ઘોડા પર છે તે ! એ જ એ?"

નિર્મળાએ ચકિત થઇ કહ્યું : " શું કહે છે, એ ઘોડાપર જ વરના મોટાભાઇ છે ? બરાબર ઓળખે છે કે અટકળથી કહે છે ?"

નાવી : " અરે બહેન, એટલું પણ શું હું ભૂલી જઇશ ? હજી હમણાં તો સામૈયું કરીને ચાલ્યો આવું છું."

નિર્મળા : " અરે, આ તો ડૉકટર સાહેબ છે. મારી પાડોશમાં જ રહે છે."

નાવી : " હા, હા, એ જ તો ડૉકટર સાહેબ છે."

નિર્મળાએ સુધા પ્રતિ જોઇને કહ્યું: " આની વાતો તો સાંભળીને, બહેન ? "

સુધાએ હાસ્યને રોકી રાખતાં કહ્યું: " જૂઠું બોલે છે."

નાવી : " ઠીક ભાઇસાહેબ, હું ભલે જૂઠો જ રહ્યો. મોટા માણસની સામે થઇને કાંઇ કશું બોલાય ? પરંતુ હમણાં શાસ્ત્રીજી પાસે ખાત્રી કરાવી આપું છું, પછી તો માનશો ને ?"

નાવીને આવતાં વાર લાગી, એટલે પંડિતજી પોતે જ આંગણામાં આવીને બૂમો પાડવા મંડ્યા: " આ ઘરની મર્યાદા તો હવે ઇશ્વરને જ હાથ છે. નાવી કલાક થયાં ગયો છે, પરંતુ હજી પૈસાનો જ પત્તો નથી."

નિર્મળા : " જરા તમે પોતે જ ઉપર આવી જાઓને, શાસ્ત્રીજી : તમે કહો એટલા રૂપિયા કાઢી આપું ? "

શાસ્ત્રીજી ધૂંધવાતા ધૂંધવાતા અને જોરથી હાંફતા હાંફતા ઉપર આવ્યા, અને પછી એક દીર્ઘ શ્વાસ લઇને બોલ્યા: "શું

છે, અત્યારે વાતો કરવાનો વખત નથી. જલદી પૈસા કાઢી આપો."

નિર્મળા: "લ્યો. આ કાઢી આપું તો છું, પછી એના ચાર હાથ તે ક્યાંથી કરું? પહેલાં એ તો બતલાવો કે વરનો મોટો ભાઈ કયો?"

શાસ્ત્રીજી: "રામરામ, આટલીશી વાત માટે મને દાદરાની ચઢઉતર કરાવી? નાવી શું નહોતો ઓળખતો?"

નિર્મળા: "નાવી તો કહે છે કે પેલા ઘોડાપર જે બેઠા છે, તે જ એ છે."

શાસ્ત્રીજી: "તો પછી બીજા કોને બતાવે? એજ એ છે."

નાવી: "કલાકનો કહું છું, પરંતુ બહેન માનતાં જ નહોતાં." નિર્મળાએ સુધા પ્રતિ સ્નેહ, મમતા, વિનોદ અને કૃત્રિમ તિરસ્કારની દૃષ્ટિથી જોતાં કહ્યું: "ઠીક, તો તમે જ અત્યાર સુધી મારી સાથે આ ત્રિયાચરિત્ર ખેલી રહ્યાં હતાં! મને આવી ખબર હોત, તો તમને અહીં આવવાનું આમંત્રણ જ ન આપત. ઓહ! ભારે ઊંડું પેટ છે તમારું! તમે મહિનાઓ થયાં મારી સાથે બદમાશી કરી રહ્યાં હતાં, છતાં ભૂલેચૂકે તમે એ બાબતનો એક શબ્દ પણ ન કાઢ્યો! હું તો બેચાર દહાડામાં જ જાહેર કરી દેત."

સુધા: "તમને ખબર પડી જાત, તો પછી તમે મારે ત્યાં આવત જ શાનાં?"

નિર્મળા: "આ તો ગજબ થયો, હું તો ડૉકટર સાહેબ સાથે કેટલીયવાર વાતો પણ કરી ચૂકી છું. આ બધું પાપ તમારા માથે. કૃષ્ણા, તેં જોઇને તારી જેઠાણીની બદમાશી? કેવી માયાવીનિ છે! એનાથી ડરીને ચાલજે."

કૃષ્ણા : "હું તો એવી દેવીનાં ચરણ ધોઇને માથે ચડાવીશ. ધન્યભાગ્ય કે એમનાં દર્શન થયાં ?"

નિર્મળા : "હવે સમજણ પડી. પેલા પાંચસો રૂપિયા પણ તમે જ મોકલાવ્યા હશે. હવે જો માથું હલાવ્યું તો સાચું કહું છું કે મારી બેસીશ."

સુધા : "પોતાને ઘેર બોલાવીને મહેમાનનું અપમાન ન કરાય."

નિર્મળા : "જુઓ તો ખરાં, હજી તમારી કેવી ખબર લઇ નાખું છું. મેં તો તમારું માન રાખવા જરા લખ્યું હતું, અને તમે તો સાચેસાચ આવી પહોંચ્યાં. ભલા, ત્યાંવાળા શું કહેતા હશે ?"

સુધા : "બધાને જણાવીને આવી છું."

નિર્મળા : "હવે તમારે ત્યાં હું કદાપિ પણ નહિ આવું. જરા એટલો તો ઇશારો કરી દેવો હતો કે ડૉકટરનો પડદો રાખજો."

સુધા : "એમણે જોઈ લીધી તેથી શું ખોટું થઈ ગયું ! જોવત નહિ તો પોતાના કિસ્મતને રોવત શી રીતે ? એ શી રીતે જાણત કે લોભમાં પડીને મેં કેવી અમૂલ્ય વસ્તુ ગુમાવી દીધી છે ? હવે તો તમને જોઈને લાલાજી હાથ મસળીને રહી જાય છે. મોંએથી તો કશું નથી કહેતા, પરંતુ મનમાં તો પોતાની ભૂલ પર એવા પસ્તાય છે !"

નિર્મળા : "હવે તમારે ત્યાં હું કદાપિ પણ નહિ આવું."

સુધા : "હવે ક્યાં નાસી છૂટાય એવું રહ્યું છે ? મેં ક્યાં તમારા ઘરનો રસ્તો નથી જોયો ?"

વર પોંખવાની ક્રિયા પૂરી થઇ ગઇ હતી. મહેમાનો બધા માંડવામાં બેસી જળપાન કરતા હતા. મુનશી તોતારામની જોડા-

જોડ જ ડૉક્ટર સિંહા બેઠા હતા. નિર્મળાએ બારણાની ફાટ-માંથી એમને બેઠેલા જોયા, અને તેનું કાળજું ક્ષણવાર ધબકતું અટકી ગયું. એક હતો આરોગ્ય, યૌવન અને પ્રતિભાનો દેવ, ...અને બીજો...એ વિષયમાં કાંઈ ન કહેવું એ જ વધુ ઉચિત છે.

નિર્મળાએ ડૉક્ટરને સેંકડોવાર જોયા હતા, પરંતુ આજે એમને જોતાં જ એના હૃદયમાં વિચારોનું જે તુમુલ તોફાન ઊઠ્યું, તેવું કદાપિ પણ બન્યું નહોતું. વારંવાર મનમાં એમ જ થતું હતું કે એમને બોલાવીને ખૂબ ધધડાવું. એવા તો બોલના ચાબખા મારું કે એ પણ યાદ કરે, રડાવીને જ છોડું, પરંતુ ડરીને રહી જતી હતી...જાન જાનીવાસે ચાલી ગઈ હતી, અને જમવાની તૈયારીઓ થતી હતી. નિર્મળા ભોજનના થાળ પસંદ કરવામાં ગૂંથાયેલી હતી કે સહસા એક નોકરડીએ આવીને કહ્યું: " બેટા, તને સુધાબહેન બોલાવે છે. તારા ઓરડામાં જ એ બેઠાં છે."

નિર્મળાએ થાળ મૂકી દીધા, અને ગભરાતી ગભરાતી સુધા પાસે આવી પહોંચી, પરંતુ ઓરડામાં પગ મૂકતાં જ, એ ત્યાં થંભી ગઇ—અંદર ડૉક્ટર સિંહા ઊભા હતા.

સુધાએ સ્મિત કરી કહ્યું: " લો બહેન, બોલાવી લાવી. હવે ઇચ્છામાં આવે, તેટલા ધધડાવો. હું બારણામાં જ ઊભી છું એટલે નાસી નહિ જઇ શકે."

ડૉક્ટરે ગંભીર ભાવે કહ્યું: " નાસે છે કોણ? અહીં તો શિર ઝૂકાવી ઊભો છું."

નિર્મળાએ હાથ જોડીને કહ્યું: " આજ પ્રમાણે સદા કૃપા-દૃષ્ટિ રાખજો, ભૂલી ન જશો. એટલી જ મારી વિનંતિ છે."

## પ્રકરણ ૧૭ મું

કૃષ્ણાનાં લગ્ન બાદ સુધા ચાલી ગઇ, પરંતુ નિર્મળા પિયરમાં જ રહી હતી. વકીલસાહેબ વારંવાર પત્રો લખતા હતા, પરંતુ એ ત્યાં જવાનું નામ જ દેતી નહોતી. ત્યાં જવાનું તેને મન જ થતું નહોતું. ત્યાં એવી કોઇ ચીજ ન હતી, કે જે તેને ખેંચી લાવે. અહીં માતાની સેવા અને નાના ભાઇઓની દેખરેખમાં તેનો સમય આનંદથી વીતતો હતો. વકીલસાહેબ પોતે તેડવા આવત, તો કદાચ એ જવા માટે તૈયાર થાત. પરંતુ આ લગ્નમાં મહોલ્લાની કેટલીક સ્ત્રીઓએ તેમની એવી તો દુર્ગતિ કરી હતી કે એ બિચારા હવે ફરીથી સાસરે જવાનું નામ જ લેતા નહોતા. સુધાએ પણ ઘણા પત્રો લખ્યા, પરંતુ નિર્મળાએ એની પણ દરકાર ન કરી. અંતે એક દિવસ સુધાએ નોકરને સાથે લીધો, અને સ્વયં આવીને ઊભી રહી.

જ્યારે બન્ને સખીઓ એકબીજાને ભેટી રહી, એટલે

સુધાએ કહ્યું : "તને તો ત્યાં જતાં જાણે કે ભૂત ખાઇ જવાનું હોય એવી બીક લાગતી લાગે છે."

નિર્મળા: "હા બહેન, ડર તો લાગે છે. પરણીને ગઈ હતી તે ત્રણ વરસે આવી. આ વખતે તો જઇશ એટલે જિંદગી આખી જ ત્યાં જવાની. પછી કોણ બોલાવે છે, અને કોણ આવે છે?

સુધા : "આવવા માટે કોણ રોકે છે, જ્યારે દિલમાં આવે ત્યારે ચાલી આવજે. ત્યાં બિચારા વકીલસાહેબ એવા તો ગભરાય છે.!"

નિર્મળા : "ખૂબ જ ગભરાતા હશે, રાતના ઊંઘ પણ નહિ આવતી હોય!"

સુધા : "બહેન, તારું હૈયું તો પત્થરનું છે. એમની હાલત જોઇને તો દયા આવે છે. કહેતા હતા કે ઘરમાં કોઇ પૂછનાર જ નહિ, ન મળે છોકરું કે કોઇ બીજું, કોની સાથે જીવ બહેલાવવો? જ્યારથી નવા મકાનમાં રહેવા આવ્યા છે, ત્યારથી તો ખૂબ જ દુ:ખી રહે છે."

નિર્મળા : "છોકરા તો ઇશ્વરના આપ્યા બબ્બે છે."

સુધા : "એ બન્ને વિરુદ્ધ તો ખૂબ ફરિયાદ કરતા હતા. જિયારામ તો હવે એમનુ કશું કહ્યું જ માનતો નથી. સામા જવાબ આપે છે. રહ્યો નાનો, એ પણ એને કહ્યે ચાલનારો છે. બિચારા મોટાને યાદ કરીકરીને આંસું ઢાળે છે."

નિર્મળા : "જિયારામ તો એવો ન હતો. ક્યારથી આવો બદમાશ થઇ ગયો? મારી તો બધી વાત માનતો, કહેતાં પહેલાં ઊઠીને ઊભો થતો."

સુધા : "કોણ જાણે, બહેન! સાંભળ્યું છે કે એ તો એમ કહેતો હતો કે તમે જ ભાઇને ઝેર દઇને મારી

નાખ્યો, તમે હત્યારાં છો. તારી સાથે લગ્ન કરવા માટે પણ કેટલીય વાર મહેણાં મારી ચૂક્યો છે! એવા એવા બોલ બોલે છે કે તે સાંભળીને વકીલસાહેબ બિચારા રડી પડે છે. અરે વધુ શું કહું, એક દહાડો તો પત્થર લઇને મારવા દોડ્યો હતો."

નિર્મળાએ ગંભીર ચિંતામાં પડી જતાં કહ્યું. "આ છોકરો તો મહાશેતાન નીકળ્યો. એને એવું કહ્યું કોણે કે એના ભાઇને એમણે ઝેર દઇને મારી નાંખ્યો?"

સુધા: "એ તારાથી જ સીધો થશે."

નિર્મળા માટે આ એક નવી ચિંતા ઉપસ્થિત થઇ. જો જિયારામ આવો જ રહ્યો. પોતાના સગા બાપ સાથે લડવા તૈયાર થઇ ગયો, તો પછી એ મારા કહ્યામાં તો રહેવાનો જ શાનો! તે મોડી રાત સુધી આ ચિંતામાં જ ડૂબી રહી. આજે એને મન્શારામ ખૂબ યાદ આવ્યો. તે હોત તો જિંદગી આરામથી જાત. આ છોકરો એના બાપના જીવતાં જ આમ કરે છે, તો એનો બાપ નહિ હોય ત્યારે તો કોણ જાણે શુંય કરશે! ઘર આખું જાણે કે ધૂળધાણી થઇ ગયું. નહિનહિ તો પણ થોડુંઘણું દેવું હજી તો માથે હશે જ. આવકને નામે તો મીંડું વળી ગયું હતું. હવે તો ઈશ્વર જ બચાવે તો બચીએ! આજે પહેલીવાર નિર્મળાને બાળકીની ચિંતા પેદા થઈ. એ બિચારીના કોણ જાણે શાય હાલ થશે? આટલું ઓછું હતું તે ઇશ્વરે લાવીને આ વિપત્તિ માથે નાખી. મને તો એની જરા પણ જરૂર નહોતી. જન્મવું જ હતું, તો કોક ભાગ્યશાળીને ઘેર જન્મ લેવો હતો ને! બાળકી તેને છાતી સરસી વળગીને સૂઈ ગઈ હતી. માતાએ તેને વધુ સરસી ખેંચી–જાણે કે કોઈ તેના હાથમાંથી છીનવી લેવા માગતું હતું.

નિર્મળાની પાસે જ સુધાનો ખાટલો હતો. નિર્મળા તો ચિંતાસાગરમાં ગોથાં ખાતી હતી, અને સુધા મીઠી નિદ્રાનો આનંદ લેતી હતી. શું એને પોતાના બાળકની જરા પણ ચિંતા છે? મૃત્યુ તો વૃદ્ધ કે યુવાન વચ્ચેનો ભેદ નથી રાખતું, તો પછી સુધાને શા માટે કોઈ ચિંતા નથી સતાવતી? એને તો મેં ક્યારેય ભવિષ્યની ચિંતાથી ઉદાસ થતી ન જોઇ!

સહસા સુધાની નિદ્રા ઊડી ગઈ. તેણે નિર્મળાને હજી સુધી જાગતી જ જોઈ, એટલે બોલી: " અરે! હજી સુધી તું જાગે છે?"

નિર્મળા: " ઊંઘ જ નથી આવતી."

સુધા: " આંખો બંધ કરી દે, એટલે એની મેળે આવશે. હું તો ખાટલામાં પડતાં જ ઘોરી જાઉં છું. એ ક્યારેક જાગતા હોય છે, તેની પણ ખબર નથી રહેતી. કોણ જાણે મને આટલી બધી ઊંઘ શાથી આવતી હશે! કદાચ કંઇક રોગ હશે!"

નિર્મળા: "હા, બહુ ભારે રોગ છે. એને રાજરોગ કહે છે. ડૉકટરસાહેબને કહેજે, તુરત દવા ચાલુ કરે."

સુધા: "તો જાગતી પડી રહીને શાના વિચારો કરું? ક્યારેક ક્યારેક પિયર યાદ આવે છે, ત્યારે તે દિવસે જરા મોડી આંખ મળે છે."

નિર્મળા: " ડૉકટરસાહેબ યાદ નથી આવતા?"

સુધા: " ક્યારેય નહિ, એ શું કામ યાદ આવે? જાણું છું કે ટેનિસ રમીને આવ્યા હશે, પછી ખાધું હશે અને આરામથી સૂઇ ગયા હશે."

નિર્મળા : "લે, સોહન પણ જાગ્યો. તું જાગી ગઇ; એટલે એ શાનો ઊંઘે?"

સુધા : "હા બહેન, એ એક એની વિચિત્ર આદત છે. મારી ઊંઘે ઊંઘે છે, અને મારી સાથે જ એ પણ ઊઠે છે. પેલા જન્મનો કોઇ તપસ્વી છે. જો એના કપાળ પર તિલકનું કેવું નિશાન છે? હાથ પર પણ તેવાં જ નિશાન છે. જરૂર કોક તપસ્વી છે."

નિર્મળા : "તપસ્વી લોકો તો ચંદન તિલક નથી કરતા. પેલા જનમનો કોઇ ધૂર્ત પૂજારી હશે. કેમરે અલ્યા, તું ક્યાંનો પૂજારી હતો! કહે જોઈએ!"

સુધા : "એનાં લગ્ન તો હું તારી બચ્ચી સાથે કરીશ."

નિર્મળા : "જાઓ બહેન, તમે તો ગાળો દેવા લાગ્યાં! બહેન સાથે તો ભાઈનાં લગ્ન થતાં ક્યાંય સાંભળ્યાં છે?"

સુધા : "પણ હું તો કરીશ, લોકોને જે કહેવું હોય તે ભલે કહે, આવી સુંદર વહુ મને બીજે ક્યાં મળવાની હતી? જરા જો તો બહેન, આનું શરીર ઉનું છે કે મને જ એવું લાગે છે?"

નિર્મળાએ સોહનના શરીરે સ્પર્શ કરીને કહ્યું: "ના ના, શરીર ઉનું છે, આ તાવ ક્યારનો આવ્યો? ધાવણ તો ધાવે છે ને?"

સુધા : "હજી હમણાં સૂતો હતો, ત્યાં સુધી તો શરીર ઉનું નહોતું, કદાચ શરદી લાગી હશે, ઓઢાડીને સુવાડી દઉં. સવાર સુધીમાં ઠીક થઈ જશે."

સવાર થતાં તો સોહનની હાલત વધુ ખરાબ થઇ ગઈ. તેના નાકમાંથી પાણી વહેવા માંડ્યું, અને તાવ પણ વધારે

જોરથી ચઢયો. આંખો ઊંચે ચઢી ગઇ, અને માથું ઢળી પડયું. ન તો એ હાથ પગ હલાવતો કે ન કશું બોલતો, બસ ચૂપચાપ પડયો હતો. એવું લાગતું હતું કે જાણે એને અત્યારે કોઈનુંય બોલવું નહોતું ગમતું. થોડી થોડી ઉધરસ પણ શરૂ થઇ હતી. હવે સુધા ગભરાઈ. નિર્મળાનો પણ મત પડયો કે ડૉક્ટરસાહેબને બોલાવવા, પરંતુ તેની વૃદ્ધ માતાએ કહ્યું: " ડૉક્ટર હકીમનું આમાં કશું કામ નથી. સાફ દેખાય છે કે છોકરાને કોકની નજર લાગી છે. પછી ડૉક્ટર આવીને શું કરશે ? "

સુધા : " મા, એને નજર કયાંથી લાગે ? એ આવ્યો ત્યારનો બહાર તો ગયો જ નથી. "

માતા : " નજર લાગી લાગતી નથી બેટા, કોક કોક માણસની દૃષ્ટિ જ એવી બૂરી હોય છે. આપોઆપ જ નજર લાગી જાય. કોક કોકવાર માબાપની પોતાની પણ નજર લાગે છે. જ્યારથી આવ્યો છે, ત્યારથી એકે વાર રડયો નથી. ચાવળાં છોકરાંઓની એવી જ ગતિ થાય છે. મને તો એને ચાળા કરતાં જોઇને જ ડર લાગ્યો હતો કે જરૂર કંઇક અનિષ્ઠ થવાનું છે. જોતી નથી આંખો કેટલી બધી ચઢી ગઈ છે ! નજર લાગ્યાની એ જ સૌથી મોટી નિશાની હોય છે. "

વૃદ્ધ ચાકરડી અને પડોશણ પંડિતાણીએ આ વાતને અનુમોદન આપ્યું. બસ, મહેંગુએ આવીને બાળકનું મોં જોયું, અને હસીને બોલ્યો: " બાઇસાહેબ, આ નજર છે, બીજું કશું નથી. જરા પાતળી ખીલીઓ મંગાવી આપો. ભગવાનની કૃપા હશે, તો સાંજ સુધીમાં બાળક હસતુંરમતું થઇ જશે."

પાંચ પાતળી ખીલીઓ લાવવામાં આવી, મહેંગુએ એને સરખી કરીને એક દોરાથી બાંધી, અને તેને જરા પલાળીને

જરા પોલા હાથોએ પાંચ વાર સોહનના માથે છાંટી. હવે જોયું, તો પાંચે ખીલીઓ નાની મોટી થઈ ગઈ હતી. બધી સ્ત્રીઓ આ કૌતુક જોઇને દિંગ થઇ ગઇ. હવે નજર છે એ વિષે કોને સંદેહ રહે? મહેંગુએ પુનઃ ખીલીઓ વડે સોહનના માથે પાણી છાંટવા માંડ્યું. આ વખતે ખીલીઓ સરખી થઇ ગઈ. માત્ર થોડું અંતર રહી ગયું. એ એમ દાખવતું હતું કે નજરની અસર હજી થોડીક રહી ગઈ છે. મહેંગુ બધાને દિલાસો દઈ, સાંજે ફરીથી આવવાનો વાયદો કરી ચાલ્યો ગયો. બાળકની દશા તો વધારેને વધારે ખરાબ થતી જતી હતી. ખાંસીનું જોર ખૂબ વધી ગયું. સાંજે મહેંગુએ આવી પુનઃ ખીલીઓનો ખેલ કર્યો. આ વખતે પાંચે ખીલીઓ બરાબર થઇ. સ્ત્રીઓ નિશ્ચંત થઇ ગઇ, પરંતુ સોહને તો રાત આખી ખાંસતાં ખાંસતા જ વિતાવી, એટલે સુધી કે કેટલીક વાર એની આંખો પણ ચઢી જતી. નિર્મળા અને સુધા બન્નેએ આખી રાત સોહન પાસે બેસીને વિતાવી. ખેર, રાત તો કુશળ ગઇ. હવે માતાજી નવી વાત લાવ્યાં. મહેંગુ નજર નથી ઉતારી શક્યો, તેથી એક મૌલવી પાસે ફૂંકાવવાની જરૂર છે. સુધા પુનઃ પોતાના પતિને ખબર આપી ન શકી. નોકરડી સોહનને ખૂબ ઢાંકીઢુંકીને એક મસ્જિદમાં લઇ ગઈ, અને ફૂંક નખાઈ આવી. સાંજે પણ પુનઃ એજ વિધિ થઇ, પરંતુ સોહન તો હતો તેમનો તેમ જ હતો. રાત પડી, અને સુધાએ મનમાં નિશ્ચય કર્યો કે જો આજની રાત સીધી જશે, તો જરૂર પોતે સવારમાં પતિને તાર કરશે.

પરંતુ રાત કુશળથી ન વીતી. અરધી રાત થતાં થતામાં તો બાળક હાથમાંથી નીકળી ગયું. સુધાની જીવનસંપતિ જોતજોતામાં તેના હાથમાંથી છીનવાઇ ગઇ.

જે બાળક, લગ્નના બે દિવસ પહેલાં આખા ઘરને હસાવતો હતો, તે આજે એ જ આખા ઘરને રડાવતો હતો. જે બાળકની નિર્દોષ મુખમુદ્રા જોતાં માતાનું હૃદય ફૂલ્યું ન સમાતું, તેજ બાળકની મુખમુદ્રા જોઇ આજે એ જ માતાની છાતી ફાટી જતી હતી. ઘરનાં બધાં માણસો સુધાને સમજાવતાં હતાં, પરંતુ એનાં આંસુ નહોતાં અટકતાં, એનું હૈયું કબજે નહોતું રહેતું. એને સૌથી મોટું દુઃખ એ વાતનું થતું હતું કે હવે પોતે પતિને મોં શી રીતે દેખાડી શકશે? એમને મેં ખબર સુદ્ધાં ન આપી!

રાતના જ તાર કરી દેવામાં આવ્યો, અને બીજા દિવસ સવારમાં નવ વાગતા વાગતામાં ડૉકટર સિંહા મોટરમાં આવી પહોંચ્યા. સુધાને એમના આગમનની ખબર પડી, એટલે એ વધુ ને વધુ ધ્રુસકે રડવા લાગી. બાળકની જળક્રિયા થઇ, ડૉકટર કેટલીક વાર અંદર આવ્યા, પરંતુ સુધા એમની પાસે ન ગઇ. એમની સમક્ષ શી રીતે જાય? એમને શી રીતે મોં બતાવે? પોતે પોતાની નાદાનીથી એમના જીવનનું રત્ન છીનવીને દરિયામાં ફેંકી દીધું હતું. હવે એમની પાસે જતાં એની છાતીના ટુકડે ટુકડા થઇ જતા હતા. બાળકને એની ગોદમાં જોતાં પતિની આંખો હર્ષથી ચમકી ઊઠતી. બાળક ઉપરવા થઈને પિતા પાસે ચાલ્યો જતો. માતા પાછો બોલાવતી, તો એ પિતાને જોરથી વળગી પડતો, અને ઘણો સમજાવવા છતાં, લાખ પ્રલોભનો દેખાડવા છતાં, તે પિતાની ગોદ ન છોડતો. ત્યારે મા કહેતી: "જબરો મલતબી છે!" આજે એ કોને ગોદમાં લઇને પતિ પાસે જાય! તેમની સૂની ગોદ જોઇને કયાંક એ પોતે જ ચીસ પાડીને રોઇ પડે! પતિની સંમુખ જવાની અપેક્ષા કરતાં તેને મરી જવું વધુ ઠીક લાગતું હતું. તે એક

ક્ષણ માટે પણ નિર્મળાથી છૂટી પડતી નહોતી કે ક્યાંક પતિનો ભેટો ન થઇ જાય!

નિર્મળાએ કહ્યું: "બહેન, હવે જે થવાનું હતું તે થઇ ગયું. હવે ક્યાં સુધી એમનાથી નાસતી ફરીશ? બા તો કહેતાં હતાં કે એ તો આજે સાંજે જ ચાલ્યા જવાના છે."

સુધાએ સજળ નેત્રે તેના તરફ જોઇ રહેતાં કહ્યું: "શું મોં લઇને એમની પાસે જાઉં? મને તો ભય રહ્યા કરે છે કે એમની સમક્ષ જતાં જ ક્યાંક મારા પગ થરથરવા માંડશે અને હું પડી જઇશ!"

નિર્મળા: "ચાલ, હું તારી સાથે આવું છું. તને પકડી રાખીશ."

સુધા: "મને મૂકીને નાસી તો નહિ આવો ને?"

નિર્મળા: ના, ના, નાસી નહિ જાઉં."

સુધા: "મારું તો અત્યારથી જ હૈયું બેસી ગયું છે. મને તો એ જ આશ્ચર્ય થાય છે કે મારા ઉપર આટલો મોટો વજ્રપાત થવા છતાં હજી હું જીવતી બેઠી છું. સોહન એમને બહુ વહાલો હતો, બહેન! કોણ જાણે એમના ચિત્તની શી દશા હશે! હું પોતે જ રોતી હોઇશ, ત્યાં હું એમને શું સાંત્વન આપવાની હતી! શું આજે રાતના જ એ ચાલ્યા જવાના છે?"

નિર્મળા: "હા, બા કહેતાં હતાં કે રજા લીધા વિના જ આવ્યા છે."

બન્ને સખીઓ દિવાનખાના તરફ વળી, પરંતુ બારણા પાસે પહોંચતાં જ સુધાએ નિર્મળાને વિદાય કરી દીધી, અને પોતે એકલી જ અંદર દાખલ થઈ.

ડૉક્ટરસાહેબ ગભરાતા હતા કે ન જાણે સુધાની શી દશા થઈ હશે! મનમાં જાતજાતની શંકાઓ જન્મ લેતી હતી. જવા માટે તૈયાર થઈને બેઠા હતા, પરંતુ જવાનું મન થતું નહોતું. જીવન શૂન્યસમ ભાસતું હતું. મનમાંને મનમાં જ કલ્પાંત કરતા હતા કે ઈશ્વરને જો એને આટલો જલદી લઈ લેવો હતો, તો પછી આપ્યો જ શું કરવા? પોતે તો ક્યારેય સંતાન માટે ઈશ્વરને પ્રાર્થના કરી નહોતી. પોતે આજન્મ નિઃસંતાન રહેવા માટે તૈયાર હતા, પરંતુ સંતાન મેળવ્યા બાદ તેનાથી વંચિત થવું, તેમને અસહ્ય લાગતું હતું. શું સાચે જ માનવી એ ઈશ્વરનું માત્ર એક રમકડું છે? આ જ માનવજીવનનું મહત્વ છે. એ તો કેવળ બાળકોનાં રમકડાં રાખવાનું મકાન છે, કે જે ન તો કોઈ બનાવવાનો કે બગાડવાનો હેતુ છે. તો પછી બાળકોને પણ પોતાના રમકડાના ઘર પ્રતિ કાગળની હોડી પ્રતિ કે પોતાની સોટીની ઘોડાગાડી પ્રતિ, મમતા હોય છે. સારાં રમકડાંઓને એ જાણી-બૂજીને છૂપાવીને પાછળ રાખે છે. તેથી જો ઈશ્વર બાળક જ હોય તો જરૂર કહેવું પડશે કે તે એક વિચિત્ર બાળક છે.

કિંતુ, બુદ્ધિ ઈશ્વરનું આ રૂપ નથી સ્વીકાર કરી શકતી. અનંત સૃષ્ટિનો રચયિતા એક બાળક ન હોઈ શકે. આપણે તેને બધાય ગુણોથી ભરેલો કહીએ છીએ, જે સમજવાનું આપણી બુદ્ધિની પણ બહાર છે. રમતિયાળપણું તો એ મહાન ગુણોમાં નથી. શું હસતાં રમતાં બાળકોના પ્રાણ હરી લેવા એ પણ શું માત્ર એક રમત જ છે? શું ઈશ્વર પણ આવી પૈશાચી રમત રમે છે?

સહસા સુધા દબાએલા પગે ઓરડામાં દાખલ થઈ, ડૉક્ટર-સાહેબ ઊઠીને ઊભા થયા. અને તેની નજીક આવીને બોલ્યા;

" તું ક્યાં હતી, સુધા ? હું તો ક્યારનો તારી રાહ જોઇ રહ્યો હતો."

સુધાને આખો ઓરડો ચકરચકર ફરતો લાગ્યો. પતિના ગળામાં હાથ નાંખી; તેણે તેમની છાતીપર માથું મૂકી રોવા માંડયું. પરંતુ અશ્રુપ્રવાહમાં તેને અસીમ ધૈર્ય અને સાંત્વનાનો અનુભવ થતો હતો. પતિના વક્ષઃસ્થલમાં લપટાઈ તે પોતાના હૃદયમાં એક વિચિત્ર બળ અને સ્ફૂર્તિનો સંચાર થતો જતો જોતી હતી; જાણે કે પવનથી થરથરતો દીપક લૂગડાના છેડાની આડમાં આવી ગયો ન હોય ?

ડૉકટરસાહેબે પ્રિય પત્નીનાં અશ્રુસીંચિત કપોલોને બન્ને હાથમાં લઇ કહ્યું " સુધા, તું આવી પોચા હૃદયની કેમ થઈ જાય છે ? સોહન આપણા જીવનમાં જે કાંઈ કરવા આવ્યો હતો તે એ કરી ચૂક્યો હતો, પછી એ શું કરવા રોકાય ? જેમ કોઈ વૃક્ષ જળ અને પ્રકાશથી મોટું થાય છે, પરંતુ પવનના પ્રબળ ઝપાટાઓથી જ તે સુદૃઢ થાય છે, તેજ પ્રમાણે પ્રણય પણ દુઃખના આઘાતોથી વિકાસ પામે છે. સારા વખતે સાથે હસનારાઓ તો મળી રહે છે. પરંતુ શોકમાં આપણી સાથ રુવે એજ આપણો સાચો મિત્ર છે. જે પ્રેમીઓને સાથે બેસીને રોવાનું મહત ભાગ્ય નથી પ્રાપ્ત થયું, એ લોકો મહોબતની મઝા શું જાણે ? સોહનના પ્રભુએ આજે આપણા દૈવતને સાવ મીટાવી દીધું છે કે જેથી આજે જ આપણે આપણું એક બીજાનું સાચું સ્વરૂપ જોયું."

સુધાએ ડૂસકાં ખાતાં ખાતાં કહ્યું: " હું નજર લાગી હશે એ ભ્રમમાં રહી. હાય ! તમે એનું મોં જોવા પણ ન પામ્યા ! કોણ જાણે હમણાં હમણાંની તેનામાં સમજણ પણ એટલી બધી આવી હતી ! એ જ્યારે મને રોતાં જોતો, ત્યારે પોતાનાં કષ્ટ ભૂલી જઈ હસવા લાગતો. ત્રીજે જ દહાડે મારા

લાડકાની આંખો મીંચાઈ ગઇ. કશી દવા કરવા પણ ન પામી."

એમ કહેતાં કહેતાં પુનઃ સુધાની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ડૉકટર સિંહાએ તેને છાતી સરસી ચાંપી, કરુણાથી કંપતા અવાજસહ કહ્યું: "પ્રિયે, આજપર્યંત કોઈ પણ એવું બાળક કે વૃદ્ધ મરી નથી ગયું કે જેના ઘરનાં માણસોની તેની પૂરી રીતે દવાદારૂ કરવાની લાલસા પૂરી થઇ હોય !"

સુધા: "નિર્મળાએ મને ખૂબ મદદ કરી હતી. મારી તો ઘડીક આંખ મળી પણ જતી, પરંતુ તે તો એમને એમ રાતની રાત જાગતી બેસી રહેતી. રાતની રાત એને ખોળામાં લઇને બેસી રહેતી. એનો ઉપકાર હું કદાપિ નહિ ભૂલી શકું. તમે શું આજેજ જાઓ છો ?"

ડૉકટર: "હા, રજા લેવા જેટલો સમય ન હતો. સિવિલ સર્જન શિકારે ગયો હતો."

સુધા: "એ બધા શું આખો વખત શિકાર જ કર્યા કરતા હશે ?"

ડૉકટર : "મોટાઓને એ સિવાય બીજું શું કામ હોય ?"

સુધા : "હું તો આજે તમને જવા નહિ દઉં."

ડૉકટર : "જવાનું તો મને પણ મન નથી થતું."

સુધા : "તો ન જશો. કરી દો તાર. હું પણ તમારી સાથે આવીશ. નિર્મળાને પણ સાથે લઇ લઇશું."

સુધા ત્યાંથી પાછી ફરી, ત્યારે તેના હૃદયનો ભાર હલકો થઇ ગયો હતો. પતિની પ્રેમપૂર્ણ કોમળ વાણીએ તેના સર્વ શોક અને સંતાપ હરી લીધાં હતાં. પ્રેમમાં અસીમ વિશ્વાસ છે, અસીમ ધૈર્ય છે, અને અસીમ બળ છે.

## પ્રકરણ ૧૮ મું

જ્યારે આપણા ઉપર કોઈ વિપત્તિ આવી પડે છે. ત્યારે તે સમયે આપણે માત્ર દુઃખ જ સહન કરવું નથી પડતું, ઉપરથી લોકોનાં મહેણાં પણ સાંભળવા પડે છે. જેને માટે જનતા હંમેશાં સદા તત્પર હોય છે, તે ટીકાઓ કરવાનો સુઅવસર તેવે સમયે તેમને મળી રહે છે. મન્શારામના મરણથી એમ જ માનો કે સમાજને તે પર ટીકા કરવાનું એક સરસ બહાનું મળી ગયું હતું. અંદરની વાત કોણ જાણે છે. ભાઇ? પ્રત્યક્ષ વાત એ હતી કે આ બધાં ઓરમાન માનાં કરતૂક છે. ચારે તરફ એ જ ચર્ચા થતી હતી, કે જે છોકરાંઓને ઓરમાન મા સાથે પાલો પડચો, એમનો બેલી તો માત્ર ભગવાન જ છે. જેને પોતાનું ભર્યું ભાદર્યું ઘર ઉજ્જડ મેદાનસમ કરી નાખવું હોય, જેને પોતાનાં વ્હાલાં બાળકોની ગરદન પર છૂરી ફેરવવી હોય, તેઓ બાળકો હોવા છતાં બીજી વાર લગ્ન કરે. એવું ક્યાંય પણ જોવામાં નથી આવ્યું કે નવી વહુ આવ્યા બાદ ઘર ખેદાનમેદાન થઈ ન ગયું

હોય ? જે બાપ, નવી વહુના આગમન પૂર્વે પોતાનાં બાળકોને પ્રાણથી પણ અધિક ચાહતો હોય છે, તે નવી વહુ આવતાં જ બાળકોનો દુશ્મન બની જાય છે, તેની મતિ જ ફરી જાય છે, જગતમાં હજી એવી સ્ત્રીએ જન્મ નથી લીધો કે જેણે પોતાનાં શોકનાં બાળકોને પોતાનાં જ બાળકો ગણ્યાં હોય !

મુશ્કેલી તો એ હતી કે જનતા આ ટીકાઓ કરીને જ સંતોષ પામતી નહોતી. કેટલાક એવા પણ સજ્જનો હતા કે જેમને હવે જિયારામ અને સિયારામ પ્રતિ વિશેષ સ્નેહ થઇ ગયો હતો. તેઓ બન્ને બાળકો પ્રતિ ખૂબ સહાનુભૂતિ બતાવતા, એટલે સુધી કે બેએક મહિલાઓ તો એમની સદ્‌ગત માતાનાં શીલ અને સ્વભાવ યાદ કરીને આંસુ વહાવતી. હાય ! હાય ! બિચારીને ક્યાં ખબર હતી કે તેના મૃત્યુ બાદ તેના લાડકા પુત્રોની આવી દુર્દશા થશે ! હવે તો દૂધ–માખણ કોણ ખવડાવતું હશે ?

જિયારામ : "કોણ કહે છે નથી ખવડાવતાં ?"

મહિલા : "ખવડાવે છે ! અરે બેટા, ખવડાવવાની પણ અનેક રીતો હોય છે. ટકે શેરનું પાણીવાળું દૂધ મંગાવ્યું પછી પીવું હોય તો પીઓ–કોણ પૂછે છે ? નહિ તો મા બિચારી ખાસ નોકરને મોકલી તાજું ચોકખું ભેંશનું દૂધ મંગાવતી. એ તો ચહેરો જ કહી આપે ! દૂધ પીનારનું મોઢું છૂપું નથી રહેતું, એ કાંતિ જ હવે ક્યાં રહી છે ?"

જિયારામને પોતાની માતાના સમયના દૂધના સ્વાદની તો સ્મૃતિ હતી જ નહિ, કે જેથી તે આ આક્ષેપનો ઉત્તર આપી શકે, તેમ ન તો તે સમયની પોતાની સૂરત પણ યાદ હતી, એટલે ચૂપચાપ સાંભળી રહેતો. અને આ શુભાકાંક્ષાઓની

અસર પણ પડે એ સ્વાભાવિક હતું, જિયારામને પોતાનાં ઘરનાં માણસો પ્રતિ ઘૃણા પેદા થતી જતી હતી. મુનશીજી મકાન લિલામ થઇ ગયા બાદ નવા મકાનમાં રહેવા આવ્યા, એટલે દર માસે નિયમિત ભાડું આપવાની ચિંતા ઊભી થઈ. પરિણામે કરકસર થવા લાગી, અને એના પહેલા પગલા તરીકે નિર્મળાએ માખણ મંગાવવું બંધ કરી દીધું. જ્યારે પહેલાની આવક જ નહોતી રહી, તો પછી એ પહેલાં જેવું ખરચ ક્યાંથી નિભાવી શકે? બન્ને નોકરોને રજા આપવામાં આવી, જિયારામને ભણાવવા આવતા શિક્ષકને પણ રજા આપવામાં આવી. જિયારામને આ કાપકૂપ નહોતી ગમતી. અધુરામાં પૂરું નિર્મળાના પિયર ગયા બાદ મુનશીજીએ દૂધ પણ બંધ કરી દીધું. કન્યાની ચિંતા અત્યારથી જ તેમના મગજપર સવાર થઇ ગઇ હતી.

જિયારામે ચિડાઇને કહ્યું: "દૂધ બંધ કરવાથી આપનો મહેલ બંધાઇ જશે, તો હવે ખાવાનું પણ બંધ કરી દો."

મુનશીજી : "દૂધ પીવાનો શોખ હોય તો જઇને જાતે દોહવડાવી લાવતો કેમ નથી? પાણીના પૈસા હું નહિ આપી શકું."

જિયારામ : "હું દૂધ દોહવડાવવા જાઉં? મારો કોઈ મિત્ર જોઈ જાય તે વખતે મારી શી દશા?"

મુનશીજી : "એમાં શું થયું? કહી દેજે કે હું મારે પોતાને માટે દૂધ લેવા જાઉં છું. દૂધ લેવા જવું એમાં ક્યાં ચોરી હતી?"

જિયારામ : "ચોરી નથી! તમને જ કોઇ દૂધ લેવા જતાં જુએ, તો તમને શરમ નહિ લાગે?"

મુનશીજી : “ જરાય નહિ. મેં તો આ હાથે પાણી ખેંચ્યાં છે, અનાજની ગૂણો ઉપાડી છે. મારા બાપ લખપતિ નહોતા.”

જિયારામ : “ પણ મારા બાપ ક્યાં ગરીબ છે કે હું દૂધ દોહવડાવવા જાઉં ? અને નોકરોને શું કરવા રજા આપી ?”

મુનશીજી : “ શું તને એટલું પણ નથી દેખાતું કે હવે મારી આવક પહેલાં જેવી નથી રહી ? તું કાંઈ હવે નાનો બાળક નથી. ”

જિયારામ : “તો તમારી આવક શાથી ઓછી થઈ ગઈ ? ”

મુનશીજી : “ તારામાં તો અક્કલનો છાંટોય નથી, પછી તને શી રીતે સમજાવું ? હું તો હવે આ જિંદગીથી ત્રાસી ગયો છું. એટલે મુકર્દમા લેવાનું મન નથી થતું, અને લઉં તો પણ તૈયાર કોણ કરી આપે ? હવે એ કામમાં જાણે કે દિલ જ લાગતું નથી. હું તો હવે જિંદગીના બાકીના દહાડા પૂરા કરું છું. મારી તો બધીય આશાઓ મન્શારામની સાથે જ મરી ગઈ. ”

જિયારામ : “ પરંતુ તે તમારા પોતાના જ લીધે ને ?”

મુનશીજીએ બરાડો પાડી કહ્યું : “ અરે નાદાન ! એ તો ઈશ્વરેચ્છા હતી ! શું કોઇ પોતાના હાથે જ પોતાના ગળા પર છૂરી ફેરવતું હશે ?”

જિયારામ : “ પરંતુ ઈશ્વર તો તમારા લગ્ન કરવા તો નહોતો આવ્યો ! ”

મુનશીજી હવે સાંખી ન શક્યા : લાલલાલ આંખો કરીને બોલ્યા : “ કેમ, આજે શું મારી સાથે ઝઘડો કરવા-

નો જ નિશ્ચય કર્યો છે? શા માટે? તું કાંઇ મારા રોટલા તો નથી પૂરા પાડતો? જ્યારે એમ કરે ત્યારે મને ઉપદેશ આપવા આવજે. અને ત્યારે હું તારો ઉપદેશ જરૂર માન્ય કરીશ. અત્યારે તને મને કાંઇ પણ કહેવાનો અધિકાર નથી. હજી તારે જ માનમર્યાદા અને સભ્યતા શીખવાની જરૂર છે. તું કાંઇ મારો સલાહકાર નથી કે જે કાંઇ કામ હું કરું, તેમાં હું તારી સલાહ લઉં. આ બધી મારી પેદા કરેલી મિલકત છે, તેને મને ફાવે તેમ વાપરવાનો અધિકાર છે. તને અક્ષર પણ વચ્ચે બોલવાનો હક નથી. જો ફરીથી આવી અસભ્યતા દાખવી, તો કહી દઉં છું કે પરિણામ બહુ ખરાબ આવશે. જ્યારે મન્શારામ જેવો રત્ન જવા છતાં હું જીવતો રહ્યો છું, તો તારા વગર હું મરી નહિ જઉં, સમજ્યો?"

આટલા સખ્ત શબ્દો સાંભળવા છતાં પણ જિયારામ ત્યાંથી ન ખસ્યો. તે નિઃશંકભાવે બોલ્યો: "તો શું તમે એમ ઇચ્છો છો કે અમારે ગમે તેટલી આપદાઓ આવે, છતાં અમારે મોંમાંથી એક હરફ પણ ન ઉચ્ચારવો? મારાથી તો એમ નહિ બને. મોટાભાઈને માનમર્યાદા અને સભ્યતાનું જે ઇનામ મળ્યું, તેવું ઇનામ હું મેળવવા ઇચ્છતો નથી, એવી માનમર્યાદાને તો હું દૂરથી જ પ્રણામ કરું છું."

મુનશીજી: "તને નાના મોંએ આવું બધું બોલતાં શરમ નથી આવતી?,'

જિયારામ: "છોકરાઓ મોટાઓનું જોઇને જ શીખે છે."

મુનશીજીનો ક્રોધ શાંત થઈ ગયો. તેમને ખાત્રી થઇ ગઇ કે જિયારામ પર પોતાના બોલવાની કશી પણ અસર થવાની નથી. ઊઠીને બહાર ફરવા ચાલ્યા ગયા. આજે એમને ખાત્રી

થઇ ગઇ કે આ ઘરનો હવે થોડા સમયમાં જ નાશ થઇ જવાનો છે.

તે દિવસથી પિતાપુત્ર વચ્ચે રોજ કોઇને કોઇ બાબત પર ઝગડો થયા કરતો. મુનશીજી જેમ જેમ જતું કરતા હતા. તેમ તેમ જિયારામ વધુ ને વધુ ઉદ્ધત થતો જતો હતો. એક દિવસ તો જિયારામે રુકિમણીને એટલે સુધી કહી નાખ્યું કે "બાપ છે એટલે જવા દઉં છું, નહિ તો મારા એવા તો ભાઇબંધો છે કે ભરબજારે ઠોકાવું." રુકિમણીએ આ વાત મુનશીજીને કરી. તેમણે તો એ પ્રતિ બેપરવાઇ દાખવી, પરંતુ મનમાં એ ડરી ગયા. તેમણે સાંજના ફરવા જવાનું પણ બંધ કરી દીધું. તેમના માથે આ એક નવી ચિંતા સવાર થઇ, અને આજ ભયને લીધે તેઓ નિર્મળાને પણ બોલાવતા નહોતા કે ક્યાંક આ શેતાન તેની સાથે પણ આવો વર્તાવ કરશે. જિયારામ એક વાર બોલી ચૂકયો હતો: "જોઉં છું, હવે એ આ ઘરમાં કઇ રીતે પગ મૂકે છે. બારણામાંથી હાંકો ન કાઢું તો મારું નામ જિયારામ નહિ. ડોસા શું કરવાના હતા?" મુનશીજી પણ મનમાં સમજી ગયા હતા, કે પોતે આ છોકરાને કશું નહિ કહિ શકે. કોઇ બહારનો માણસ હોત તો એને પોલીસ અને કાયદાના પંજામાં સપડાવી દેત. પોતાના જ છોકરાને શું કરે? સાચું કહ્યું છે કે જેને કોઇ ન પહોંચે, એને પોતાનું પેટ પહોંચે.

એક દિવસ ડોકટર સિંહાએ જિયારામને બોલાવીને સમજાવવા માંડયો. જિયારામ એમની અદબ રાખતો હતો. ચૂપચાપ બધું સાંભળી રહ્યો. જ્યારે ડોકટરસાહેબે અંતે પૂછ્યું કે આખરે તારી શું ઇચ્છા છે? ત્યારે એણે કહ્યું; "સાફસાફ કહી દઉં ને? ખોટું તો નહિ લગાડો ને?"

ડૉકટર : " ના, તારા દિલમાં જે કાંઇ હોય તે સાફ-સાફ જણાવી દે. "

જિયારામ : " તો સાંભળો, જ્યારથી મોટાભાઇનું મૃત્યુ થયું, ત્યારથી મને પિતાજીને જોતાંજ તેમના તરફ ક્રોધ ઉત્પન્ન થાય છે, મને એવું જ લાગ્યા કરે છે કે એમણે જ ભાઇની હત્યા કરી છે, અને એક દિવસ મોકો મળતાં અમને બે ભાઇઓને પણ એ મારી નાખશે. જો એમની એવી ઇચ્છા ન હોત, તો એ લગ્ન શું કરવા કરત ? "

ડૉકટરે મહામુશ્કેલીએ હાસ્યને રોકી રાખતાં કહ્યું: "તમારી હત્યા કરવા માટે તેમને લગ્ન કરવાની શી જરૂર હતી, એ વાત મારી સમજમાં નથી આવતી. લગ્ન કર્યા સિવાય પણ એ ધારત તો હત્યા કરી શકત."

જિયારામ : " ના, જરાય નહિ. તે વખતે તો એમનું હૃદય સાવ જુદું જ હતું, તે વખતે તો એ અમારા માટે પ્રાણ પાથરતા. હવે અમારું મોં જોવું પણ એમને ગમતું નથી. એમની તો બસ એવી જ ઇચ્છા છે કે એ બે જણા સિવાય ઘરમા બીજું કોઇ હોવું જોઇએ જ નહિ. એમને હવે જે છોકરાં થશે તેમના માર્ગમાંથી અમને લોકોને દૂર કરવા છે. એ જ એ લોકોના મનની મુરાદ છે. અમને જાત જાતની તકલીફો આપી નસાડી મૂકવા ચાહે છે. તેથી જ આજકાલ મુકર્દમા પણ નથી લેતા. અમે બન્ને ભાઇઓ જો આજે મરી જઇએ, તો પછી જુઓ કે કેવી બહાર ઊડે છે ? "

ડૉકટર : " જો તમને નસાડી જ મૂકવા હોય, તો કોઇ ખોટા અપવાદ મૂકીને એ ન નસાડી શકે ? "

જિયારામ : " એ માટે તો હું પહેલેથી જ તૈયાર થઇને બેઠો છું. "

ડૉક્ટર : " સાંભળું તો ખરો, શી તૈયારી કરી છે ? "

જિયારામ : " જ્યારે વખત આવે, ત્યારે જોઇ લેજો."

એમ કહી જિયારામ ત્યાંથી ચાલતો થયો. ડૉક્ટરે તેને ઘણોય પાછો બોલાવ્યો, પણ તેણે પાછા ફરીને જોયું પણ નહિ.

કેટલાક દિવસ બાદ ડૉક્ટરની જિયારામ સાથે પુનઃ મુલાકાત થઇ. ડૉક્ટર સિનેમાના શોખીન હતા, અને જિયારામ પણ સિનેમામય હતો. ડૉક્ટરે સિનેમાની વાતો કાઢી જિયારામને વાતોએ વળગાડયો, અને પોતાને ત્યાં ખેંચી લાવ્યા. વાળુ કરવાનો વખત થઇ ગયો હતો, એટલે બન્ને સાથે જ જમવા બેઠા. જિયારામને અહીંની રસોઇ ખૂબ સ્વાદિષ્ટ લાગી. તે બોલ્યો : "અમારે ત્યાં તો જ્યારથી મહારાજ ચાલ્યો ગયો છે, ત્યારથી જમવાની મજા જ જતી રહી છે. ફોઇબા પૂરી વૈષ્ણવી રસોઇ બનાવે છે. પરાણે ખાઉં છું, બાકી ખાવા તરફ જોવાનું મન પણ નથી થતું. "

ડૉક્ટર : " મારે ત્યાં તો જ્યારે એ રાંધે છે, ત્યારે તો વળી કાંઇ ઓર જ સ્વાદ હોય છે. તમારા ફોઈ તો લસણ ડુંગળીથી દસ ગાઉ દૂર નાસતાં હશે ? "

જિયારામ : " હા સાહેબ, જેમતેમ બધું બાફીને મૂકે છે. પિતાજીને તો કશી પરવા જ નથી કે કોઇ ખાય છે કે ભૂખ્યું રહે છે ? એટલા માટે તો મહારાજને રજા આપી દીધી. ઘરમાં પૈસા નથી, તો રોજ ઘરેણાં ક્યાંથી બને છે ? "

ડૉક્ટર: " એમ વાત નથી જિયારામ, સાચેસાચ એમની આવક બહુ ઓછી થઈ ગઇ છે, તમે એમને બહુ સતાવો છો."

જિયારામ હસીને બોલ્યો: "હું એમને સતાવું છું? હું એમની સાથે એક અક્ષર પણ બોલતો હોઉં, તો તમે કહો એવા સોગંદ ખાઉં. તેમણે તો મને બદનામ કરવાનું બીડું ઝડપ્યું છે. વગર કારણે અને વગર ગુનાએ મારી પાછળ પડ્યા છે, એટલે સુધી કે મારા દોસ્તોને જોઇને પણ એ ચિડાય છે, તમે જ કહો, મિત્રો વગર કોઇ જીવી શકે? હું કાંઇ લુચ્ચો-લફંગો નથી કે એવાઓની સોબત રાખું, પરંતુ રોજ હું એવા દોસ્તો રાખું છું કહી મને સતાવ્યા કરે છે. ગઇ કાલે તો મેં સાફ કહી દીધું. 'મારા મિત્રો મારે ઘેર આવશે. ભલે પછી કોઇને સારું લાગે યા ખોટું!' સાહેબ, માણસ ગમે તેવો ધૈર્યવાન હોય, છતાં એની ધીરજને પણ હદ હોય છે."

ડૉકટર: "મને તો ભાઇ એમના પર ખૂબ દયા આવે છે. આ ઉંમર તો એમને આરામ લેવાની હતી. એક તો ઘડપણ, તે પર જુવાન છોકરાનો શોક, સ્વાસ્થ્ય પણ સારું મળે નહિ. એવો માણસ શું કરી શકે? એ જે કાંઈ થોડું કરી શકે છે, એટલું જ બહુ છે. તમે વધારે કાંઇ ન કરી શકો, તો છેવટે પોતાના વર્તનથી તો એમને રાજી રાખી શકો. ઘરડાઓને ખુશ કરવાનું કામ કાંઇ બહુ મુશ્કેલ નથી. હું ખાત્રીથી કહું છું કે તમે એમની સાથે હસીને વાત કરશો, તો એ એટલાથી ખુશ થઇ જશે. 'પિતાજી, આપની તબિયત કેમ છે?' એટલું જ પૂછવામાં તમારું શું જાય છે? એ તમારી આ ઉદ્ધતાઈ જોઈને મનમાં ને મનમાં બળ્યા કરે છે. હું તમને સાચું કહું છું, મારી સમક્ષ કેટલીય વાર રોઈ પડ્યા છે. આપણે માની લીધું કે એ ફરી લગ્ન કરવાની ભૂલ કરી બેઠા. એ ભૂલ એ પોતે પણ સ્વીકારે છે, પરંતુ તમે તમારા પોતાના કર્તવ્યમાંથી કેમ ચલિત થાઓ છો? ગમે તેવા તો પણ એ તમારા પિતા છે, તમારે એમની સેવા કરવી જોઈએ. એમનું

દિલ દુભાય, એવો શબ્દ પણ તમારે ન ઉચ્ચારવો જોઇએ. તમે એમને એવો વિચાર આવવાની તક જ કેમ આપો કે આ બધાં મારી આમદાની પર ધામધૂમ કરનારાં છે, મારી ખબરઅંતર રાખનારું કોઇ નથી. હું ઉંમરમાં તમારા કરતાં મોટો છું જિયારામ, પરંતુ આજપર્યંત હું મારા પિતાજી સમક્ષ ક્યારેય ઊંચા અવાજે બોલ્યો નથી. એ આજે પણ મને ધમકાવે છે, અને છતાં હું માથું નીચું કરી તે સાંભળી લઉં છું. જાણું છું કે એ જે કાંઇ કરે છે, મારા ભલા માટે જ કરે છે. માતાપિતા કરતાં વધારે હિતૈષી આપણું કોણ હોઈ શકે ? એમના ઋણમાંથી કોણ મુકત થઈ શકે છે?"

જિયારામ બેઠો બેઠો રોતો હતો. હજી એના સદ્‌ભાવોનો સંપૂર્ણતઃ લોપ નહોતો થયો. પોતાની દુર્જનતા એને સ્પષ્ટ દેખાતી હતી. આજ જેટલી ગ્લાનિ તેને ક્યારેય થઇ નહોતી. રડી પડીને તેણે ડૉકટરને કહ્યું: " હું બહુ લજ્જિત છું. બીજાનો ચડાવ્યો ચડી ગયો હતો. આજથી તમે મારી વિરુદ્ધ એક પણ ફરિયાદ નહિ સાંભળો. તમે પિતાજી પાસે મારા અપરાધોની ક્ષમા અપાવો. હું સાચે જ મહા અભાગી છું. તેમને મેં બહુ સતાવ્યા છે. તેમને કહેજો–મારા અપરાધોની માફી આપે, નહિ તો હું મારું મોં કાળું કરી ક્યાંક નાસી જઈશ–ડૂબી મરીશ."

ડૉકટરસાહેબ પોતાની ઉપદેશકુશળતાપર ફૂલ્યા ન સમાયા. જિયારામની પીઠ થાબડી તેને વિદાય કર્યો.

જિયારામ ઘેર પહોંચ્યો, ત્યારે અગિયાર વાગી ગયા હતા. મુનશીજી ભોજન કરીને હમણા જ બહાર દિવાનખાનામાં આવ્યા હતા. એને જોતાં જ એ બોલ્યા: " જાણે છે કેટલા વાગ્યા ? બાર વાગવા આવ્યા ! "

જિયારામે અત્યંત નમ્રતા સહ કહ્યું: “ડૉકટર સિંહા મળ્યા હતા, એટલે એમની સાથે એમના ઘર સુધી ગયો હતો. તેમણે ખાવા માટે દબાણ કર્યું, એટલે નાછૂટકે તેમની સાથે ખાવા બેસવું પડ્યું. તેથી મોડું થઇ ગયું.”

મુનશીજી: “ડૉકટર સિંહા આગળ રોદણાં રોવા ગયો હતો કે બીજું કાંઈ કામ હતું?”

જિયારામની નમ્રતાનો એક ચતુર્થાંશ ભાગ ઊડી ગયો. તે બોલ્યો: “રોદણાં રોવાની મને ટેવ નથી.”

મુનશીજી: “જરા પણ નહિ, તારા મોંમાં તો જીભ જ ક્યાં છે! મને જે લોકો તારી વાતો કરતા હશે, તે બધા વાતો વધારી વધારીને જ કરતા હશે!”

જિયારામ: “આગલા દિવસોની વાત હું નથી કહેતો. પરંતુ આજે ડૉકટર સિંહા સમક્ષ મેં એવી કોઇ વાત નથી કરી કે જે હું અત્યારે તમારી સમક્ષ ન કરી શકું.”

મુનશીજી: “ઘણા આનંદની વાત છે, અત્યંત ખુશી થઈ આજથી ગુરુદીક્ષા લઇ લીધી કે શું?”

જિયારામની નમ્રતાનો બીજો એક ચતુર્થાંશ ભાગ ગાયબ થઈ ગયો, તે મોં ઊંચું કરીને બોલ્યો: “માણસ, વિના ગુરુદીક્ષાએ પણ પોતાની બૂરાઇઓ પર લજ્જિત થઇ શકે છે. પોતાને સુધરવા માટે ગુરુદીક્ષાની જરૂર નથી પડતી.”

મુનશીજી: “હવે તો લુચ્ચાઓનું ટોળું નહિ એકઠું થાય ને?”

જિયારામ: “જ્યાં સુધી તમારા પાસે એવું પ્રમાણ ન હોય. ત્યાં સુધી તમે કોઇને લુચ્ચા કેમ કહી શકો?”

મુનશીજીઃ “તારા બધા દોસ્તો લુચ્ચા લફંગા જ છે. એક પણ સારો માણસ નથી. હું તને કેટલીય વાર કહી ચૂકયો કે એ બધાને અહીં એકઠા ન કર, પણ તું સાંભળતો જ નથી. આજે હું હવે છેલ્લી વાર કહી દઉં છું કે જો તેં એ બધા બદમાશોને એકઠા કર્યા, તો મારે પોલીસની સહાયતા લેવી પડશે.”

જિયારામની નમ્રતાનો એક વધુ ચતુર્થાંશ ભાગ ઊડી ગયો. તે ઊંચા અવાજે બોલ્યોઃ “ ઠીક છે, તમે પોલીસની સહાયતા લેજો. જોઈશું કે પોલીસ શું કરે છે? મારા મિત્રોમાં અરધા કરતાં પણ વધારે તો પોલીસ અમલદારોના છોકરાઓ જ છે. જ્યારે તમે પોતે જ મને સુધારવા માટે કમ્મર કસી છે, તો પછી હું શા માટે વ્યર્થ કષ્ટ ઉઠાવું?”

એમ કહી જિયારામ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો, અને એક ક્ષણ બાદ એ ઓરડામાંથી હાર્મોનિયમના મીઠા સ્વર સંભળાવા લાગ્યા.

સહૃદયતાથી સળગાવેલો દીપક વ્યંગના એક જ ઝપાટાથી હોલવાઈ ગયો. અટકી પડેલો ઘોડો એક જ બચકારાથી ચાલવા લાગ્યો પરંતુ હંટર પડતાં જ એ ફરી અટકી ગયો, અને ગાડીને પાછી ધકેલવા લાગ્યો.

## પ્રકરણ ૧૯ મું.

આ વખતે સુધાની સાથે નિર્મળાને પણ આવવું પડ્યું. એ તો પિયરમાં હજી વધારે સમય રહેવા ઇચ્છતી હતી, પરંતુ શોકાતુર સુધા એકલી પડી જતી હતી. એટલે તેને ખાતર આવવું પડ્યું. રુકિમણીએ ભુંગીને કહ્યું; "જોઉ છું, વહુ પિયરથી કેવી જાડી થઇને આવે છે?"

ભુંગી બોલી; "મોટીબહેન, માના હાથના રોટલા તો છોકરીઓને બહુ મીઠા લાગે!

રુકિમણી; "તું સાચું કહે છે ભુંગી, છોકરાંને કેમ ખવડાવવું એ તો માને જ આવડે."

નિર્મળાને એવું લાગ્યું કે ઘરનું એક પણ માણસ તેના આગમનથી ખુશ નહોતું થયું. મુનશીજીએ આનંદ તો ખૂબ વ્યક્ત કર્યો, પરંતુ હૃદયગત ચિંતાને એ પણ ન છુપાવી શક્યા. બાળકીનું નામ સુધાએ આશા રાખ્યું હતું, અને તે હતી પણ આશાનીમૂર્તિ જેવી જ। તેને જોતાં જ ચિંતા માત્ર દૂર

થઈ જતી હતી. મુનશીજીએ તેને તેડવા પ્રયત્ન કર્યો પરંતુ એ તો રોવા લાગી, અને દોડીને તેની મા પાસે જતી રહી, જાણે કે એ પોતાના પિતાને ઓળખતી જ નહોતી. મુનશીજીએ મીઠાઈ આપી તેને લલચાવવા પ્રયત્ન કર્યો. ઘરમાં કોઈ નોકર તો હતો નહિ, એટલે સિયારામને બે આનાની મીઠાઈ લઈ આવવાનું કહ્યું. જિયારામ પણ ત્યાં બેઠો હતો. તે બોલી ઊઠયો: “ અમારે માટે તો કોઈ કયારેય મીઠાઈ મંગાવતું નથી.”

મુનશીજીએ ચિડાઈને કહ્યું: “ તમે બધા હવે નાનાં બાળક નથી. ”

જિયારામ: “ શું અમે ઘરડા થઈ ગયા છીએ? મીઠાઈ લાવીને મૂકો તો હમણા બતાવી દઈએ કે બાળકો છીએ કે ઘરડા છીએ! કાઢો બીજા ચાર આના વધુ. આશાની જોડે અમારાં નસીબ પણ જાગે.”

મુનશીજી: “ મારી પાસે અત્યારે વધારે પૈસા નથી. જા તો સિયા, જલદી આવજે.”

જિયારામ: “ સિયારામ નહિ જાય. એ કોઇનો નોકર નથી. આશા એના બાપની દીકરી છે, તો એ પણ એના બાપનો દીકરો છે.”

મુનશીજી: “ શું વાહિયાત જેવી વાતો કરે છે! આવી નાની શી બાળકીની બરાબરી કરતાં તને શરમ નથી આવતી! જા તો સિયારામ, લે આ પૈસા.”

જિયારામ: “ ન જઇશ સિયા! તું કોઇનો ગુલામ નથી.”

સિયારામ મહા દુવિધામાં આવી પડયો. કોનું કહેવું માનવું? અંતે તેણે જિયારામનું કહ્યું માનવાનો નિર્ણય કર્યો. બાપ બહુબહુ તો ધમકાવશે, ગાળો દેશે, પરંતુ જિયારામ તો

મારવા માંડશે, તે વખતે પોતે કોની આગળ ફરિયાદ કરવા જશે? તે બોલ્યો : હું નહિ જાઉં ”

મુનશીજીએ તેને ધમકાવીને કહ્યું “ ઠીક, તો પછી મારી પાસે કશું માગવા ન આવતો.

મુનશીજી પોતે જ બજારમાં ગયા અને રૂપિયા એકની મીઠાઈ લઈને પાછા ફર્યા. બે આનાની મીઠાઈ માંગતા એમને શરમ આવી હતી. કંદોઈ એમનો ઓળખીતો હતો. એ મનમાં શું ધારે ?

મીઠાઈ લઈને મુનશીજી સીધા અંદર ચાલ્યા ગયા. સિયારામે પિતાના હાથમાં મીઠાઇનું મોટું પડીકું જોયું, ત્યારે તેને એમનું કહ્યું ન માનવા માટે પશ્ચાતાપ થવા લાગ્યો. હવે પોતે કયું મોં લઇ મીઠાઇમાં ભાગ લેવા અંદર જાય? મોટી ભૂલ કરી. તે મનમાં ને મનમાં જ જિયારામનાં મહેણાની કડવાશ અને મીઠાઇની મીઠાશની તુલના કરવા લાગ્યો: સહસા ભુંગીએ એ બન્ને ભાઈઓની સમક્ષ મીઠાઇ ભરેલી બે રકાબીઓ લાવીને મૂકી. જિયારામે ગુસ્સાથી કહ્યું, “ લઇ જા એ અહીંથી. ”

ભુંગી: “ શું કરવા ગુસ્સે થાઓ છો ભાઇ ! કેમ, મીઠાઈ નથી ભાવતી ? ”

જિયારામ: મીઠાઈ આશા માટે આવી છે, અમારા માટે નહિ. લઇ જા, નહિતો હું હમણાં જ બહાર ફેંકી દઈશ. અમે તો એકએક પૈસા માટે મરીએ છીએ, અને અહીં તો રૂપિયાની મીઠાઇઓ આવે છે. ”

ભુંગી: “ તમે તો લો સિયાબાબુ, એમને ન લેવી હોય તો એમની ઇચ્છા. ” સિયારામ ડરતો ડરતો હાથ લાંબો કરવા ગયો કે જિયારામે તેને ધમકાવી ને કહ્યું : ખબરદાર જો મીઠાઈને

અડકયો છું તો, નહિ તો હાથ જ ભાગી નાખીશ. લાલચુ ક્યાંકનો !"

સિયારામ આ ધમકી સાંભળીને ડરી ગયો. મીઠાઈને અડકવાની હિંમત ન ચાલી. નિર્મળાએ આ વાત સાંભળી એટલે તે બન્ને ભાઇઓને મનાવવા ચાલી. મુનશીજીએ તેને આકરા સોગંદ દીધા.

નિર્મળા : "તમે સમજતા નથી. આ બધો ગુસ્સો મારા પર છે."

મુનશીજી : "એ બહુ ફાટી ગયો છે. હું કશી સખ્તાઇ એવા વિચારે નથી કરતો કે લોકો એમ ન કહે કે આ નમાયાં બાળકોને બહુ દુઃખ દે છે, નહિ તો હમણા ચપટી વગાડતામાં એને તો સીધોસટ કરી દઉં."

નિર્મળા : "એ જ બદનામીનો તો મને પણ ભય છે."

મુનશીજી : "હવે ભય નહિ રાખું, પછી ભલે જેને જે કહેવું હોય તે કહે."

નિર્મળા : "પહેલાં તો એ આવા ન હતા."

મુનશીજી : "અરે, એ તો કહે છે કે તમારે છોકરા હતા છતાં શા માટે લગ્ન કર્યાં ? એવું કહેતાં પણ એને સંકોચ ન થયો કે તમે લોકોએ જ મન્શારામને ઝેર દઈને મારી નાખ્યો. એ છોકરો નથી, પેલા ભવનો કોક શત્રુ છે."

જિયારામ બારણાની આડમાં છુપાઈને ઊભો હતો. પતિ પત્ની વચ્ચે મીઠાઈની બાબતમાં શું વાતચીત ચાલે છે તે સાંભળવા તે આવ્યો હતો. મુનશીજીનું અંતિમ વાકય સાંભળી તેનાથી ન રહેવાયું. તે બોલી ઊઠયો : "શત્રુ ન હોત તો તમે એની પાછળ શું કરવા પડત ? તમે જે અત્યારે કહો છો,

એ તો હું બહુ લાંબા સમય પહેલાંનો સમજી ગયો છું. મોટા-ભાઇ નહોતા સમજ્યા, એટલે જ ભૂલ કરી બેઠા. અમને તમે નહિ ફસાવી શકો. આખી દુનિયા છડેચોક કહે છે કે તમે મોટાભાઇને ઝેર દઇ મારી નાખ્યા. પછી હું કહું છું તેમાં તમને આટલો બધો ગુસ્સો શાથી આવે છે?"

નિર્મળા તો આ બધું સાંભળી સ્તબ્ધ જ બની ગઇ હતી. તેને તો એમ જ લાગતું હતું કે જાણે કોઇએ ધગધગતા અંગારા તેના દેહ પર છાંટચા હતા. મુનશીજીએ ધમકાવીને જિયા-રામને ચૂપ કરવા ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ જિયારામે તો નિ:શંક ઊભા ઊભા ઈંટોનો જવાબ પત્થરથી આપ્યા કર્યો. એટલે સુધી કે અંતે નિર્મળાને પણ એના પર ખૂબ ક્રોધ આવ્યો. આ ચાર આંગળનો છોકરો, નહિ કશા કામનો કે નહિ કશા કાજનો, ઊભો ઊભો મનમાં ફાવે તેમ બકબક કરે છે, જાણે કે આખા ઘરનું ભરણપોષણ એ જ ન કરતો હોય! તે પણ મોં ફેરવીને બોલી: "બસ, હવે બહુ થયું, જિયારામ! અમે જાણ્યું કે તમે બહુ લાયક છો, હવે બહાર જઇને બેસો."

મુનશીજી હજી સુધી કાંઇક દબાતા દબાતા બોલતા હતા, પરંતુ નિર્મળાની સહાય મળતાં હવે તે પણ પૂરા જોરમાં આવી ગયા. દાંત કચકચાવીને ઊભા થયા, અને નિર્મળા એમનો હાથ પકડીને રોકી રાખે, તે પહેલાં તો એક તમાચો ખેંચી કાઢચો. તમાચો નિર્મળાને વાગ્યો, તેને માથામાં ચક્કર આવી ગયાં. મુનશીજીના રુક્ષ હાથમાં પણ આટલી તાકાત હતી, તેનું અનુમાન તેણે નહોતું કર્યું. માથું પકડી તે બેસી પડી. મુનશીજીનો ક્રોધ આ જોઇ વધુ ભભૂકી ઊઠચો, અને પુન: હાથ ઉગામી આગળ વધ્યા કે જિયારામે તેમનો હાથ પકડી લીધો, અને એમને પાછા ધકેલીને બોલ્યો: "દૂર રહીને વાત કરજો,

નાહક શું કરવા પોતાની બેઇજ્જતી કરાવો છો ? માતાજીની શરમ આડી આવે છે, નહિ તો હમણા દેખાડી દેત."

એમ કહી તે બહાર ચાલ્યો ગયો. મુનશીજી સંજ્ઞાશૂન્ય જેવા બની ઊભા રહ્યા. અત્યારે જો જિયારામ પર દૈવી વજ્ર આવી પડત, તો કદાચ એમને ખૂબ હાર્દિક આનંદ થાત. જે પુત્રને ગોદમાં લેતાં આનંદથી ફૂલ્યા સમાતા નહોતા, તેના જ પ્રતિ આજે ભાતભાતની દુષ્ટકલ્પનાઓ તેમના મનમાં પેદા થતી હતી.

રુક્મિણી હજી સુધી પોતાના ઓરડામાં જ હતી. તે હવે બહાર આવીને બોલી: "દીકરો ઉંમર લાયક થાય, પછી એના પર હાથ ન ઉગામવો જોઇએ."

મુનશીએ હોઠ ચાવીને કહ્યું : "હું એને ઘરમાંથી બહાર હાંકી કાઢીશ ત્યારે જ જંપીને બેસીશ. પછી ભલે એ ભીખ માગે કે ચોરી કરે, મને તેની પડી નથી."

રુક્મિણી : "તો નાક કોનું કપાશે ?"

મુનશીજી : "એની ચિંતા નથી."

નિર્મળા : "મને જો એવી ખબર હોત કે મારા આવવાથી આવું બધું તોફાન જાગશે, તો હું ભૂલેચૂકે પણ અહીં ન આવત. હજી પણ વખત વહી નથી ગયો, મહેરબાની કરીને મને પાછી મોકલી દો. હવે મારાથી આ ઘરમાં નહિ રહી શકાય."

રુક્મિણી : "પણ તારું એ માન ખૂબ રાખે છે, વહુ ! નહિ તો આજે મોટો અનર્થ થઈ જાત."

નિર્મળા : "હવે આથી મોટો કયો અનર્થ થવાનો છે, મોટીબહેન ? હું તો ફૂંકી ફૂંકીને ડગલું માંડું છું, છતાંય

મારા કરમે તો કાળી લીટી લખેલી જ છે. હજુ તો ઘરમાં પગ મૂકતાં વાર પણ નથી થઇ, ત્યાં આટલું બન્યું. હવે તો ઇશ્વર જ આ ઘરની આબરૂ બચાવે તો છે."

રાતના કોઇએ વાળુ ન કર્યું. માત્ર એકલા મુનશીજી જમ્યા. નિર્મળા સમક્ષ આજે એક નવી ચિંતા ઉપસ્થિત થઇ હતી. જીવન શી રીતે પૂરું થશે? પોતે એકલી હોત તો વિશેષ ચિંતા ન હતી, પરંતુ હવે તો એક નવી વિપત્તિ માથે ચોંટી હતી. એ વિચારતી હતી: "હે પ્રભુ, મારી બાળકીના નસીબમાં શું શું લખાયેલું હશે?"

## પ્રકરણ ૨૦ મું.

માથે ચિંતાનું ભૂત સવાર હોય ત્યારે કોઇનેય નિદ્રા આવ્યાનું સાંભળ્યું છે ? નિર્મળા ખાટલામાં પડી પડી પાસાં ઘસતી હતી. એ ઘણું ઇચ્છતી કે આંખ મળે, પરંતુ નિદ્રાએ તો તેની પાસે આવવાના સોગંદ, ખાધા હતા. દીપક હોલવી નાખ્યો હતો, બારીનાં બારણાં ઉઘાડી નાખ્યાં હતાં, ટકટક કરતી ઘડિયાળને પણ દેશવટો દેવામાં આવ્યો હતો, છતાં નિદ્રાનું નામ ન હતું. જેટલી વાતો વિચારવાની હતી, તે બધી પર તે વિચાર કરી ચૂકી–ચિંતાઓનો પણ અંત આવી ગયો, તો પણ આંખ ન મળી, એટલે તેણે ઊભા થઇ દીવો સળગાવ્યો, અને એક પુસ્તક લઇ તે વાંચવાનો તેણે પ્રારંભ કર્યો. બે ચાર પૃષ્ઠ વાંચ્યાં ન વાંચ્યાં અને તેને ઊંઘ આવી ગઈ. પુસ્તક હાથમાં ઉઘાડું જ રહી ગયું.

સહસા જિયારામે ઓરડામાં પગ મૂકયો. તેના પગ થરથર કંપતા હતા. તેણે ઓરડામાં ઉપરનીચે જોયું. નિર્મળા નિદ્રાધિન હતી. તેના માથા પરના ગોખલામાં એક નાનો

પિત્તળનો દાબડો હતો. જિયારામ ધીમે પગલે ત્યાં ગયો, ખૂબ જ સાવધાનીપૂર્વક દાબડો લીધો, અને ત્વરાથી ઓરડા બહાર નીકળી ગયો. તે જ વખતે નિર્મળાની આંખ ઉઘડી ગઇ. તે ચમકીને ઊભી થઈ ગઇ, અને દ્વાર આગળ આવી જોવા લાગી. કાળજું ધડકધડક થતું હતું. આ શું જિયારામ હતો ? એ મારા ઓરડામાં શું કરવા આવ્યો હશે ? ક્યાંક મને ભ્રમ તો નથી થયો કદાચ મોટીબહેનના ઓરડામાંથી આવ્યો હશે ! અહીં એને કામ જ શું હતું ? કદાચ મારી સાથે કશી વાતચીત કરવા આવ્યો હશે, પરંતુ અત્યારે આ વેળાએ શી વાતચીત કરવા આવ્યો હશે ! એના મનમાં શું હશે ? આવા બધા વિચારોથી નિર્મળાનું દિલ કંપી ઊઠ્યું.

મુનશીજી ઉપર છત પર સૂતા હતા. છતની આજુબાજુ દીવાલ ન હોવાથી નિર્મળા ત્યાં નહોતી સૂતી. તેણે વિચાર કર્યો કે જઇને એમને જગાડું. પરંતુ જવાની હિંમત ન ચાલી. વહેમી માણસ છે, ન જાણે શુંય કરવા તૈયાર થઈ જાય. પાછી ફરી તે પુનઃ પુસ્તક વાંચવા બેઠી. સવારે પૂછપરછ કરતાં જે હશે તે આપોઆપ જણાઇ જશે. કોણ જાણે કદાચ મને પોતાને જ ભ્રમ થયો હોય, ઊંઘમાં ક્યારેક એવો ભ્રમ થઈ જાય છે. પરંતુ સવારમાં પૂછવાનો નિર્ણય કરવા છતાં પણ તેને પુનઃ નિદ્રા ન આવી.

સવારમાં તે નાસ્તો લઇ જાતે જિયારામ પાસે ગઈ, તો એ એને જોઈને ચમકી ઊઠ્યો. રોજ તો ભુંગી આવતી હતી, આજે આ શું કરવા આવી હશે ? તેનાથી નિર્મળા તરફ જોવાની પણ હિંમત ન ચાલી.

નિર્મળાએ તેના પ્રતિ વિશ્વાસપૂર્ણ [illegible]

પૂછયું : " રાતના તમે મારા ઓરડામાં આવ્યા હતા ? "

જિયારામે વિસ્મય દાખવી જણાવ્યું : " હું ! હું ભલા શું કરવા રાતના તમારા ઓરડામાં જાઉં ? કેમ કોઇ આવ્યું હતું?"

નિર્મળાએ, જાણે કે પોતાને તેની વાતમાં વિશ્વાસ બેઠો હતો, તેવા ભાવથી કહ્યું : " હા, મને એવું લાગ્યું કે જાણે મારા ઓરડામાંથી કોઇ બહાર નીકળ્યું. હું એનું મોં તો ન જોઈ શકી, પરંતુ પીઠ જોતાં એમ લાગ્યું કે કદાચ કોઇ કામ-સર તમે મારા ઓરડામાં આવ્યા હશો. કોણ આવ્યું હતું તેની ભાળ શી રીતે મળે ? બાકી કોક હતું ખરું; એટલી વાત ચોક્કસ છે. "

જિયારામ પોતાને નિરપરાધ સિદ્ધ કરવાની ચેષ્ટા કરતો કહેવા લાગ્યો : " હું તો રાતના નાટક જોવા ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં એક મિત્રને ત્યાં જ સૂઇ રહ્યો હતો. હજી થોડીવાર થયાં જ હું તો અહીં આવ્યો છું. મારી સાથે મારા બીજા પણ કેટલાય મિત્રો હતા. ગમે તેને પૂછી જોજો. હા ભાઈ, હું તો બહુ ડરું છું. એવું ન થાય કે કોઇક ચીજ ખોવાય અને આવી પડે મારા નામ પર. ચોરને તો કોઇ પકડી શકવાનું જ નથી, પરંતુ મારે માથે આળ આવી પડશે. બાબુ-જીને તો જાણો છો, એ તો મને મારવા જ દોડશે. "

નિર્મળા : " તમારું નામ શું કરવા આવે ? અગર તમે હો, તો પણ તમારા માથે કોઈ ચોરીનું આળ તો ન જ મૂકી શકે. ચોરી તો બીજાની વસ્તુની થાય છે, કોઇ પોતાની જ વસ્તુની ચોરી ન કરે."

અદ્યાપિ પર્યંત નિર્મળાની દૃષ્ટિ પોતાના દાબડા પર નહોતી પડી. તે રાંધવાના કાર્યમાં ગૂંથાઇ. જ્યારે વકીલસાહેબ જમી

પરવારીને કચેરી તરફ જવાને વિદાય થયા, ત્યારે તે સુધાને મળવા જવા નીકળી. એ કેટલાય દિવસો થયાં તેને નહોતી મળી. તદુપરાંત ગતરાત્રિની ઘટના પર વિચારપરિવર્તન પણ કરવાનું હતું. તેણે ભુંગીને કહ્યું : "મારા ઓરડામાં જઇ ઘરેણાંનો દાબડો લઇ આવ."

ભુંગીએ પાછા ફરી કહ્યું : "ત્યાં તો દાબડો નથી. ક્યાં મૂકયો હતો ?"

નિર્મળાએ ચિડાઇને કહ્યું : "એક ફેરે તો તું ક્યારેય કામ નહિ કરવાની. ત્યાં નહિ હોય તો બીજે ક્યાં હશે ? કબાટમાં જોયું હતું ?"

ભુંગી : "ના વહુજી, કબાટમાં તો મેં નહોતું જોયું, જૂઠું શું કરવા બોલું ?"

નિર્મળા હસી પડી, અને બોલી : "જા જઈને તપાસ કર, અને જલદી આવ." એક ક્ષણ બાદ પુનઃ ભુંગી ખાલી હાથે પાછી ફરી : "કબાટમાં પણ નથી. હવે તમે કહો ત્યાં જઇને જોઉં."

નિર્મળા ચિડાઇને એમ બોલતાં બોલતાં ઊભી થઈ : "કોણ જાણે ઇશ્વરે તને આંખો જ શું કરવા આપી હશે ! જો, હું જઇને એ જ ઓરડામાંથી લઈ આવું છું કે નહિ ?"

ભુંગી પણ પાછળ પાછળ ઓરડામાં ગઇ. નિર્મળાએ ગોખલામાં નજર કરી, કબાટ ઉઘાડીને જોયું, ખાટલા નીચે જોયું, અને કપડાંની મોટી પેટી પણ ઉઘાડીને જોઇ, પરંતુ દાબડાનો ક્યાંય પત્તો ન હતો. તે આશ્ચર્યસહ બોલી ઊઠી : "ત્યારે એ દાબડો ક્યાં ?"

સહસા રાતવાળી ઘટના વીજળીની જેમ તેની આંખો

સમક્ષ ચમકી, તેનું તો કાળજું જ અટકી ગયું. અત્યારપર્યંત તે નિશ્ચિત મને શોધતી હતી. હવે તે ધ્રૂજી ઊઠી. ખૂબ ત્વરાથી તે ચારે તરફ શોધવા લાગી. ક્યાંય પત્તો ન હતો. એકેએક જગ્યા જોઇ ચૂકી, પણ દાબડો ક્યાંય ન હતો. આટલો મોટો દાબડો શેત્રંજી નીચે તો ન જ છુપાવી શકાય, પરંતુ શેત્રંજી પણ ઉપાડીને જોઇ જોયું. ક્ષણેક્ષણે મુખની કાંતિ મલિન થતી જતી હતી. પ્રાણ મૂઠીમાં આવી ગયા હતા. અંતે નિરાશ બની છાતી પર એક ધુમ્મો મારી, તે રોવા લાગી.

ઘરેણાં જ સ્ત્રીની સંપત્તિ હોય છે. પતિની બીજી કોઇ પણ સંપત્તિ પર તેનો અધિકાર નથી હોતો. એ જ એની શક્તિ અને એના ગર્વનું સાધન હોય છે. નિર્મળા પાસે પાંચ છ હજારનાં ઘરેણાં હતાં. જ્યારે એ બધાં એ પહેરીને નીકળતી, ત્યારે એટલા સમય માટે તેનું હૃદય ઉલ્લાસથી ખીલી ઊઠતું. એક એક ઘરેણું જાણે કે વિપત્તિ અને વિઘ્નમાંથી બચવા માટેનું એક એક રક્ષાસ્ત્ર હતું. હજી રાતના જ તેણે વિચાર કર્યો હતો કે પોતે જિયારામની દાસી બનીને જીવન નહિ વિતાવે. ઇશ્વર કરે ને પોતાને કોઇની સમક્ષ હાથ લાંબો કરવાનો વખત ન આવે. આના બળ પર પોતાની નૌકા પોતે પાર કરી શકશે, અને પોતાની બાળકાને કોઇને કોઇ ઘાટ સુધી પહોંચાડી શકશે. પોતાને હવે કઈ વાતની ચિંતા હતી! ઘરેણાં તો પોતાની પાસેથી કોઇ નહિ છીનવી શકે. આજે એ મારા શૃંગારની ચીજો છે, આવતી કાલે એ મારા જીવનાધારની વસ્તુઓ બની જશે. એ વિચારોથી તેના હૃદયને કેટલી સાંત્વના મળી હતી? એ સંપત્તિ આજે હવે તેના હાથમાંથી નીકળી ગઇ. એ હવે નિરાધાર હતી. સંસારમાં હવે તેને કોઇ અવ-લંબન, કોઇ આશરો ન હતો. તેની આશાઓનો આધાર

મૂળમાંથી કપાઈ ગયો. તે ધ્રુસકેને ધ્રુસકે રોવા લાગી. અરે ઈશ્વર ! તારાથી આટલું પણ દેખ્યું ન ખમાયું ? મને દુ:ખિયારીને તેં સાત્ર અપંગ તો બનાવી દીધી હતી, હવે આટલી આંખો હતી તે પણ લઇ લીધી ? હવે પોતે કોની સમક્ષ હાથ લાંબો કરશે. કોને બારણે જઈ ભીખ માંગશે ? પ્રસ્વેદથી તેનો દેહ ભીંજાઇ ગયો, રોતાં રોતાં આંખો સૂજીને દડો થઇ ગઇ. નિર્મળા માથું નીચું રાખી રોતી હતી, અને રુકિમણી તેને ધીરજ દેતી હતી, છતાં તેનાં આંસુ નહોતાં સૂકાતાં, શોકની જવાળા ઓછી નહોતી થતી.

ત્રણ વાગે જિયારામ શાળાએથી પાછો ફર્યો. તેના આવવાની ખબર સાંભળી નિર્મળા વિક્ષિપ્ત મને ઊઠી, અને તેના ઓરડાના દ્વાર આગળ જઇને બોલી : " ભાઈ, મશ્કરી કરી હોય તો હવે બહુ થયું, હવે આપી દો. મને દુ:ખિયારીને સતાવ્યાથી શું ફાયદો ?"

જિયારામ એક ક્ષણ માટે કાતર બની ગયો. ચોરી કરવાની કળામાં આ તેનો પહેલો જ અખતરો હતો. હિંસામાં મનોરંજન પામતી કઠોરતા, હજી સુધી તેને પ્રાપ્ત નહોતી થઈ. જો તેની પાસે દાબડો હાજર હોત, અને ફરી પાછો ગોખલામાં મૂકી આવવાની તેને તક મળત, તો કદાચ એ એ તક જતી ન કરત, પરંતુ દાબડો હવે તેના હાથમાંથી નીકળી ગયો હતો. મિત્રોએ તેને શરાફને ત્યાં પહોંચતો કરી દીધો હતો, અને ઘરેણાંઓનો મોટો ભાગ તેમાંથી વેચાઇ પણ ગયો હતો. હવે તો પોતે ચોરી નથી કરી એવું જૂઠાણું રજૂ કર્યા સિવાય રક્ષાનો બીજો કોઇ જ માર્ગ ન હતો. તે બોલ્યો : " અરે માતાજી, હું તે તમારી આવી મશ્કરી કરતો હોઇશ ? તમને હજી પણ મારા પર શક છે ? હું તો કહી ચૂકયો છું કે રાતના

હું ઘેર જ ન હતો. પરંતુ તમને તો વિશ્વાસ જ આવતો નથી. એ અત્યંત દુ:ખની વાત છે કે તમે મને આટલો બધો નીચ માનો છો?"

નિર્મળાએ આંસુ લૂછતાં લૂછતાં કહ્યું: "હું તમારા પર વહેમ નથી લાવતી, ભાઇ! તમે ચોરી કરી છે એવું હું નથી કહેતી. મેં તો માન્યું હતું કે કદાચ તમે મશ્કરી કરી હશે."

જિયારામ પર પોતે ચોરીનો સંદેહ શી રીતે લાવી શકે? દુનિયા તો એમ જ કહે કે બિચારા છોકરાની મા મરી ગઇ છે, એટલે હવે એના પર ચોરીનું આળ ચડાવવામાં આવે છે. મારા તો મોંઢે કાળાશનું પોતું જ ફરી જશે.

જિયારામે આશ્વાસન આપતાં કહ્યું: "ચાલો, હું આવીને તપાસ તો કરું, કે છેવટે લઇ કોણ ગયું? ચોર આવ્યો કયે રસ્તે?"

ભુંગી: "ભાઈ, તમે પણ ચોર આવ્યાની વાત કહો છો! ચોર તો ધારે તો ઉંદરના દરમાંથી પણ આવે, તો અહીં તો ચારે તરફ બારીઓ જ બારીઓ છે."

જિયારામ: "બધેય બરાબર ધ્યાન દઇને જોયું હતું?"

નિર્મળા: "ઘર આખું તો ઉપરનીચે કરી જોયું. હવે તો તમે કહો ત્યાં જઇને તપાસ કરું!"

જિયારામ: "તમે લોકો ઊંઘો છો પણ એવાં કે માથે ઢોલત્રાંસા વાગે તો પણ તમને કશી ખબર ન પડે."

ચાર વાગે મુનશીજી ઘેર આવ્યા, ત્યારે નિર્મળાની હાલત જોઈ તેને પૂછ્યું: "કેમ તબિયત કેમ છે? કશું થયું તો નથી ને?" એમ કહી તેમણે આશાને ગોદમાં તેડી લીધી.

નિર્મળા કશો જવાબ આપી ન શકી, તે પુનઃ રોવા લાગી.

ભુંગીએ કહ્યું : "આવું તો આ ઘરમાં ક્યારેય નહોતું બન્યું. મારી તો આખી ઉંમર આ ઘરમાં ગઈ. આજસુધીમાં ક્યારેય એક પૈસો પણ નથી ચોરાયો. દુનિયા તો કહેશે કે આ કામ ભુંગીનું જ છે, હવે તો ભગવાન જ લાજ આબરૂ રાખે તો છે."

મુનશીજી અચકનનાં બટન ખોલતા હતા. બટન પાછાં બંધ કરતાં તે બોલ્યા : "શું થયું છે? શું કશું ચોરાઇ ગયું છે?"

ભુંગી : "વહુજીનાં બધાં ઘરેણાં ચોરાઈ ગયાં."

મુનશીજી : "ક્યાં મૂક્યાં હતાં?"

નિર્મળાએ ડૂસકાં લેતાં લેતાં રાતની સારીય ઘટના કહી સંભળાવી, પરંતુ જિયારામ જેવા એક માણસને પોતાના ઓરડામાંથી પોતે જતાં જોયો હતો એટલી વાત ન કરી. મુનશીજીએ એક દીર્ઘ શ્વાસ લઈ કહ્યું : "ઈશ્વરને ઘેર પણ ન્યાય નથી. જે મરેલાં છે, એમને જ મારે છે. લાગે છે કે હવે છેલ્લા દિવસો આવી ગયા છે. પરંતુ ચોર આવ્યો, તો એ આવ્યો કયે રસ્તે? ક્યાંય એની નિશાની તો છે નહિ, અને ક્યાંયથી આવવાનો રસ્તો પણ નથી. તેમ મેં કાંઈ એવું પાપ પણ નથી કર્યું કે જેની મને આ સજા મળી હોય! વારંવાર હું કહેતો હતો કે ઘરેણાંનો દાબડો ગોખલામાં ન મૂકો, પણ સાંભળે જ કોણ?"

નિર્મળા: "મને શી ખબર કે આવો ગજબ તૂટી પડશે!"

મુનશીજી: "એટલું તો જાણતી હતી કે બધાય દિવસો

સરખા નથી જતા. આજે હવે નવાં બનાવવા જાઉં તો દસ હજાર કરતાં ઓછું ખરચ નહિ આવે. તદુપરાંત આજકાલ આપણી કેવી દશા ચાલે છે, એ તારાથી ક્યાં છૂપું છે. ઘરનું ખરચ જ માંડમાંડ પૂરું થાય છે, ત્યાં નવાં ઘરેણાં ક્યાંથી બનાવરાવવાં? જઇને હું પોલીસમાં ખબર તો આપું છું. પરંતુ પાછાં મળવાની કશી આશા ન સેવશો."

નિર્મળાએ આપત્તિના ભાવથી કહ્યું: "જ્યારે જાણો છો કે પોલીસમાં ખબર આપવાથી કશું વળવાનું નથી તો પછી ત્યાં જવાની શી જરૂર છે?"

મુનશીજી: "દિલ માનતું નથી બીજું શું? આટલું મોટું નુકશાન થાય અને ચૂપચાપ બેસી રહેવું, એ તો મારાથી નહિ બને."

નિર્મળા: "રહેવાનાં હોત તો જાત જ શું કરવા? તકદીરમાં જ નહોતાં, પછી ક્યાંથી રહે?"

મુનશીજી: "તકદીરમાં હશે. તો મળી રહેશે નહિ તો ગયાં તો છે જ."

મુનશીજી ઓરડા બહાર નીકળ્યા. નિર્મળાએ એમનો હા પકડીને કહ્યું: "હું કહું છું કે ન જશો. ક્યાંય એવું ન બને કે ઊલટાનું ગળે આવી પડે."

મુનશીજીએ હાથ છોડાવીને કહ્યું: "તું પણ કેવી નાનાં બાળકો જેવી વાત કરે છે! દસ હજારનું નુકશાન એ કાંઈ નાનુંસૂનું નુકસાન નથી કે હું ચૂપચાપ સહન કરી લઉં. હું રોતો નથી, પર મારા અંતરમાં અત્યારે શી વેદના ચાલી રહી છે,

તે તો માત્ર હું જ સમજું છું. આ આઘાત મારા કાળજાને વાગ્યો છે." એથી વધુ મુનશીજી આગળ ન બોલી શકયા. ગળું ભરાઈ આવ્યું, અને ત્વરાપૂર્વક ઓરડાની બહાર નીકળી ગયા, અને પોલીસ થાણે જઇ પહોંચ્યા. ફોજદાર એમનું બહુ માન રાખતો હતો. એક વાર તેને એમણે લાંચના ગુનામાંથી છોડાવ્યો હતો. એમની સાથે જ એ તપાસ કરવા આવી પહોંચ્યો. એનું નામ હતું આલાયારખાં.

સંધ્યા થઇ ગઈ હતી. ફોજદાર ઘર આખું જોઇ વળ્યો. અંદર જઇને નિર્મળાના ઓરડાની પણ બહુ ધ્યાનપૂર્વક તપાસ કરી. ઉપરની છતની પણ તપાસ કરી. મહોલ્લાના બેચાર માણસો સાથે થોડીક ખાનગીમાં વાતચીત કરી, અને પછી તેણે મુનશીજીને કહ્યું: "જનાબ, ખુદાની કસમ, આ કોઇ બહારના માણસનું કામ નથી. ખુદાની કસમ, જો બહારનો માણસ નીકળે તો આજથી જ ફોજદારી કરવી મૂકી દઉં. આપના ઘરમાં કોઈ એવો નોકર તો નથી કે જેના પર આપને શક હોય?"

મુનશીજી: "ઘરમાં આજકાલ માત્ર એક દાસી જ છે."

ફોજદાર: "અરે એ તો ગાંડી છે. આ તો કોઇ મહા ખેલાડીનું કામ છે, ખુદાની કસમ."

મુનશીજી: "તો પછી ઘરમાં બીજું કોણ છે? મારા બે છોકરા છે પત્ની છે. એક વિધવા બહેન છે. એમાંથી કોના પર સંદેહ લાવું?"

ફોજદાર: "ખુદાની કસમ, ઘરના જ કોઈ માણસનું કામ છે, પછી એ જે હોય તે. ઇન્શાઅલ્લાહ બે ચાર દિવસમાં જ હું આની આપને ખબર આપીશ. એ તો નથી કહી શકતો

કે માલ પણ બધો આપને પાછો મળી જશે, પરંતુ ખુદાની કસમ ચોર તો જરૂર પકડી બતાવીશ."

ફોજદાર ચાલ્યો ગયો એટલે મુનશીજીએ અંદર આવી નિર્મળાને બધી વાત કરી. નિર્મળા વાત સાંભળી ઠરી ગઈ. તે બોલી ઊઠી: "તમે જઈને ફોજદારને કહી આવો કે વધુ તપાસ ન કરે હું તમારા પગે પડું છું."

મુનશીજી: "કેમ?"

નિર્મળા: "શી રીતે તમને સમજાવું? એ કહે છે તો ખરો કે ઘરના જ કોઈ માણસનું આ કામ છે."

મુનશીજી? "તો છો કહેતો."

જિયારામ પોતાના ઓરડામાં બેઠોબેઠો ઈશ્વરસ્મરણ કરતો હતો. તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. એણે સાંભળ્યું હતું કે પોલીસ ખાતું માણસનો ચહેરો જોઈને જ પકડી આપે છે. ઘરબહાર નીકળવાની હિંમત ચાલતી નહોતી. બન્ને વચ્ચે શી વાતચીત થઈ, તે જાણવા માટે તે ખૂબ તલપાપડ થઈ ગયો હતો. જેવો ફોજદાર ચાલ્યો ગયો, અને ભુંગી કશા કામસર બહાર નીકળી કે તેને બોલાવીને તેણે પૂછ્યું: "ફોજદાર શું કહેતો હતો, ભુંગી?"

ભુંગીએ નજીક આવી કહ્યું: "એ તો મૂઓ કહેતો હતો કે ઘરના જ કોઈ માણસનું કામ છે. બહારનું કોઈ નથી."

જિયારામ: "પિતાજીએ કશું ન કહ્યું?"

ભુંગી: "કશું નહોતું કહ્યું, માત્ર 'હું હું' કરતા હતા. ઘરમાં માત્ર એક ભુંગી જ બહારની છે ને, બાકી તો બધાં ઘરનાં જ છે!"

જિયારામઃ “ હું પણ બહારનો છું, તું એકલી જ કેમ ?”

ભુંગીઃ “ તમે બહારના ક્યાંથી, ભાઈ ?”

જિયારામઃ “પિતાજીએ ફોજદારને કહ્યું નહિ કે ઘરમાં એમને કોઈ પર શક નથી ?”

ભુંગીઃ “મેં એવું કશું સાંભળ્યું નહોતું. બિચારા ફોજદારે પોતે જ કહ્યું હતું કે, ભુંગી તો ગાંડી છે, એ શું ચોરી કરે ! બાબુજી તો મને જ સંડોવતા હતા.”

જિયારામઃ “ત્યારે તું તો બચી ગઈ. એકલો જ હું રહી ગયો. તું જ કહે, તેં મને તે દહાડે ઘરમાં જોયો હતો ?”

ભુંગીઃ “ના ભાઈ, તમે તો નાટક જોવા ગયા હતા.”

જિયારામઃ “ એવી સાક્ષી આપીશને ?”

ભુંગીઃ “ આ શું બોલો છો, ભાઈ ! વહુજી તપાસ જ બંધ કરાવી દેશે.”

જિયારામઃ “ સાચું ?”

ભુંગીઃ “ હા ભાઈ, એ તો ક્યારનાંય કહ્યા કરે છે કે તપાસ બંધ કરાવો. ઘરેણાં ગયાં તો છો ગયાં. પરંતુ બાબુજી માનતા નથી.”

પાંચ છ દિવસ સુધી જિયારામે પેટ ભરીને ખાધું પણ નહિ. ક્યારેક એ ચાર કોળિયા ભરીને જ ઊઠી જતો, તો ક્યારેક વળી કહેવડાવી દેતો કે પોતાને ભૂખ નથી. તેનો ચહેરો દિવસે દિવસે વધુ મ્લાન થતો જતો હતો. રાત આખી પાસાં ઘસવામાં વીતતી. પ્રતિક્ષણ ફોજદાર આવ્યાનો ભય લાગ્યા કરતો. જો એ જાણત કે મામલો આટલે હદ સુધી પહોંચશે તો એ ક્યારેય આવું કામ ન કરત. તેણે તો ધાર્યું હતું કે કોકના પર શક જશે. મારા તરફ તો કોઈનુંય લક્ષ નહિ જાય.

પરંતુ હવે ભંડો ફૂટતો જતો હતો એમ લાગતું હતું. અભાગિયો ફોજદાર જે રીતે આ મામલાની તપાસ કરતો હતો, તેથી જિયારામનો ભય વધતો જતો હતો.

સાતમે દહાડે જિયારામ સંધ્યા સમયે ઘેર પાછો ફર્યો, ત્યારે તે અત્યંત ચિંતાતુર હતો. આજપર્યંત તો એને બચવાની કંઈક આશા હતી. માલનો હજી સુધી ક્યાંય પત્તો નહોતો મળ્યો. પરંતુ આજે એને મુદ્દામાલ જડી આવ્યાની ખબર મળી હતી. હમણાં જ પાછળ પાછળ ફોજદાર પોલીસોને લઈને આવતો હશે. હવે બચવાનો કોઈ ઉપાય રહ્યો નથી. સંભવ છે કે ફોજદારનું મોં મીઠું કરવાથી તે મામલો દબાવી દે. રૂપિયા હાથમાં જ હતા. પરંતુ વાત શું છૂપી રહી શકશે? હજી મુદ્દામાલ નહોતો મળ્યો, છતાં ગામ આખાયમાં વાત ઊડી ચૂકી હતી કે છોકરાએ જ ઘરેણાં ચોર્યાં હતાં. મુદ્દામાલ મળી જતાં તો વાત ઘેરઘેર ફેલાઈ જશે. પછી તો પોતે કોઈને પણ મોં નહિ દેખાડી શકે.

મુનશીજી કચેરીમાંથી પાછા ફર્યા, ત્યારે અત્યંત ગભરાયેલા હતા. માથું પકડી ખાટલા પર ઢળી પડ્યા.

નિર્મળાએ કહ્યું: "કપડાં કેમ નથી ઉતારતા? આજ તો રોજ કરતાં પણ ઘણું મોડું થઈ ગયું છે."

મુનશીજી: "કપડાં શું ઉતારું? તેં કાંઇ સાંભળ્યું?"

નિર્મળા: "શું છે? મેં તો કશું નથી સાંભળ્યું?"

મુનશીજી: "મુદ્દામાલનો પત્તો મળ્યો. હવે જિયારામ નહિ બચી શકે."

નિર્મળાને આશ્ચર્ય ન થયું, જાણે કે પોતે આ વાત જાણતી હતી એવું તેના ચહેરા પરથી ભાસતું હતું. તે બોલી: "હું

પહેલાંથી જ કહેતી હતી કે પોલીસમાં ખબર ન આપશો."

મુનશીજીઃ "તને જિયારામ પર શક હતો ?"

નિર્મળાઃ "શક કેમ નહોતો ? મેં તો એને મારા ઓરડામાંથી બહાર નીકળતાં જોયો હતો."

મુનશીજીઃ "તો પછી તેં મને વાત કેમ નહોતી કરી ?"

નિર્મળાઃ "એ વાત મારાથી કહેવાય એવી ન હતી. તે વખતે તમને જરૂર એમ જ લાગત કે હું ઇર્ષ્યાવશ થઇ આ આક્ષેપ મૂકી રહી છું. કહો, તમને એવો વિચાર આવત કે નહિ ? જૂઠું ન બોલશો."

મુનશીજીઃ "સંભવ છે કે એવો જ વિચાર આવત, હું ઇન્કાર નથી કરી શકતો. છતાં પણ તારે મને એ સમયે જ કહી દેવું જોઇતું હતું. તો આ બધી આફત ન આવત. તેં તારી પોતાની કીર્તિનો બચાવ કરવા પ્રયત્ન કર્યો પરંતુ એ વિચાર ન કર્યો કે પરિણામ શું આવશે. હું સીધો થાણેથી જ ચાલ્યો આવું છું. અલાયારખાં આવતો જ હશે."

નિર્મળાએ હતાશ થઈ જતાં પૂછ્યું: "તો હવે ?"

મુનશીજીએ આકાશ તરફ જોઇ રહેતાં જણાવ્યું: "હવે તો જેવી ભગવાનની ઇચ્છા ! હજાર બે હજાર રૂશ્વત આપવા માટે પાસે હોય, તો કદાચ મામલો દબાઇ જાય, પરંતુ મારી સ્થિતિ તો તું જાણે છે ! તકદીર જ વાંકાં છે, બીજું કશું નહિ. પાપ તો મેં કર્યાં છે, અને દંડ કોણ ભોગવે છે ? એક છોકરો હતો એની આ દશા થઇ. હવે આ બીજાની કોણ જાણે શીય દશા થશે. નાલાયક હતો, ઉડાઉ હતો, કામનો ચોર હતો, છતાં હતો તો પેટનો જ છોકરો. કોક વખત પણ સુધરત. આ આઘાત હવે સહ્યો નહિ જાય."

નિર્મળા: "કંઇ આપવા કરવાથી બચાવી શકાય એમ હોય તો હું પૈસાની જોગવાઇ કરું."

મુનશીજી: "કરી શકીશ? કેટલાની જોગવાઇ કરીશ?"

નિર્મળા: "કેટલાની જરૂર પડશે?"

મુનશીજી: "હજાર તો ઓછામાં ઓછા જોઇશે. મેં એક મુકર્દમામાં એની પાસેથી પૂરા હજાર લીધા હતા. એની કસર એ આજે કાઢશે."

નિર્મળા: "ઠીક, એટલાની જોગવાઇ થઈ રહેશે. તમે તુરત જ થાણામાં જાઓ."

મુનશીજીને થાણામાં ઘણો સમય રોકાવું પડ્યું. એકાન્તમાં વાતચીત કરવાની તક બહુ વાર પછી મળી. અલાયારખાં જૂનો ખેલાડી હતો, મહામુશ્કેલીએ તે ઠેકાણે આવ્યો. પાંચસો રૂપિયા લેવા છતાં અહેસાનનો બોજો તો શિર પર લાદ્યો જ. કામ થઇ ગયું. પાછા ફરી નિર્મળાને કહ્યું: "લો ભાઈ, કામ તો પાર પડ્યું. રૂપિયા તેં આપ્યા, પરંતુ કામ તો મારી જબાને કર્યું. મહામુશ્કેલીએ તે માન્યો. આ પણ એક પાઠ મળ્યો. જિયારામે ખાધું?"

નિર્મળા: "એ તો હજી ફરવા ગયો છે તે પાછો આવ્યો જ નથી."

મુનશીજી: "બાર તો વાગી ગયા હશે."

નિર્મળા: "કેટલીય વાર જોઇ આવી. ઓરડામાં તો સાવ અંધારું છે."

મુનશીજી: "અને સિયારામ?"

નિર્મળા: "એ તો ખાઇપીને સૂઈ ગયો."

મુનશીજી: "એને પૂછ્યું નહિ કે જિયારામ ક્યાં ગયો છે?"

નિર્મળા: "એ તો કહે છે કે મને કશું કહ્યું નહોતું."

મુનશીજીને કાંઇક વહેમ પડ્યો. સિયારામને જગાડીને પૂછ્યું: "તને જિયારામે કશું કહ્યું નથી કે પોતે ક્યારે પાછો ફરશે! એ ક્યાં ગયો છે?"

સિયારામે માથુ ખંજવાળતાં અને આંખો ચોળતાં ચોળતાં જણાવ્યું: "મને કશું કહ્યું નથી."

મુનશીજી: "બધાં કપડાં પહેરીને ગયો છે?"

સિયારામ: "ના, માત્ર ધોતિયું અને પહેરણ પહેર્યું હતું."

મુનશીજી: "જતી વખતે આનંદમાં હતો?"

સિયારામ: "ના, કાંઇ આનંદમાં હોય તેવું તો નહોતું લાગતું. કેટલીય વાર અંદર આવવાનો વિચાર કર્યો. પરંતુ બહારથી જ પાછા વળી ગયા, કેટલીક વાર સુધી તો આંગણામાં જ ઊભા રહ્યા. જતી વખતે આંખો લૂછતા હતા. બહાર છેલ્લા કેટલાક દહાડાથી આખો વખત રખડ્યા કરતા હતા"

મુનશીજીએ એવો દીર્ઘ નિશ્વાસ મૂક્યો કે જાણે જીવ માં હવે કશું જ રહ્યું ન હતું. નિર્મળાને તેમણે કહ્યું: "તેં જે કર્યું તે તારી સમજ મુજબ ભલે સારા માટે હતું, પરંતુ મારો કોઈ શત્રુ પણ મારા પર આથી વધુ કઠોર આઘાત ન કરી શકત. જિયારામ સાચું જ કહેતા હતો કે મેં ફરીથી લગ્ન કર્યાં એ જ મારા જીવનની સૌથી મોટી ભૂલ હતી!"

બીજા કોઇ સમયે નિર્મળા આવા કઠોર શબ્દો સાંભળી ક્રોધની મારી સળગી ઊઠી હોત, પરંતુ અત્યારે તો એ પોતે જ

પોતાની ભૂલ પર પશ્ચાતાપ કરતી હતી. જો જિયારામની માતા જીવતી હોત, તો એ શું આવો સંકોચ કરત? કદાપિ નહિ! તે બોલી : " જરા ડૉકટરસાહેબને ત્યાં તો જઇને ખબર કાઢો, કદાચ ત્યાં બેઠા હશે. રોજ ઘણા ય છોકરાઓ ઘેર આવે છે, એમાંથી કોકને પૂછી જોશો તો પણ ભાળ મલી આવશે. ફૂંકીફૂંકીને ડગલું ભરવા છતાં પણ અંતે અપજશની કાળી ટીલી તો મળી જ!"

મુનશીજીએ, જાણે કે ઉઘાડી બારીને સંબોધન કરીને, કહ્યું: "હા જાઉં છું. બીજું શું કરવાનો હતો?"

મુનશીજી બહાર આવ્યા, તો જણાયું કે ડૉકટર સિંહા બારણામાં જ ઊભા હતા. ચમકીને પૂછ્યું: "તમે કયારના આવ્યા છો!"

ડૉકટરઃ "હું તો હજી હમણાં જ ચાલ્યો આવું છું. તમે અત્યારે આ વખતે કયાં જતા હતા? સાડાબાર તો વાગી ગયા!"

મુનશીજીઃ "તમારી તરફ જ આવતો હતો. જિયારામ હજી બહારથી ફરીને નથી આવ્યો, તમારી બાજુ તો નહોતો આવ્યો?"

ડૉકટર સિંહાએ મુનશીજીના બન્ને હાથ પકડી લીધા, અને હજી એટલું જ કહી શકયા કે: "ભાઈસાહેબ, હવે ધીરજથી કામ ..." કે મુનશીજી, બંદુકની ગોળી વાગેલા મનુષ્યની જેમ, ધડાક કરતા જમીન પર ઢળી પડ્યા.

# પ્રકરણ ૨૧ મુ

રુકિમણીએ જરા ગુસ્સાભર્યા સ્વરે નિર્મળાને સંબોધીને કહ્યું: "શું ઉઘાડા પગે જ નિશાળે જશે?"

નિર્મળા આશાના વાળ ઓળતી હતી. તેણે જણાવ્યું. "હું શું કરું? મારી પાસે પૈસા નથી."

રુકિમણી: "ઘરેણાં ઘડાવવા પૈસા મળે છે, અને છોકરા માટે જોડા લાવતી વખતે પૈસામાં આગ લાગી જાય છે. બે તો આમને આમ ગયા, શું છેવટે આ ત્રીજાને પણ રડાવી રડાવીને મારી નાખવાનો ઇરાદો છે?"

નિર્મળાએ દીર્ઘ શ્વાસ લઇ કહ્યું. "જેને જીવવું હશે તે જીવશે અને જેને મરવું હશે તે મરશે, હું કોઇને મારવા કે જીવાડવા નથી માગતી."

આજકાલ ગમે તે વાત પર રુકિમણી અને નિર્મળા વચ્ચે રોજ કંકાસ જામતો. જ્યારથી ઘરેણાં ચોરાઇ ગયાં છે, ત્યારથી

તે એક એક પાઇ જાણે કે દાંતથી પકડી રાખતી લાગે છે. સિયા-રામ રોઇરોઇને ભલે પ્રાણ કાઢે, પરંતુ એને મીઠાઇ ખાવા પૈસો નથી મળતો, અને આ જાતનું વર્તન માત્ર સિયારામ એકલા સાથે જ નહોતું સ્વયં નિર્મળા પોતાની જરૂરિયાતોમાં પણ એમજ કરતી. સાડલો જ્યાં સુધી ફાટીને તારતાર ન થઇ જાય ત્યાં સુધી નવો સાડલો નહોતી ખરીદતી. મહિનાઓ સુધી માથામાં નાખવાના ધુપેલ વિના ચલાવી લેતી. પાન ખાવાનો એને શોખ હતો, પરંતુ હવે દિવસોના દિવસો સુધી પાનદાની ખાલી પડી રહેતી, એટલે સુધી કે આશાને માટે હવે દૂધ પણ લાવવું બંધ કરી દીધું હતું. નાનાશા શિશુનું ભવિષ્ય વિરાટ રૂપ ધારણ કરી તેના વિચારક્ષેત્રને ઘેરી લેતું હતું.

મુનશીજીએ તો પોતાને સંપૂર્ણતઃ નિર્મળાના હાથમાં જ સોંપી દીધા હતા. તેના કોઇ પણ કામમાં પોતે માથું નથી મારતા. ન જાણે શાથી પણ જાણે કે એનાથી હવે દબાયેલા રહેતા. તેઓ હવે દરરોજ નિયમિત કચેરીમાં હાજરી આપતા. આટલી જહેમત તો તેમણે પોતાની યુવાનીમાં પણ નહોતી ઉઠાવી. આંખો ખરાબ થઈ ગઇ હતી. ડૉકટર સિંહાએ એમને રાતના વાંચવા લખવાની મનાઇ કરી હતી, પાચનશકિત તો પહેલાંથી દુર્બળ હતી પરંતુ હવે તો તે વધુ ખરાબ થઈ ગઇ હતી, દમનો વ્યાધિ પણ ધીમે ધીમે ઘર કરતો જતો હતો, પરંતુ બિચારા વહેલી સવારથી અડધી રાત સુધી ટ્રામના ઘોડાની માફક બરાબર એક સરખું કામ કર્યા કરતા. કામ કરવા માટે મન હોય યા ન હોય, તબિયત સારી હોય યા ન હોય, છતાં કામ તો કરવું જ પડતું. નિર્મળાને એમના પર જરા પણ દયા નહોતી. ભવિષ્યની ભીષણ ચિંતાએ તેના આંતરિક સદ્‌ભાવોનો સર્વનાશ કરી નાખ્યો હતો.

બારણે કોઇ યાચકનો અવાજ સાંભળી તે ચિડાઈ જતી. તે એક પાઇ પણ નકામો વ્યય કરવા નહોતી ઈચ્છતી.

એક દિવસ નિર્મળાએ સિયારામને ઘી લેવા બજારમાં મોકલ્યો. ભુંગી પર હવે તેને વિશ્વાસ નહોતો, તેથી તેને તે હવે કશું પણ ખરીદવા ન મોકલતી. સિયારામને પરચુરણ કામ કરવાની આદત નહોતી. ચારના પાંચ કરતાં તેને નહોતું આવડતું. પરિણામે બજારનું બધું કામ તેને જ કરવું પડતું. નિર્મળા એક એક વસ્તુને તોડતી, કોઈ વસ્તુ જરા પણ ઓછી નીકળી, તો તુરત જ તેને પાછી મોકલતી. સિયારામનો ઘણોખરો સમય આ આવજાવમાં જ વીતતો. વેપારીઓ પણ એને તુરત જ માલ ન આપતા. આજે પણ એવું જ બન્યું. સિયારામ પોતાના મત મુજબ ઘણી દુકાનોએ તપાસ કર્યા બાદ ઘણું સારું ઘી લાવ્યો હતો, પરંતુ નિર્મળાએ તેને સૂંઘી જોતાં જ કહ્યું: "ઘી ખરાબ છે, પાછું આપી આવ."

સિયારામે ચિડાઇને કહ્યુ: "આનાથી વધારે સારું ઘી બજારમાં નથી મળતું, હું એકેએક દુકાને તપાસ કરીને આવ્યો છું."

નિર્મળા "તો શુ હું જૂઠું કહું છું ?"

સિયારામ : "હું એમ નથી કહેતો, પરંતુ વાણિયો હવે ઘી પાછું નહિ લે. તેણે મને કહ્યું હતું કે જેટલું જોવું હોય એટલું અહીં જોઇ લ્યો, માલ તમારી સામે છે. બોણીના વખતે હું માલ પાછો નહિ લઉં. સૂંઘીને, ચાખીને પછી લીધું, હવે કયા મોંએ પાછું આપવા જાઉં ?"

નિર્મળાએ દાંત કચકચાવીને કહ્યું: "ઘીમાં ચરબીનો ચોકખો ભેગ છે, અને તું કહે છે કે ઘી સારું છે. હું એને

નહિ વાપરું. તારી ઇચ્છા હોય તો પાછું આપી આવ, યા તો તું પોતે ખાઈ જજે."

કહી ઘીની તપેલી ત્યાં જ મૂકી તે ઘરમાં ચાલી ગઇ. સિયારામ ક્રોધ અને ક્ષોભથી કાતર થઇ ઊઠયો. એ હવે શું મોં લઇને પાછું આપવા જાય? વાણિયો રોકડું સંભળાવી દેશે: "હું પાછું નહિ રાખું," તે વખતે પોતે શું કરશે? આજુબાજુના બીજા વેપારીઓ અને રસ્તે જનારાઓનું ત્યાં ટોળું જામશે. એ બધાની આગળ પોતાને લજ્જિત થવું પડશે. આમે બજારમાં કોઈ પણ વહેપારી એને તુરત જ માલ નથી આપતો. તેને કોઇ પણ દુકાન પર ઊભું નથી રાખતું. ચારે તરફથી એના પર તડી પડશે. તેણે મનમાં ને મનમાં રોષે ભરાઈ ને કહ્યું: "ભલે પડ્યું રહે, હું તો પાછું આપવા નથી જવાનો.."

માતૃહીન બાળક જેવું દુઃખ દીન પ્રાણી જગતમાં બીજું કોઇ નથી હોતું. તે બધાં દુઃખો ભૂલી જાય છે, પરંતુ માતાની સ્મૃતિ ક્યારેય નથી ભૂલી શકતું. સિયારામને અત્યારે માતા યાદ આવી. માતા જીવતી હોત તો શું આજે પોતાને આ બધું સહેવું પડત? મોટાભાઈ પણ ચાલ્યા ગયા, જિયારામ પણ વિદાય થઇ ગયો. હું જ એકલો આ વિપત્તિઓ સહેવા પાછળ રહી ગયો. સિયારામની આંખોમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી. તેના શોકાતુર કંઠમાંથી એક દીર્ઘ શ્વાસ સાથે મિશ્રિત થયેલા શબ્દો બહાર આવ્યા: "માતા! તું મને કેમ ભૂલી ગઇ. મને કેમ તારી પાસે નથી બોલાવી લેતી?"

સહસા નિર્મળા પુનઃ એ ઓરડા તરફ આવી. તેણે ધાર્યું હતું કે સિયારામ ઘી લઇને ગયો હશે. તેને ત્યાં બેસી રહેલો

જોઈ તે ગુસ્સાથી બોલી : "તું હજી સુધી અહીં જ બેસી રહ્યો છું ? તો પછી રંધાશે ક્યારે ?"

સિયારામે આંખો લૂછી નાખી, અને બોલ્યો : "મારે નિશાળે જવાનું મોડું થશે."

નિર્મળા : "એક દિવસ મોડું થશે એમાં ખાટુંમોળું નહિ થઈ જાય આ પણ ઘરનું જ કામ છે."

સિયારામ : "મારે તો રોજ એમાં રોકાઇ રહેવું પડે છે. હું ક્યારેય નિશાળે વખતસર નથી જઈ શકતો. ઘેર પણ વાંચવાનો વખત નથી મળતો. કોઈ પણ વસ્તુ બેચાર વખત આવજાવ કર્યા વગર ઘરમાં નથી આવતી. તડી પડે છે તો મારા પર, શરમાવું પડે છે તો મારે, તમારે શું ?"

નિર્મળા : "હાસ્તો; મારે શું ? હું તો તારી દુશ્મન ખરીને. પોતાનું હોત તો મને દુઃખ થાત. હું તો ઈશ્વર સમક્ષ રોજ પ્રાર્થના કરતી હોઇશ કે તું ભણીગણી ન શકે. બધો દોષ મારો જ છે. તારો તો એક પણ નથી. અપર મા થઇ એટલે થઇ ચૂક્યું. સગી મા ઝેર ખવડાવે તો પણ એ અમૃત ગણાય; અને હું અમૃત પાઉં તો પણ એ ઝેર મનાય! તમારા બધાને લઈને તો હું ધૂળધાણી થઈ ગઈ. રોતાં રોતાં ઉંમર આખી વીતી. પરંતુ ખબર જ ન પડી કે ભગવાને મને શા માટે જન્મ આપ્યો હતો, અને છતાંય તમે બધાં તો એમજ માનો છો કે હું તો લહેર કરું છું. ચેનબાજી ઉડાવું છું. તમને સતાવવામાં મને આનંદ આવે છે. ભગવાન પણ એવો નિષ્ઠુર છે, નહિ તો આ બધાનો ક્યારનો અંત આવી ગયો હોત !"

એમ કહેતાં કહેતાં નિર્મળાની આંખો ભરાઈ આવી. તે

અંદર ચાલી ગઇ. સિયારામ એને રોતાં જોઇ ઠરી ગયો. તેને ગ્લાનિ તો ન આવી. હા એટલી શંકા જાગી કે ન જાણે આનો શોય દંડ ભોગવવો પડશે. તેણે ચૂપચાપ તપેલી લીધી. અને કોઇ નવો કુતરો ગામમાં ગરીબડી રીતે ચૂપચાપ દાખલ થાય. તે રીતે તે બજાર તરફ જવા નીકળ્યો. એ કુતરાની જેમ તેની મનોગત વેદના તેના એકેએક અંગમાંથી પ્રકટ થતી હતી. તેને જોઈને સાવ સામાન્ય બુદ્ધિનો માણસ પણ કહી શકે કે આ કોઇ અનાથ બાળક છે.

સિયારામ જેમ જેમ આગળ વધતો જતો હતો, તેમ તેમ આગામી સંગ્રામના ભયથી તેના હૃદયના ધબકારા પણ વધતા જતા હતા. તેણે નિશ્ચય કર્યો. "જો વાણિયો ઘી પાછું નહિ રાખે. તો હું ઘી ત્યાં જ મૂકીને ચાલ્યો આવીશ. જખમારીને વાણિયો પોતે જ મને પાછો બોલાવશે." વાણિયાને દાટી દેવા માટેના શબ્દો પણ તેણે ગોખી રાખ્યા. પોતે કહેશે: "કેમ શેઠ, આવા ધંધા કરો છો કે! બતાવો છો સારો માલ, અને પછી પધરાવો છો રદ્દી માલ?" પરંતુ આવા બધા નિશ્ચય કરવા છતાં તેના પગની ગતિ ધીમી પડતી જતી હતી. પોતાને વાણિયો આવતાં જોઇ જાય એવું એ ઇચ્છતો ન હતો. પોતે અકસ્માત જ તેની આગળ જઈ પહોંચવા ઇચ્છતો હતો. તેથી ચક્કર ખાઇ બીજી ગલીમાં થઈ વાણિ-યાની દુકાને પહોંચ્યો.

તેને જોતાં જ વાણિયાએ કહ્યું: "મેં તને પહેલેથી જણાવી દીધું હતું કે હું ઘી પાછું નહિ લઉં. બોલ, કહ્યુ હતું કે નહિ?"

સિયારામે જરા ગુસ્સે થઈને જણાવ્યું: "તમે જે ઘી દેખાડયં હતં તે કયાં આપ્યું છે? બતાવ્યો એક માલ. અને

પધરાવ્યો બીજો જ. પછી કેમ પાછો નહિ લ્યો? લૂંટવા બેઠા છો કે શું?"

વેપારી: "આના કરતાં વધારે સારું ઘી બજારમાંથી લઇ આવો તો તમે કહો તે દંડ આપું? જાઓ, જઇને બે ચાર દુકાને તપાસ કરી આવો."

સિયારામ "અમે એવા કાંઈ નવરા નથી. તમો તમારે આ ઘી પાછું લઇ લો."

વેપારી: "ઘી પાછું નહિ લેવાય."

વાણિયાની દુકાન પર બેઠો બેઠો એક જટાધારી સાધુ આ તમાશો જોઈ રહ્યો હતો. તે ઊભો થઇને સિયારામ પાસે આવ્યો, અને તપેલીમાંનું ઘી સૂંઘીને બોલ્યો: "બેટા, ઘી તો બહુ સરસ દેખાય છે."

વાણિયાને ટેકો મળતાં તે બોલ્યો: "મહારાજ, અમે લોકો તો ખુદ જ ખરાબ માલ નથી આપતા. ખરાબ માલ શું સારા ઘરાકોને અપાતો હશે?"

સાધુ: "ઘી લઇ જા બેટા, બહુ સરસ છે."

સિયારામ રોઈ પડ્યો. ઘી ખરાબ ઠરાવવા માટે હવે તેની પાસે કોઇ પ્રમાણ નહોતું રહ્યું. તે બોલ્યો, "એ કહે છે કે ઘી સારું નથી, પાછું આપી આવ. હું તો કહેતો હતો કે ઘી સરસ છે."

સાધુ: "કોણ કહે છે?"

વેપારી: "એમની મા કહેતી હશે. કોઈ પણ વસ્તુ

બેચાર આંટા ફેરા ખવરાવ્યા કરે છે. સાવકી મા છે ને! સગી મા હોય તો જરા વિચાર પણ કરે." સાધુએ સિયારામ પ્રતિ સદ્ય નેત્રો વડે જોયું, જાણે કે એને આશ્વાસન આપવા માટે તેનું હૃદય આકુળવ્યાકુળ થઈ ગયું હતું. એ કરુણ સ્વરે બોલ્યો: "તારી માતાને ગુજરે કેટલો સમય થયો બેટા?"

સિયારામ: "છઠ્ઠું વર્ષ જાય છે."

સાધુ: "ત્યારે તો તું એ વખતે બહુ નાનો હોઈશ. ભગવાન. તારી લીલા કેટલી વિચિત્ર છે! આવા દૂધ પીતા બાળકને તેં માતૃ પ્રેમથી વંચિત કર્યો! બહુ અનર્થ થાય છે. ભગવાન! હાય, છ વર્ષનો બાળક અને માથે સાવકી માતા! પ્રભુ દયાનિધિ! શેઠ, બાળક પર દયા કરો અને ઘી પાછું રાખી લ્યો, નહિતો એની મા એને ઘરમાં પણ નહિ પેસવા દે. ભગવાનની ઈચ્છાથી તમારું એ ઘી જલદી વેચાઈ જશે. મારો આશીર્વાદ છે."

વેપારીએ પૈસા પાછા ન આપ્યા. અંતે છોકરાને પાછું ઘી લેવા તો આવવું જ પડશે. કોણ જાણે દહાડામાં કેટલાય ધક્કા ખાવા પડે! તેણે પોતાની દુકાનમાંથી સારામાં સારું ઘી સિયારામને આપ્યું. સિયારામ મનમાં વિચારતો હતો કે સાધુ મહારાજ કેટલા બધા દયાળુ છે! એમણે ભલામણ કરી ન હોત, તો વાણિયો શેનું પોતાને સારું ઘી આપત?

સિયારામ ઘી લઈને જવા નીકળ્યો. એટલે સાધુ પણ તેની સાથે થયો. અને રસ્તામાં મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. "બેટા, મારી માતા પણ મને ત્રણ વર્ષનો મૂકીને પરલોક સિધાવી હતી. ત્યારથી જ્યારે જ્યારે હું માતૃહીન બાળકોને જોઉં છું ત્યારે મારું હૃદય ફાટી જાય છે."

સિયારામે પૂછ્યું: "તમારા પિતાજીએ પણ શું બીજી વાર લગ્ન કર્યાં હતાં?"

સાધુ: "હા, બેટા! નહિ તો મારે સાધુ શું કરવા થઇ જવું પડત! પહેલાં તો પિતાજી લગ્ન કરવાની ના પાડતા હતા. એ મને ખૂબ ચાહતા. પણ પાછળથી કોણ જાણે કે કેમ મન બદલાઇ ગયું, અને એમણે લગ્ન કર્યું. હું સાધુ છું, એટલે મારે કટુ વચન મોંએથી ન કાઢવું જોઇએ પરંતુ મારી અપર મા જેટલી રૂપે સુંદર હતી. તેટલી જ ગુણે કઠોર હતી. મને દહાડાના દહાડા સુધી ખાવાનું ન આપતી અને રોતો તો મારતી. પિતાજી પણ બદલાઇ ગયા, એમને તો મારું મોં જોવું પણ ન ગમતું. મને રોતો સાંભળી એ પણ મારવા લાગતા. અંતે એક દિવસ હું ઘર છોડી ચાલી નીકળ્યો."

સિયારામના મનમાં પણ ઘર છોડીને નાસી જવાનો વિચાર કેટલીયવાર આવ્યો હતો. તે સમયે પણ તેના મનમાં એ જ વિચાર રમતો હતો. તે ઉત્સુકતાસર બોલ્યો: "ઘેરથી નાસી જઇને તમે કયાં ગયા હતા?"

સાધુએ હસીને કહ્યું: "તે જ દિવસથી મારાં તો સર્વ કષ્ટોનો અંત આવી ગયો, જે દિવસે ઘરના મોહ બંધનમાંથી છૂટયો, અને મનમાંથી ભય નીકળી ગયો, તે જ દિવસથી જાણે કે મારો તો ઉદ્ધાર જ થઇ ગયો. તે આખો દહાડો તો હું એક પૂલ નીચે બેસી રહ્યો. સંધ્યા સમયે મને એક મહાત્મા મળ્યા. એમનું નામ હતું સ્વામી પરમાનંદજી! એ બાળ બ્રહ્મચારી હતા. મારા પર એમને દયા આવી. અને એમણે મને પોતાની પાસે રાખ્યો. એમની સાથે હું દેશ દેશાન્તર ફરવા ગયો. એ મહાયોગી હતા. એમણે મને પણ યોગવિદ્યા

કે જ્યારે ઇચ્છામાં આવે છે ત્યારે માતાનાં દર્શન કરી લઉં છું. તેમની સાથે વાતો પણ કરું છું."

સિયારામે વિસ્ફારિત નેત્રોએ જોઈ રહેતાં પૂછ્યું: "તમારી માતાનો તો દેહાન્ત થઈ ગયો હતો?"

સાધુ: "તેથી શું થયું બેટા, યોગવિદ્યામાં એવી શક્તિ છે કે તે ગમે તે મૃત આત્માને બોલાવી શકે છે."

સિયારામ: "હું યોગવિદ્યા શીખું, તો મને પણ મારી માતાનાં દર્શન થશે?"

સાધુ: "જરૂર! અભ્યાસથી બધું થઈ શકે છે. હા, યોગ્ય ગુરુ મળવો જોઈએ. યોગદ્વારા તો ભારે ભારે સિદ્ધિઓ પણ પ્રાપ્ત કરી શકાય છે. પળમાત્રમાં માંગીએ તેટલું ધન આવીને હાજર થાય. ગમે તેવા રોગની ઔષધિ પણ મેળવી શકાય."

સિયારામ: "તમે ક્યાં રહો છો?"

સાધુ: "બેટા, અમારે વળી રહેઠાણ કેવું? અમે તો દેશદેશાન્તરોમાં ફર્યા કરનારા. ઠીક બેટા, તું હવે જા, હું પણ હવે જઈને સ્નાનસંધ્યા કરી લઉં."

સિયારામ: "ચાલો, હું પણ તમારી સાથે આવું છું. તમારાં દર્શનથી હજી મન નથી ભરાયું."

સાધુ: "ના બેટા, તારે નિશાળે જવાનું મોડું થતું હશે."

સિયારામ: "તો પછી હવે તમારાં દર્શન ફરી ક્યારે થશે?"

સાધુ: "વળી પાછો ક્યારેક આવી જઈશ. તારું ઘર ક્યાં છે?"

સિયારામ પ્રસન્ન થઈને બોલ્યો: "મારે ઘેર પધારો. અહીં નજીકમાં જ છે. મારા પર આપની મોટી મહેરબાની થશે."

સિયારામ ત્વરિત પગલે આગળ ચાલવા લાગ્યો. તે એટલો

બધો પ્રસન્ન હતો કે જાણે તે સોનાની પાટ લઈને જતો હતો. ઘર સમક્ષ પહોંચીને તે બોલ્યોઃ "આવો, જરા બેસો."

સાધુઃ "ના બેટા, મારે બેસવું નથી, વળી પાછો કાલે યા પરમ દિવસે આવી જઈશ. આ જ તારું ઘર છે ને?"

સિયારામઃ "કાલે ક્યારે આવશો?"

સાધુઃ "ચોકસ ન કહી શકાય. ગમે ત્યારે પણ આવી જઈશ."

સાધુ આગળ વધ્યો, એટલે જરા દૂર જતાં જ તેને એક બીજો સાધુ મળ્યો. એનું નામ હતું હારહરાનંદ.

પરમાનંદે પૂછ્યું: "ક્યાં ક્યાં ફરી આવ્યો? કોઈ શિકાર મળ્યો કે નહિ?"

હરિહરાનંદઃ "હું તો આજે ઘણું રખડ્યો, પણ શિકાર એકેય હાથ ન ચઢયો. જે એકાદ મળ્યો તે તો ઊલટી મારી જ મજાક ઉડાવવા લાગ્યો."

પરમાનંદઃ "મને તો એક મળશે એમ લાગે છે. પૂરો ફસાય ત્યારે કહું."

હરિહરાનંદઃ "તું તો હંમેશા એમ જ કહ્યા કરે છે. જે આવે છે, તે એકાદ બે દહાડામાં જ નાસી છૂટે છે."

પરમાનંદઃ "આ વખતે નહિ નાસી જાય, જોઈ લે જે. એની મા મરી ગઈ છે, બાપ બીજી વાર પરણ્યો છે, નવી મા ખૂબ સતાવે છે. ઘરથી કંટાળી ગયેલો છે."

હરિહરાનંદઃ "એમ! તો તો કદાચ ફસાઈ જશે. બરાબર લલચાવ્યો છે ને?"

પરમાનંદઃ "અરે, એમાં તે કહેવાનું હોય! આ તરકીબ જ સૌથી ઉત્તમ છે. સૌથી પહેલાં એ ભાળ કાઢવી જોઈએ કે શેરીમાં કયા કયા ઘેર સાવકી માતાઓ છે. પછી એ જ ઘરોમાં જાળ નાખવી જોઈએ.

# પ્રકરણ ૨૨ મું

નિર્મળાએ ચિડાઈને પૂછ્યું: "આટલું બધું મોડું કેમ કર્યું?"

સિયારામે પણ જરા મિજાજથી જવાબ આપ્યો: "માર્ગમાં એક સ્થળે ઊંઘી ગયો હતો."

નિર્મળા: "હું એમ ક્યાં કહું છું! પરંતુ જાણે છે કેટલા વાગ્યા છે. દસ તો ક્યારનાય વાગી ગયા. બજાર કાંઈ બહુ આઘું નથી."

સિયારામ: "જરાય આઘું નથી. બારણાની સામે જ છે."

નિર્મળા: "સીધી રીતે વાત કરતાં નથી આવડતું? જાણે મારું કાંઈ કામ કરવા ન ગયો હોય તેમ મિજાજ કરે છે!"

સિયારામ: "તો તમે શીદને નકામો બકવાદ કરો છો? એક વખત ખરીદેલો માલ પાછો આપવો એ કાંઈ સહેલી વાત છે? વાણિયા સાથે કલાક સુધી માથાઝીક કરવી પડી, એમ કહો કે એક સાધુમહારાજ વચ્ચે પડ્યા એટલે વાણિયો

માન્યો, નહિ તો એ તો કશું સાંભળતો જ ન હતો. માર્ગમાં ક્યાંય એક મિનિટ પણ નથી રોકાયો, સીધો જ ચાલ્યો આવું છું."

નિર્મળા: "ઘી લેવા ગયો તેમાં તમે અગિયાર વગાડ્યા લાકડાં લેવા જઇશ ત્યારે તો સાંજ પહેલાં પાછો જ નહિ આવે; તારા પિતાજી વિના ખાધે જ ચાલ્યા ગયા. તારે આટલું મોડું કરવું હતું તો પહેલેથી કેમ ન કહ્યું? કેમ, હવે જઈશને લાકડાં લાવવા?"

સિયારામનો મિજાજ હવે કાબૂમાં ન રહ્યો. તે ક્રોધે ભરાઇને બોલ્યો: "લાકડાં કોઈ બીજા પાસે મંગાવી લેજો. મારે નિશાળે જવાનું મોડું થાય છે."

નિર્મળા: "ખાવું નથી?"

સિયારામ: "નથી ખાવું."

નિર્મળા: "હું રાંધવા માટે તૈયાર છું. પરંતુ મારાથી કાંઈ લાકડાં લેવા નહિ જઈ શકાય."

સિયારામ: "ભુંગીને કેમ નથી મોકલતાં?"

નિર્મળા: "ભુંગી પાસે કોઈ દહાડો કશું મંગાવતાં જોઈ છે?"

સિયારામ: "તો હું અત્યારે તો નહિ જાઉં."

નિર્મળા: "તો પછી મને દોષ ન દઇશ."

સિયારામ કેટલાય દિવસો થયાં નિશાળે નહોતો ગયો. લાવવામૂકવામાં જ એનો બધો સમય ચાલ્યો જતો હતો, એટલે એને પુસ્તક ખોલવાનો તો સમય જ મળતો ન હતો. નિશાળે જઈને પણ માસ્તરની ધમકીઓ, પાટલી ઉપર ઊભા રહેવાની સજા એ બધા સિવાય બીજું શું મળવાનું હતું? તે

ઘેરથી ચોપડીઓ લઇને નીકળતો, પરંતુ નિશાળે જવાને બદલે શહેર બહાર જઈ કોઈ વૃક્ષની છાયામાં બેસી રહેતો, યાતો લશ્કરની કવાયતો જોયા કરતો. ત્રણ વાગે ઘેર પાછો ફરતો. આજે પણ તે ઘેરથી નીકળ્યો, પરંતુ નિયત સ્થળે જઇને બેસી રહેવાનું ન ગમ્યું, તદુપરાંત પેટમાં બિલાડાં બોલતાં હતાં. હાય! હવે તો પોતાને રોટલાના પણ વાંધા પડવા માંડ્યા. દસ વાગ્યામાં શું રંધાઇ ન જાય? કબૂલ કર્યું કે પિતાજી ચાલ્યા ગયા હતા, પરંતુ મારે માટે શું ઘરમાં બેચાર પૈસા પણ નહોતા? માતા જીવતી હોત, તો આજે શું ખાધા પીધા વિના તે જવા દેત? મારું હવે ઘરમાં કોઈ ન રહ્યું.

સિયારામનું મન સાધુમહારાજના દર્શન માટે વ્યાકુળ થઇ ઊઠ્યું. તેણે વિચાર્યું: "અત્યારે એ ક્યાં મળશે? ક્યાં જઇને શોધું?" એમની મનોહર વાણી, એમની ઉત્સાહપ્રદ સાંત્વના એને ખેંચવા લાગી. તેણે આતુર બની સ્વગત કહ્યું: "હું એમની સાથે જ શું કરવા ન ચાલ્યો ગયો? ઘેર મારે માટે શું દાટ્યું હતું?"

તે ત્યાંથી નીકળી, ઘેર ન જતાં સીધો ઘીવાળા વાણિયાની દુકાને પહોંચ્યો, કદાચ મહારાજની ત્યાં મુલાકાત થઇ જાય. પરંતુ મહારાજ ત્યાં ન હતા. બહુ વાર સુધી ઊભા ઊભા રાહ જોયા બાદ તે ત્યાંથી પાછો ફર્યો.

ઘેર આવીને હજી તેણે કપડાં પણ નહોતાં ઉતાર્યાં કે નિર્મળાએ આવીને કહ્યું: "આજે કેમ મોડું કર્યું? સવારે તો રંધાયું નથી, શું અત્યારે પણ બધાને અપવાસ કરાવવા છે? જા, જઇને જલદીથી કાંઇક શાકભાજી લઇ આવ."

સિયારામે ચિડાઇને કહ્યું: "આખા દહાડાનો ભૂખ્યો હજી

ચાલ્યો આવું છું. કશો નાસ્તોબાસ્તો તો લાવતાં નથી. ઊલટાનો ઉપરથી હુકમ કરો છો. જાઓ, હું નથી જવાનો. હું કોઇનો નોકર નથી. માત્ર રોટલા જ ખવડાવો છો કે બીજું કાંઇ. એવા રોટલા તો જ્યાં મહેનત કરીશ ત્યાં મળી રહેશે જ્યારે મજૂરી જ કરીને રોટલા ખાવાના છે, તો મારી પોતાની મજૂરી નહિ કરું ? જાઓ, મારું આજથી ન રાંધશો."

નિર્મળા અવાક્ બની ગઇ. આ છોકરાને આજે આ શું થઇ ગયું છે ? પહેલાં તો એ ચૂપચાપ જઇને બધું કામ કરી આવતો, આજ આમ કેમ મિજાજ ફરી ગયો છે ? હજી પણ એને એટલું ન સૂઝયું કે લાવીને સિયારામને બેચાર પૈસા ખાવાનું લેવા આપું. તેનો સ્વભાવ આજકાલ અત્યંત કૃપણ થઈ ગયો હતો. તે બોલી: " ઘરનું કામ કરવું એ કાંઇ મજૂરી નથી કહેવાતી. એ જ પ્રમાણે જો હું કહી દઉં કે હું રાંધીશ નહિ, અને તારા પિતાજી કહી દે કે હું કચેરીમાં નથી જવાનો, તો કહે શું થાય ? ન જવું હોય તો ન જઇશ, હું ભુંગીને મોકલીને મંગાવી લઇશ. મને શી ખબર કે તને બજારમાં જવાનું નહિ ગમતું હોય, નહિ તો મારે શું કરવા તારી પાસે એક પૈસાની પણ ચીજ મંગાવવી પડે. આજથી કાન પકડ્યા, થયું ? "

સિયારામ મનમાં કાંઇક લજવાઇ તો ગયો, છતાં એ બજાર તો ન જ ગયો. તેનું ધ્યાન અત્યારે મહારાજમાં લાગેલું હતું. પોતાના સારાંય દુઃખોનો અંત અને જીવનની સમગ્ર આશાઓ તેને મહારાજના આશીર્વાદમાં દેખાતાં હતાં. એમનું જ શરણુ શોધવાથી આ પરાધિન જીવન સાર્થક થશે. સૂર્યાસ્તના સમયે તે ખૂબ અધિર થઈ ગયો, આખું બજાર ફરી વળ્યો, પરંતુ કયાંય મહારાજનો પત્તો ન લાગ્યો. આખા દિવસના

ભૂખ્યાતરસ્યા, એ અબોધ બાળકે દુઃખી દિલને હાથોથી દબાવી, આશા અને ભયની મૂર્તિ સમા બની, દુકાનો, શેરીઓ અને મંદિરોમાં, જેના વિના પોતાનું જીવન નકામું માલૂમ પડતું હતું, તે આરામની શોધમાં રખડ્યા કર્યું. એક વાર એક મંદિર સમક્ષ એક સાધુ ઊભેલો દેખાયો. એ સમજ્યો કે એ જ સાધુ છે. હર્ષોલ્લાસથી તે ફૂલાઇ ગયો. તે દોડ્યો અને જઇને સાધુ પાસે ઊભો રહ્યો. પરંતુ એ તો કોઇ બીજો જ સાધુ નીકળ્યો. તે નિરાશ બની આગળ વધ્યો.

ધીમે ધીમે શેરીઓ અને રાજમાર્ગો નિર્જન બનવા લાગ્યા, ઘરનાં બારણાં બંધ થવા લાગ્યાં. સડકની પગથીઓ પર અને ગલીઓમાં ઓટલા પર કોથળા પાથરી પાથરી ભારતની પ્રજા સુખનિદ્રામાં મગ્ન થવા લાગી; પરંતુ સિયારામ ઘેર પાછો ન ફર્યો. એ ઘર પ્રતિ એને હવે આકર્ષણ ન હતું કે જ્યાં કોઇને તેના પ્રતિ પ્રેમ ન હતો, જ્યાં પોતે એક પરાશ્રિતની જેમ પડ્યો રહેતો, કેવળ એટલા માટે જ કે પોતાને કોઇ આશરાનું ઠેકાણું ન હતું. અત્યારે પણ એ ઘેર નથી ગયો તેની ચિંતા કોને પડી હશે ? પિતાજી ભોજન કરીને સૂઇ ગયા હશે, સાવકી મા પણ સૂઈ જવાની તૈયારી કરતી હશે. કોઇએ મારા ઓરડા તરફ ડોકિયું પણ નહિ કર્યું હોય. હા, માત્ર ફોઈ ગભરાતાં હશે. તે હજી સુધી મારી રાહ જોઇને બેસી રહ્યાં હશે. જ્યાં સુધી હું નહિ જાઉં ત્યાં સુધી એ ભોજન નહિ કરે.

રુકિમણીની યાદ આવતાં જ સિયારામ ઘર તરફ જવા નીકળ્યો. એ વધુ તો કશું ભલે નહોતી કરી શકતી, ઓછામાં ઓછું ગોદમાં લઇ રોતી તો હતી. પોતે બહારથી આવતાં હાથ-મોં ધોવાનું પાણી તો લાવીને મૂકતી હતી. સંસારમાં બધાંય

બાળકો દૂધના કોગળા નથી કરતાં, સોનાનો કોળિયો નથી ખાતાં! કેટલાયને તો પેટપૂર ભોજન પણ નથી મળતું, પરંતુ માત્ર જેઓ માતૃસ્નેહથી વંચિત હોય છે, તેઓ જ ઘરથી વિરક્ત હોય છે.

સિયારામ ઘર તરફ જરા નીકળ્યો હતો કે સહસા બાબા પરમાનંદ એક શેરીમાંથી આવતા દેખાયા.

સિયારામે દોડીને એમનો હાથ પકડી લીધો. પરમાનંદે ચમકીને પૂછ્યું: "બેટા, તું અહીં ક્યાંથી?"

સિયારામે જૂઠું બોલતાં જણાવ્યું: "એક મિત્રને મળવા આવ્યો હતો. તમારું સ્થાન અહીંથી કેટલું દૂર છે?"

પરમાનંદ: "અમે તો હવે આજે અહીંથી ચાલ્યા જવાના, બેટા! હરદ્વારની યાત્રાએ જવાના."

સિયારામે હતોત્સાહ બની જઇ કહ્યું: "તો શું આજે જ ચાલ્યા જશો?

પરમાનંદ: "હા બેટા, હવે પાછો આવીશ, ત્યારે દર્શન દઇશ."

સિયારામે કાતરકંઠે કહ્યું: "પાછા ફરતાં?"

પરમાનંદ: "હા, હું જલદીથી પાછો ફરીશ, બેટા!"

સિયારામે દીનભાવે કહ્યું: "તો હું પણ આપની સાથે આવીશ."

પરમાનંદ: "મારી સાથે! તારા ઘરનાં માણસો તને મારી સાથે આવવા દેશે?"

સિયારામ: "ઘરનાં માણસોને મારી ક્યાં પડી છે?"

એથી વધુ સિયારામ ન બોલી શકયો. તેની કરુણ વાણી જેટલું ન કહી શકત, તેથી પણ વધુ વિસ્તારપૂર્વક તેનાં અશ્રુ-પૂરિત નેત્રોએ તેની કરુણ ગાથા કહી સંભળાવી.

પરમાનંદે બાળકને ગળે વળગાડી કહ્યું: "ઠીક બેટા, તારી ઇચ્છા છે તો ચાલ. સાધુસંતોની સોબતનો પણ આનંદ ઉઠાવ. ભગવાનની મરજી હશે, તો તારી ઇચ્છા પૂર્ણ થશે."

દાણા ઉપર ઊડતું પંખી અંતે દાણામાં જ ફસાઇ ગયું. તેના જીવનનો અંત પાંજરામાં આવશે યા કસાઇની છૂરી નીચે, તે કોણ કહી શકે ?

## પ્રકરણ ૨૩ મું

મુનશીજી પાંચ વાગે કચેરીમાંથી પાછા ફર્યા, અને અંદર આવી એક ખાટલામાં ઢળી પડ્યા. એક તો વૃદ્ધાવસ્થાનું શરીર, અને તે પર આજે આખો દહાડો ભોજન નહોતું મળ્યું. મોં સુકાઇ ગયું હતું. નિર્મળા સમજી ગઈ કે આજે દહાડો નકામો ગયો હતો.

નિર્મળાએ પૂછ્યું: "આજે કાંઇ ન મળ્યું?"

મુનશીજી: "આખો દહાડો દોડધામ કરી, પરંતુ કશું ન મળ્યું."

નિર્મળા: "પેલા ફોજદારીવાળા મુકદ્દમામાં શું થયું?"

મુનશીજી: "મારા અસીલને સજા થઈ."

નિર્મળા: "અને પંડિતવાળા મુકદ્દમામાં?"

મુનશીજી: "પંડિતજી પર હુકમનામું થયું."

નિર્મળા: "તમે તો કહેતા હતા ને દાવો જ નીકળી જશે?"

મુનશીજી: "કહેતો તો હતો, અને હજી પણ કહું છું કે દાવો નીકળી જવો જોઇતો હતો, પરંતુ એટલી માથાફોડ કરે કોણ ?"

નિર્મળા : "અને પેલા સીરવાળા દાવામાં ?"

મુનશીજી : "તેમાં પણ હારી ગયો."

નિર્મળા : "જરૂર આજે ઊઠતાં વેંત તમે કોક અભાગિયાનું મોં જોયું હશે."

મુનશીજીથી હવે બિલકુલ કામ નહોતું થઇ શકતું. એક તો એમની પાસે મુકદ્દમા જ આવતા નહોતા, અને જે થોડા ઘણા આવતા, તેમાં તે હારી જતા. પરંતુ પોતાની અસફળતાઓને તે નિર્મળાથી છૂપી રાખતા હતા. જે દિવસે કાંઇ ન મળતું, તે દિવસે કોકની પાસેથી બેચાર રૂપિયા ઉધાર લાવીને પણ નિર્મળાને આપતા. પ્રાયઃ બધાય મિત્રો પાસેથી કાંઇક ને કાંઇક લઇ ચૂકયા હતા, પરંતુ આજે એ પણ ન થયું.

નિર્મળાએ ચિંતાપૂર્ણ સ્વરે કહ્યું: "આવકની જો આ સ્થિતિ રહી, તો તો પછી ઇશ્વર જ બચાવે તો છે. તે ઉપર દીકરાનો મિજાજ તો એટલો બધો છે કે બજાર પણ જવું નથી પરવડતું. ભુંગી પાસે જ બધું કામ કરાવાય તેમ ઇચ્છે છે. આજે ઘી લેવા ગયો, તે ઠેઠ અગિયાર વાગે પાછો આવ્યો. કહીકહીને જીભનો કૂચો થઇ ગયો કે લાકડાં લેતો આવ, પરંતુ સાંભળ્યું જ નહિ."

મુનશીજી : "તો આજે રાંધ્યું નથી ?"

નિર્મળા : "આમ જ તમે બધા મુકદ્દમામાં હારી જાઓ છો. લાકડાં વગર કોઇ રાંધી શકયું છે તે હું રાંધું ?"

મુનશીજી: "તો કશું ખાધા વિના જ એ ગયો ?"

નિર્મળા: "ઘરમાં ક્યાં કશું બીજું હતું તે ખવડાવીને મોકલું ?"

મુનશીજીએ ડરતાં ડરતાં કહ્યું: "થોડા પૈસા બૈસા ન આપ્યા ?"

નિર્મળાએ ભવાં ચઢાવીને જવાબ આપ્યો: "ઘરમાં પૈસાનાં ઝાડ પાકે છે ને ?"

મુનશીજીએ કશો જવાબ ન દીધો. પરંતુ જ્યારે નિર્મળાએ પાણી સુદ્ધાં ન મંગાવ્યું, ત્યારે બિચારા નિરાશ થઈને બહાર ચાલ્યા ગયા. સિયારામના કષ્ટનું અનુમાન કરીને એમનું ચિત્ત ચંચળ થઈ ઊઠયું. આખો દિવસ થયાં બિચારાએ કશું ખાધું નથી. ઓરડામાં પડયો હશે, એકવાર ભુંગી પાસે જ લાકડાં મંગાવી લીધાં હોત, તો એમાં શું મોટું નુકસાન થઈ જવાનું હતું. ઘરનાં માણસ પણ ભૂખ્યાં રહે એવી કરકસર શા કામની ? પોતાની પેટી ખોલી જોવા લાગ્યા કે કદાચ બેચાર આનાના પૈસા પડયા હોય. અંદરથી કાગળ બધા બહાર કાઢી નાખ્યા, એક એક ખાનું ખોલીને જોયું, નીચે હાથ નાખીને પણ જોયું, પરંતુ કશું હાથ ન લાગ્યું. જો નિર્મળાની પેટીમાં પૈસાનાં ઝાડ નહોતાં ઊગતાં, તો આ પેટીમાં તો કદાચ તેનાં ફૂલ પણ નહોતાં લાગતાં, પરંતુ અંતે કિસ્મતનું કરવું કે કાગળો ખંખેરતાં એક પાવલી ખણખણ કરતી નીચે પડી. મુનશીજીના હર્ષનો પાર ન રહ્યો. આ પૂર્વે મોટી મોટી રકમો કમાયા હતા, પરંતુ આ પાવલી મળતાં એમને જેટલો આનંદ થયો, એટલો પહેલાં ક્યારેય થયો ન હતો. પાવલી હાથમાં લઇ સિયારામના ઓરડાના દ્વાર સમક્ષ જઇ તેને બૂમ મારી,

પરંતુ અંદરથી કશો જવાબ ન મળ્યો. એટલે અંદર જઇને જોયું તો સિયારામ અંદર ન હતો. શું એ હજી નિશાળેથી પાછો નહિ ફર્યો હોય? મનમાં એ પ્રશ્ન ઉદ્‌ભવતાં જ એમણે ઘરમાં આવી ભુંગીને પૂછ્યું. સમાચાર મળ્યા કે નિશાળેથી તો એ પાછો આવી ગયો હતો.

મુનશીજીએ પૂછ્યું: "કાંઇ નાસ્તોબાસ્તો કર્યો હતો?"

ભુંગીએ કશો જવાબ ન આપ્યો. નાક ફૂલાવી મોં ફેરવી ચાલી ગઈ.

મુનશીજી ધીમે ધીમે પોતાના ઓરડામાં આવીને બેઠા. આજે એમને પહેલી જ વાર નિર્મળા પર ક્રોધ આવ્યો, પરંતુ બીજી જ ક્ષણે એ ક્રોધનો આઘાત પોતાના પર થવા લાગ્યો. એ અંધારા ઓરડામાં ભોંય પર સૂતેલા પોતાના એ પુત્ર પ્રતિ આટલી ઉદાસિનતા દાખવવા માટે એ પોતાની જાતને જ ધિક્કારવા લાગ્યા. આખા દહાડાના થાકેલા હતા. થોડીવારમાં જ એ નિદ્રાધિન થઈ ગયા.

ભુંગીએ આવીને બૂમ પાડી: "બાબુજી, રસોઈ તૈયાર છે." મુનશીજી ચમકીને બેઠા થઈ ગયા. ઓરડામાં લેંપ બળતો હતો. તેમણે પૂછ્યું: "કેટલા વાગ્યા, ભુંગી? હું તો જરા ઊંઘી ગયો હતો."

ભુંગી: "હમણા નવના ટકોરા થયા હતા, એટલું હું તો જાણું છું."

મુનશીજી: "સિયારામ આવ્યો છે?"

ભુંગી: "આવ્યા હશે તો ઘરમાં જ નહિ હોય!"

મુનશીજીએ જરા ક્રોધે ભરાઇને પૂછ્યું: "હું પૂછું છું કે

આવ્યો છે કે નહિ ? અને તું ન જાણે કેવા આડા જવાબ આપે છે ? આવ્યો છે કે નહિ ?"

ભુંગી : "મેં જોયા નથી, જૂઠું શું કરવા બોલું ?"

મુનશીજી પુનઃ સૂઈ ગયા, અને બોલ્યા : "એને આવી જવા દે, પછી આવું છું."

અડધા કલાક સુધી બારણા તરફ જોઈ રહેતાં મુનશીજી સૂઈ રહ્યા. પછી એ બહાર આવ્યા અને જમણા હાથે થોડે સુધી જઈ આવ્યા. પછી પાછા ઘેર આવ્યા, અને પૂછ્યું : "સિયારામ આવી ગયો ?"

અંદરથી જવાબ આવ્યો : "હજી નથી આવ્યા."

મુનશીજી ફરી ડાબી તરફ થોડે સુધી ગલીના નાકા સુધી જઈ આવ્યા. પરંતુ સિયારામ ક્યાંય ન દેખાયો. ત્યાંથી પુનઃ ઘરમાં પાછા આવ્યા, અને બારણામાં જ ઊભા રહીને પૂછ્યું : "સિયારામ આવી ગયો ?"

અંદરથી જવાબ મળ્યો : "ના."

દૂરથી ટાવરમાં દસના ટકોરા વાગ્યા.

મુનશીજી ઝડપભેર પગલાં ભરતા કંપની બાગ તરફ જવા નીકળ્યા. વિચાર કર્યો કે કદાચ ત્યાં ફરવા ગયો હશે, અને ઘાસ પર પડ્યો પડ્યો ઊંઘી ગયો હશે. બાગમાં જઈને તેમણે દરેક બેંચ જોઈ, ચારે બાજુ તપાસ કરી. ત્યાં ઘણા માણસો સૂતા હતા, પરંતુ ક્યાંય સિયારામનો પત્તો ન હતો. તેમણે સિયારામનું નામ દઈ ઘણી બૂમો પાડી, પરંતુ ક્યાંયથી પ્રત્યુત્તર ન મળ્યો.

વિચાર આવ્યો કે કદાચ નિશાળમાં જ કાંઈ ખેલતમાસો હશે. નિશાળ ત્યાંથી લગભગ એક માઇલ કરતાં પણ વધુ

આથે હતી. એ નિશાળ તરફ જવા નીકળ્યા, પરંતુ અરધેથી જ પાછા વળ્યા. બજારો બંધ થઇ ગયાં હતાં. નિશાળમાં આટલી મોટી રાત સુધી ખેલતમાસો ન હોઈ શકે. આ વખતે તેમને આશા બંધાતી હતી કે સિયારામ ઘેર પાછો આવી ગયો હશે. બારણે આવીને તેમણે બૂમ પાડી પૂછ્યું: "સિયારામ આવી ગયો?"

બારણાં બંધ હતાં. કશો જવાબ ન મળ્યો. પુનઃ જોરથી બૂમ પાડી. ભુંગી બારણાં ખોલીને બોલી: "હજી સુધી તો નથી આવ્યા." મુનશીજીએ ધીરેથી ભુંગીને પોતાની પાસે બોલાવી અને કરુણ સ્વરે તેને કહ્યું: "તું તો ઘરની બધી વાત જાણે છે. કહે જોઈએ, આજ શું થયું હતું?"

ભુંગી: "બાબુજી, જૂઠું નહિ બોલું, બહુ કરશે તો શેઠાણી કાઢી મૂકશે એ જ ને! કોઇના છોકરાને આમ ન રખાય. જરા કામ પડયું નહિ કે આ બજાર ધકેલ્યો. આખો દહાડો બજારના આંટાફેરા ખાવામાં જ વીતે છે. આજે લાકડાં લેવા ન ગયો, એટલે રાંધ્યું જ નહિ. કોઈ કહેવા જાય છે તો સામેથા મોં ચલાવે છે. જ્યારે આપ પોતે જ જોતા નથી, તો પછી બીજું કોણ જુએ? ચાલો, જમી લ્યો, વહુજી ક્યારની તમારી રાહ જોઇને બેસી રહ્યાં છે."

મુનશીજી: "કહી દે, અત્યારે નથી ખાવાનો."

કહી મુનશીજી પોતાના ઓરડામાં ચાલ્યા ગયા, અને જઇને એક દીર્ઘ શ્વાસ લીધો. વેદનાથી ભરેલા આ શબ્દો તેમના મુખમાંથી સરી પડયા: "ઇશ્વર, શું હજી દંડ નથી પૂરો થયો? શું આટલી એક આંધળાની લાકડી છે, તે પણ છીનવી લેશે?"

નિર્મળાએ આવીને કહ્યું: "આજ સિયારામ હજી સુધી નથી આવ્યો. હું તો હજી કહેતી હતી કે ખાવાનું બનાવી આપું છું, ખાઇ લ્યો, પરંતુ કોણ જાણે ક્યારેય ઊઠીને એ જતો રહ્યો, કોણ જાણે ક્યાં ફરતો હશે. વાત તો કશી સાંભળતો જ નથી. ક્યાં સુધી એની રાહ જોઇને બેસી રહું, તમે હવે આવીને જમી લ્યો, એને માટે ઢાંકી રાખીશ."

મુનશીજીએ નિર્મળા પ્રતિ કઠોર નેત્રો વડે જોઈ રહી કહ્યું: "અત્યારે કેટલા વાગ્યા હશે?"

નિર્મળા: "શી ખબર, દસેક વાગ્યા હશે."

મુનશીજી: "ના જી, બાર વાગ્યા!"

નિર્મળા: "બાર? બાર વાગી ગયા? આટલો મોડો તો એ ક્યારેય નહોતો આવતો. તો હવે ક્યાં સુધી એની રાહ જોયા કરશો? બપોરે પણ કશું ખાધું નહોતું. આવો ફરંદો છોકરો તો મેં કોઇ ન જોયો."

મુનશીજી: "જી, તને બહુ હેરાન કરતો હતો, કેમ?"

નિર્મળા: "આ તમે જ જુઓને, આટલી રાત વીતી, પણ છે હજી ક્યાંય પત્તો?"

મુનશીજી: "કદાચ આ એનું આખરી તોફાન હશે."

નિર્મળા: "મોંમાંથી કેવા શબ્દો કાઢો છો? ક્યાં જવાનો છે? કોક ભાઇબંધને ઘેર પડયો હશે."

મુનશીજી: "કદાચ એમ જ હોય! ઇશ્વર કરે ને એવું હોય!"

નિર્મળા: "સવારે આવે ત્યારે જરા ખબર લેજો."

મુનશીજી: "બરાબર રીતે ખબર લઇશ."

નિર્મળા: "ચાલો જમી લ્યો; બહુ મોડું થઇ ગયું છે."

મુનશીજીઃ "સવારે એની બરાબર ખબર લીધા પછી જ જમીશ. ક્યાંક ન આવ્યો, તો આવો પ્રમાણિક નોકર તને બીજો ક્યાંથી મળશે ?"

નિર્મળાએ જરા ખસિયાણા પડી જતાં કહ્યું: "તો શું મેં એને નસાડી મૂક્યો છે ?"

મુનશીજીઃ "ના ના, એવું કોણ કહે છે ? તું શું કરવા એને નસાડી મૂકે ? તારું તો એ બધું કામ કરતો હતો. એનું કિસ્મત રૂઠ્યું હશે !"

નિર્મળા આગળ કાંઈ ન બોલી. વાત વધી જવાનો ભય હતો. તે અંદર ચાલી ગઇ. તેણે મુનશીજીને સૂઈ જવાનું પણ ન કહ્યું. થોડી વાર બાદ ભુંગીએ અંદરનાં બારણાં પણ બંધ કરી દીધાં.

પરંતુ મુનશીજીને નિદ્રા શી રીતે આવી શકે ? ત્રણ છોકરામાંથી માત્ર એક રહ્યો હતો. એ પણ જો ગયો, તો જીવનમાં અંધકાર સિવાય બીજું શું રહેવાનું હતું ? કોઇ નામ લેનાર પણ નહિ રહે. હા ! કેવા રત્ન જેવા છોકરા હાથમાંથી ચાલ્યા ગયા ! મુનશીજીની આંખોમાંથી અશ્રુધારા વહી રહી હતી. તેમાં કશું આશ્ચર્ય નહોતું. એ વ્યાપક પશ્ચાત્તાપ, એ સમગ્ર ગ્લાનિ તિમિરમાં આશાની એક આછીશી રેખા માત્ર જીવંત રહી હતી. કઇ ક્ષણે એ રેખા પણ લુપ્ત થઇ જશે, તે તો માત્ર અંતર્યામી જ જાણતો હતો. કોણ કહી શકે કે એમના પર હજી શી શી વીતવાની બાકી હતી ! એમની એ મનોવેદનાની કોણ કલ્પના કરી શકે એમ હતું ?

ઘણા સમય બાદ મુનશીજીની આંખ મળી ગઇ, પરંતુ દરેક વખતે સિયારામ આવ્યો એવા ભણકારાથી એ જાગી ઊઠતા.

સવાર પડતાં જ પુનઃ સિયારામની શોધમાં મુનશીજી નીકળી પડ્યા. કોઇને પૂછતાં શરમ આવતી હતી, કયા મોંએ પૂછે? એમને કોઇનાય તરફથી સહાનુભૂતિની આશા ન હતી. જાહેરમાં નહિ કહે પણ મનમાં તો બધાંય કહેશે: "જેવું વાવ્યું, એવું લણો." આખો દહાડો એ નિશાળનાં મેદાનો, બજારો, અને બાગોમાં ફર્યા. બે દિવસથી નિરાહાર હોવા છતાં એમનામાં આ બધી શકિત ક્યાંથી આવી હતી, એ તો એ પોતે જ જાણે!

રાતના બાર વાગે મુનશીજી ઘેર પાછા ફર્યા. દરવાજામાં ફાનસ બળતું હતું. નિર્મળા બારણામાં જ ઊભી હતી. એમને જોતાં જ એણે પૂછ્યું: "કહ્યું પણ નહિ, અને એમને એમ કોણ જાણે ક્યારેય નીકળી પડ્યા? કાંઈ પત્તો મળ્યો?"

મુનશીએ અગ્નિ ઝરતા નેત્રોથી જોતાં કહ્યું: "ચાલી જા મારી આગળથી, નહિ તો પરિણામ ખરાબ આવશે. અત્યારે મારું મગજ ઠેકાણે નથી. આ બધાં તારી જ કરણીનાં ફળ છે. તારે જ કારણે આજે મારી આ દશા થઈ છે. આજથી છ વર્ષ પૂર્વે શું મારા ઘરની આ દશા હતી? તેં મારું સુખ-શાંતિથી ભરપૂર ઘર ઉજ્જડ મેદાન કરી નાંખ્યું, તેં મારા પૂરા ખીલેલા બાગને ઉજ્જડ કરી નાખ્યો. માત્ર હવે એક ઠૂંઠું રહી ગયું છે. તેનું પણ નામનિશાન નીકળી જશે, ત્યારે જ તને સંતોષ થશે. હું તને મારો સર્વ નાશ કરવા માટે મારે ઘેર નહોતો લાવ્યો. સુખી જીવનને તેથી પણ વધુ સુખમય બનાવવા ઇચ્છતો હતો. આ બધું એનું જ પ્રાયશ્ચિત છે. જે છોકરાઓને પાણી કહેતાં દૂધ મળતું હતું, એમને મારા જીવતાં તેં નોકર ગણ્યા, અને હું મારી નજરે બધું જોવા છતાં આંધળો બની બેસી રહ્યો. જા, જઈને હવે મારે માટે થોડું સોમલ

મોકલી આપ. બસ, હવે એટલું જ બાકી રહ્યું છે. એ પણ પૂરું થઇ જાય."

નિર્મળાએ રોતાં રોતાં કહ્યું: "હું તો અભાગિની છું જ, તમારે કહ્યે કાંઈ થોડી જ જાણવાની હતી? કોણ જાણે ઇશ્વરે મને શું કરવા જન્મ આપ્યો હતો? પરંતુ એ તમે કેમ માની લીધું કે સિયારામ હવે આવશે જ નહિ?"

મુનશીજીએ પોતાના ઓરડા તરફ જતાં જતાં કહ્યું: "હવે વધુ ન બાળીશ, જઇ ને આનંદ કર. મારી મનોકામના હવે પૂરી થઇ ગઈ છે."

# પ્રકરણ ૨૪ મું

નિર્મળાએ આખી રાત રોયા કર્યું! પોતાના માથે આટલું મોટું કલંક! જિયારામને ઘરેણાં લઇ જતાં પોતે જાતે જોવા છતાં મોં ખોલવાનું સાહસ નહોતું કર્યું. શા માટે? એટલા જ માટે ને કે લોકો તો એમ માનશે કે પોતે મિથ્યા દોષારોપણ કરી છોકરા પર વેર વાળવા માગે છે. અને આજે પોતે મૌન રહેવાથી પોતાને અપરાધિની ઠરાવવામાં આવી છે. જો પોતે જિયારામને તે જ ક્ષણે અટકાવ્યો હોત, અને જિયારામ લજ્જાવશ ક્યાંક નાસી જાત, તો શું પોતાને શિરે અપરાધ ન લાગત?

સિયારામ સાથે પોતે કશો દુર્વ્યવહાર નહોતો કર્યો. ઘરમાં કાંઇક ફાયદો થાય એ ગણત્રીથી જ પોતે બધું બજારનુ કામકાજ સિયારામ પાસે કરાવતી હતી. પોતે શું એમાંથી પૈસા બચાવીને પોતાનાં ઘરેણાં ઘડાવવા ઇચ્છતી હતી? જ્યારે આવક દહાડેદહાડે ઘટતી જતી હતી, ત્યારે પાઈપાઈ જોઈ-

વિચારીને ખરચ કરવા સિવાય તેની પાસે બચત કરવાનો બીજો કયો માર્ગ હતો ? જ્યાં જુવાન જિંદગીનો ભરૂસો હોતો નથી, ત્યાં વળી વૃદ્ધના જીવનનો તો ભરૂસો શાનો જ રાખી શકાય? આશાના લગ્ન સમયે પોતે કોની સામે હાથ લાંબો કરત ? બાળકીનો ભાર એના પર તો હતો નહિ. પોતે તો કેવળ પતિની સુવિધા માટે જ કાંઈક કરકસર કરવાનો પ્રયત્ન કરતી હતી. અને પતિ જ શા માટે ! સિયારામ જ પતિના મૃત્યુ બાદ ઘરનો માલિક થવાનો હતો. બહેનનાં લગ્ન કરવાનો બોજો શું એના માથે ન આવી પડત ? નિર્મળા આ બધીય કરકસર પતિ અને પુત્રનાં ભવિષ્યનાં સંકટો ઓછાં કરવા માટે જ કરતી હતી. બાળકીનાં લગ્ન આ પરિસ્થિતિમાં સંકટમાં ઉમેરો સિવાય બીજું શું હતું ? પરંતુ એ માટે પણ પોતાના નસીબમાં તો અપજશની કાળી ટીલી જ લખાયેલી હતી.

બપોર થઇ ગયા હતા, પરંતુ આજે પણ ઘરમાં ચૂલો ન સળગ્યો. ભોજન એ જીવનનું અંગ છે, એ વાતની કોઇને સૂધ જ નહોતી. બહાર મુનશીજી બેહોશ જેવા પડયા હતા, અંદર નિર્મળા. બાળકી ઘડીકમાં બહાર જતી, અને ઘડીકમાં અંદર. કોઈ એની સાથે કશું બોલતું ન હતું. તે વારંવાર સિયારામના ઓરડાના બારણા સમક્ષ જઈને ઊભી રહેતી, અને ‘ભાઈ, ભાઈ’ કહીને બૂમો પાડતી. પરંતુ ‘ભાઇ’ જવાબ દેતો ન હતો.

સંધ્યા સમયે મુનશીજીએ અંદર આવી નિર્મળાને કહ્યું: “ તારી પાસે કાંઇ પૈસા છે ? ”

નિર્મળાએ ચમકીને પૂછ્યું : “ શું કરવા છે ? ”

મુનશીજી : “ હું જે પૂછું છું એનો જવાબ આપ. ”

નિર્મળા : "કેમ તમને ખબર નથી? આપનારા તો તમે જ છો."

મુનશીજી : "તારી પાસે પૈસા છે કે નહિ? હોય તો મને આપ, અને ન હોય તો ચોકખી ના પાડી દે."

નિર્મળાએ હજી પણ સ્પષ્ટ જવાબ ન આપ્યો. તે બોલીઃ "હશે તો ઘરમાં જ નહિ હોય! મેં ક્યાંય બહાર તો નહિ મોકલી દીધા હોય ને!"

મુનશીજી બહાર ચાલ્યા ગયા. એ જાણતા હતા કે નિર્મળા પાસે પૈસા છે. વાસ્તવમાં હતા પણ ખરા. નિર્મળાએ એ પણ ન કહ્યું કે નથી યા હું નહિ આપું; પરંતુ તેના બોલવા પરથી એમ લાગ્યું કે તે આપવા નહોતી માગતી.

નવ વાગે રાતના મુનશીજીએ આવી રુકિમણીને કહ્યું : "બહેન, હું જરા બહારગામ જાઉં છું. મારો બિસ્તરો ભુંગી પાસે બંધાવીને તૈયાર રાખજો, અને ટ્રંકમાં થોડાં કપડાં મૂકાવી તૈયાર કરાવજો."

રુકિમણી રાંધતી હતી. તેણે પૂછ્યું : "વહુ તો અંદર છે, એને જ કહી દો ને? ક્યાં જવાના છો?"

મુનશીજી : "હું તો તમને કહું છું. વહુને કહેવું હોત તો તમને શું કરવા કહેવા આવત? આજે તમે કેમ રાંધવા બેઠાં છો?"

રુકિમણી : "તો બીજું કોણ રાંધે? વહુનું તો માથું દુઃખે છે. અત્યારે આ વેળાએ ક્યાં જાઓ છો? સવારે જાઓ તો નહિ ચાલે?"

મુનશીજી : "એમ સવારસાંજ કરતાં કરતાં તો ત્રણ

દહાડા નીકળી ગયા. આમતેમ બેચાર ગામ ફરીને તપાસ તો કરું, કે ક્યાંક સિયારામનો પત્તો મળે છે? કેટલાક લોકો કહે છે કે અમે એને એક સાધુ સાથે વાતો કરતાં જોયો હતો. કદાચ એ સાધુ જ એને ભોળવીને લઈ ગયો હોય!"

રુક્મિણી: "તો ક્યાં સુધીમાં પાછા ફરશો?"

મુનશીજી: "કહી નથી શકતો. અઠવાડિયુંય લાગે અને મહિનો પણ લાગે, એનું શું ઠેકાણું?"

રુક્મિણી: "આજે કેવો દહાડો છે? કોઈ પંડિતજીને પૂછી જોયું છે કે નહિ કે મુહૂર્ત સારું છે યા નહિ?"

મુનશીજી જમવા બેઠા. નિર્મળાને અત્યારે એમના પર ખૂબ દયા આવી. તેનો બધોય ક્રોધ શાંત પડી ગયો. પોતે તો ન બોલી, પરંતુ બાળકીને જગાડીને કહ્યું: "જો તો, તારા બાપા ક્યાં જાય છે! પૂછી જો તો?"

બાળકીએ બારણામાંથી ડોકિયું કરીને પૂછ્યું: "બાપા, તમે ક્યાં જાઓ છો?"

મુનશીજી: "ઘણે દૂર જવાનો છું બેટા, તારા ભાઈને શોધવા જાઉં છું."

બાળકીએ ત્યાં ઊભાં ઊભાં જ પૂછ્યું: "હું પણ આવીશ."

મુનશીજી: "બહુ આઘે જવાનું છે, બેટા! તારે માટે નવી નવી ચીજો લાવીશ. તું અહીં મારી પાસે કેમ નથી આવતી?"

બાળકી સ્મિત કરી છૂપાઈ ગઈ, અને એક ક્ષણ બાદ પુનઃ કમાડ પાછળથી ડોકિયું કરીને બોલી: "હું પણ આવીશ."

મુનશીજીએ પણ એવા જ સ્વરે જવાબ આપ્યો: "તને નહિ લઈ જાઉં!"

બાળકી: "મને કેમ નહિ લઈ જાઓ?"

મુનશીજી : " તું મારી પાસે આવતી નથી તેથી. "

બાળકી દોડતી આવી પિતાની ગોદમાં ભરાઈ ગઇ. થોડીવાર માટે મુનશીજી તેની બાળક્રીડામાં પોતાની અંતર્વેદનાને ભૂલી ગયા.

ભોજન કર્યાં બાદ મુનશીજી બહાર ચાલ્યા ગયા. નિર્મળા ઊભી ઊભી તાકી જ રહી. તે કહેવા ઇચ્છતી હતીઃ " નકામા જાઓ છો. " પણ તે કહી ન શકી. થોડાક પૈસા આપવાનો વિચાર કરતી હતી, તે પણ આપી ન શકી.

અંતે તેનાથી ન રહેવાયું. તેણે રુક્મિણીને કહ્યું: " મોટીબહેન, તમે જરા સમજાવોને, અત્યારે ક્યાં જાય છે? મારી તો જીભ નથી ઉપડતી, છતાંય બોલ્યા વિના નથી રહેવાતું. ઠામઠેકાણા વિના ક્યાં જઇને શોધશે? નાહકના હેરાન થશે એ નકામાં ! "

રુક્મિણીએ કરુણાસૂચક નેત્રોએ તેના તરફ જોયું, અને કાંઇ પણ બોલ્યા વિના પોતાના ઓરડામાં ચાલી ગઇ.

નિર્મળા બાળકીને ગોદમાં લઇ વિચારતી હતી કે કદાચ જતાં પહેલાં બાળકીને જોવા યા તો મને મળવા માટે આવશે, પણ તેની આશા નિષ્ફળ નીવડી. મુનશીજીએ બિસ્તરો ઉચ્ચક્યો, અને જઇને ગાડીમાં બેઠા.

તે જ ઘડીએ નિર્મળાના કાળજામાં એક ચીરો પડ્યો. તેને ભાસ્યું કે હવે એમની ક્યારેય પુનઃ મુલાકાત નહિ થાય. તે અધિરી બની બારણા સુધી આવી કે જઇને મુનશીજીને જતાં રોકી રાખું. પરંતુ ગાડી નીકળી ચૂકી હતી.

# પ્રકરણ ૨૫ મું

દિવસો વીતવા માંડ્યા. એક મહિનો વીતી ગયો, છતાં મુનશીજી પાછા ન ફર્યા, તેમ તેમણે ન તો એકે કાગળ લખ્યો. નિર્મળાને હવે રોજ એજ ચિંતા થવા લાગી કે જો એ પાછા ન ફર્યા, તો પોતાનું શું થશે? તેને એ વાતની ચિંતા નહોતી થતી કે એમના પર શું શું વીતતું હશે, ક્યાં ક્યાં રખડતા હશે, તેમની તબિયત કેવી હશે? તેને તો હવે માત્ર પોતાની જ, અને તેથીય વધુ આશાની ચિંતા થતી હતી. ઘરસંસાર કેમ ચાલશે? ઈશ્વર કેવી રીતે આ બધું પાર પાડશે? બાળકીની શી દશા થશે? તેણે કરકસર કરીને જે થોડીઘણી રકમ બચાવી હતી, તેમાં રોજ ને રોજ થોડોઘણો ઘટાડો થતો જતો હતો. તેમાંથી એક એક પૈસો કાઢતાં, નિર્મળાને પોતાના દેહમાંથી રક્ત વહેવડાવવા જેટલું દુઃખ થતું હતું. તે ચિડાઈને મનમાં મુનશીજીને શ્રાપ દેતી. છોકરી કશી વસ્તુ માટે રોકકળ કરતી તો એને અભાગિની, કાળમુખી કહી ગાળો દેતી. અરે, હવે તો રુક્મિણી ઘરમાં રહેતી હતી તે પણ તેને કોઈ માથા

પર ચઢી બેઠું હોય તેવું લાગતું હતું. જ્યારે હૃદય બળતું હોય છે, ત્યારે વાણી પણ અગ્નિમય થઇ જાય છે. નિર્મળા અત્યંત મધુરભાષિણી સ્ત્રી હતી, પરંતુ હવે તેની ગણના કર્કશાઓમાં કરી શકાતી હતી. આખો દહાડો તેના મુખમાંથી કડવા બોલ જ નીકળ્યા કરતા, તેની વાણીમાંથી મીઠાશ જ ચાલી ગઈ હતી, ભાવમાં માધુર્યનું નામ રહ્યું ન હતું. ભુંગી આ ઘરમાં બહુ લાંબા સમયથી દાસી હતી. તે સ્વભાવે સહનશીલ હતી, પરંતુ આ આઠે પહોરની કચકચ તેનાથી પણ સહન ન થઈ. એક દિવસ તે પણ ચાલી ગઈ. એટલે સુધી કે જે બાળકીને તે પોતાના પ્રાણ કરતાં પણ અધિક ચાહતી હતી, તેને જોતાં જ હવે નિર્મળાને ઘૃણા આવતી હતી. વાત વાતમાં તેને ધમકાવતી, ક્યારેક હાથ પણ ઉપાડતી. રુકિમણી રોતી બાળકીને ઊંચકી લેતી, અને સમજાવી પટાવીને છાની રાખતી. એ અનાથ માટે હવે એનો જ એક આશ્રય હતો.

નિર્મળાને હવે માત્ર એક જ વાત સારી લાગતી હતી, અને તે સુધા સાથે વાતો કરવાની. તે તેને ત્યાં જવા માટે વારંવાર તક શોધ્યા કરતી. બાળકીને તે હવે પોતાની સાથે લઇ જવા નહોતી ઇચ્છતી. પહેલાં જ્યારે બાળકીને ઘરમાં બધી વસ્તુઓ ખાવા મળતી, ત્યારે ત્યાં ગયા બાદ તે હસતી અને રમતી, પરંતુ હવે ત્યાં જતાં જ તે ભૂખી થઇ જતી. નિર્મળા તેના તરફ આંખો કાઢતી, મૂઠીઓ બતાવી ધમકાવતી, પરંતુ બાળકી બૂમરાણ કરી મૂકતી. તેથી હવે નિર્મળા તેને સાથે ન લઈ જતી. સુધા સાથે વાતો કરતાં તેને લાગતું કે હું પણ માણસ છું. એટલા સમય માટે તે ચિંતા મુક્ત થઈ જતી. જેમ શરાબી દારૂના નશામાં પોતાની બધી ચિંતા ભૂલી જાય છે, તે જ પ્રમાણે નિર્મળા સુધાને ઘેર જઇ પોતાની બધી ચિંતાઓ ભૂલી જતી. જેણે તેને તેના ઘેર જોઇ હોય, તે એને અહીં

જોઇને ચકિત થઇ જતું. એ કર્કશા, કટુભાષિણી સ્ત્રી અહીં આવ્યા બાદ હાસ્ય, વિનોદ અને માધુર્યની પૂતળી બની જતી. યૌવનકાળની સ્વાભાવિક વૃત્તિઓ પોતાને ત્યાં રસ્તો બંધ જોતાં અહીં કલ્લોલ કરવા લાગતી. અહીં આવતી વખતે તે બનીઠનીને આવતી, અને યથાસાધ્ય પોતાની વિપદકથાને મનમાં જ દબાવી રાખતી. અહીં તે રોવા માટે નહિ, પરંતુ હસવા માટે આવતી હતી.

પરંતુ કદાચ તેના નસીબમાં આ સુખ પણ નહિ લખાયેલું હોય. નિર્મળા સામાન્ય રીતે બપોરના યા તો ચારેક વાગ્યાને સમયે સુધાને ત્યાં જતી. એક દિવસ તેનો જીવ એટલો બધો અકળાયો કે તે સવારમાં જ ત્યાં જઇ પહોંચી. સુધા નદીસ્નાન કરવા ગઈ હતી. ડૉકટર ઇસ્પિતાલમાં જવા માટે કપડાં પહેરતા હતા. ઘરની ચાકરડી અંદર ઘરકામમાં ગૂંથાયેલી હતી. નિર્મળા પોતાની સખીના ઓરડામાં જઇ નિશ્ચિંત મને બેઠી. તેણે માન્યું કે સુધા કશા કામમાં રોકાયેલી હશે, હમણાં આવતી હશે. જ્યારે બેઠાં બેઠાં બેત્રણ મિનિટ વીતી ગઇ, અને સુધા ન આવી, ત્યારે વખત વિતાવવા માટે તેણે કબાટમાંથી એક ચિત્રોનું પુસ્તક કાઢ્યું, અને વાળ છૂટા મૂકી, પલંગ પર આડી પડી તે પુસ્તક જોવા લાગી. એવામાં ડૉકટરને કશાક કામ સારું એ ઓરડામાં આવવું પડ્યું. એ બેધડક અંદર ચાલ્યા આવ્યા. નિર્મળા બારણા તરફ કેશ છૂટા મૂકી સૂતી હતી. ડૉકટર સાહેબને જોતાં જ તે ચમકીને બેઠી થઈ ગઇ, અને માથું ઢાંકતી તે ઊઠીને ઊભી થઇ. ડૉકટર સાહેબે પાછાં ફરતાં ચક પાસે ઊભા રહીને કહ્યું : "ક્ષમા કરજો, મને ખબર નહોતી કે તમે અહીં હશો. મારાં ચશ્માં મારા ઓરડામાં નથી જડતાં. કોણ જાણે ઉતારીને ક્યાં મૂકી દીધાં. મેં ધાર્યું હતું કે કદાચ અહીં પડ્યાં હશે."

નિર્મળાએ પલંગના ઓશિકા તરફના હાટિયામાં નજર કરી તો ચશ્માં ત્યાં પડેલાં હતાં. તેણે આગળ વધી ચશ્માં હાથમાં લીધાં, અને શિર ઝૂકાવી, લૂગડું સંકોરતી, દેહ સંકોચી ડોકટર તરફ હાથ લંબાવ્યો. ડૉકટર સાહેબે નિર્મળાને પહેલાં પણ એક બે વાર જોઇ હતી. પરંતુ તે સમયે તેમના મનમાં તેના પ્રતિ કશો પણ ભાવ ઉત્પન્ન થયા ન હતા. જે જ્વાળાને એ વરસો થયાં પોતાના હૃદયમાં દબાવી રહ્યા હતા, એ આજે પવનનો ઝપાટો લાગતાં સળગી ઊઠી. તેમણે ચશ્માં લેવા હાથ લંબાવ્યો, ત્યારે તે કંપતા હતા. ચશ્માં લઈ લીધાં પરંતુ એ ત્યાં જ ઊભા રહ્યા, બહાર ન ગયા. નિર્મળાએ આ એકાન્તથી ભયભીત બની પૂછ્યું: "સુધા ક્યાંક બહાર ગઈ છે શું?"

ડૉકટર સાહેબે અવનત મસ્તકે જ જવાબ આપ્યો: "હા, આજે જરા નદીસ્નાન કરવા ગઈ છે."

અને પછી પણ ડોકટર બહાર ન ગયા. ત્યાં જ ઊભા રહ્યા. નિર્મળાએ પુનઃ પૂછ્યું: "ક્યાં સુધીમાં આવશે?"

ડૉકટરે પૂર્વવત્ સ્થિતિમાં જ જવાબ આપ્યો: "આવતી જ હશે."

અને હજી પણ એ બહાર ન ગયા. એમના અંતરમાં ઘોર યુદ્ધ ચાલતું હતું. ઔચિત્યનું બંધન નહિ, માત્ર ભીરુતાનો કાચો તાંતણો જ તેમની વાણીને પકડી રહ્યો હતો.

નિર્મળાએ પુનઃ કહ્યું: "ક્યાંક ફરવા નીકળી ગઇ હશે. હું અત્યારે તો જાઉં છું."

ભીરુતાનો કાચો તાંતણો પણ તૂટી ગયો. નદીના કિનારા પર પહોંચ્યા બાદ નાસતી સેનામાં અદ્ભુત શક્તિ

આવી જાય છે. ડૉકટરે માથું ઊંચું કરી નિર્મળા પ્રતિ જોયું, અને અનુરાગમાં ઓતપ્રોત થઇ ગયેલા સ્વરે કહ્યું: "ના નિર્મળા, હવે એ આવતીજ હશે. હવે ન જશો. રોજ તો સુધાને ખાતર બેસો છો. આજે મારે ખાતર બેસો. કહો, કયાં સુધી આ આગમાં હવે મારે સળગ્યા કરવું? સાચું કહું છું. નિર્મળા........."

નિર્મળાએ આગળ કાંઇ ન સાંભળ્યું. તેને એવું લાગ્યું કે જાણે કે આખીય પૃથ્વી ચક્કર ચક્કર ફરી રહી છે, જાણે કે તેના પ્રાણ પર સહસ્ત્ર વજ્રોનો આઘાત થઇ રહ્યો છે. તેણે તુરત જ વળગણી પરથી ચાદર ખેંચી લીધી, અને મોંમાંથી એક પણ શબ્દ બોલ્યા વિના ઓરડાની બહાર નીકળી ગઇ. ડૉકટર સાહેબ ખસિયાણા પડી જઇ રોતલ મુખે ઊભા જ રહ્યા. તેને રોકવાની યા કાંઇ કહેવાની તેમની હિંમત જ ન ચાલી.

નિર્મળા જેવી દ્વાર પર પહોંચી કે તેણે સુધાને ગાડીમાંથી ઉતરતાં જોઇ. સુધા તેને જોતાં જ એકદમ ગાડીમાંથી ઉતરી તેના તરફ દોડી, અને હજી તો એને કાંઇક પ્રશ્ન કરે, તે પહેલાં તો નિર્મળા એને કશું પણ પૂછવાની તક આપ્યા વિના જ, તીરની માફક ત્યાંથી રવાના થઇ ગઇ. સુધા એક ક્ષણ વિસ્મય બની ઊભી રહી. વાત શું બની હતી, એ તેની સમજમાં ન આવી. તે વ્યગ્ર બની ગઈ, અને ત્વરિત પગલે ઘરમાં દાખલ થઇ. ચાકરડીને પૂછ્યું કે શું બન્યું હતું. તેને એમ લાગ્યું કે જરૂર દાસીએ યા તો કોઇ બીજા નોકરે તેને અપમાનસૂચક શબ્દો કહ્યા હશે. તેણે નિર્ણય કર્યો હતો કે પોતે અપરાધીને શોધી કાઢશે, અને તેને તુરત જ કાઢી મૂકશે. તે ત્યાંથી તુરત જ પોતાના ઓરડામાં ગઇ, અંદર પગ મૂકતાં

જ ડૉકટરને અવનત મુખે પલંગ પર બેઠેલા જોયા. તેણે પૂછયું: "નિર્મળા અહીં આવી હતી?"

ડૉકટરે માથું ખંજવાળતાં ખંજવાળતાં જવાબ આપ્યો: "હા, આવી હતી."

સુધા: "કોઈ નોકરબોકરે તેને કશું કહ્યું તો નહોતું ને? મારી સાથે તેણે વાત પણ ન કરી, અને એકદમ ચાલી ગઈ."

ડૉકટરની મુખકાંતિ મલિન થઇ ગઇ. તેમણે કહ્યું: "અહીં તો એને કોઇએ કશું કહ્યું નથી."

સુધા: "જરૂર કોઇએ એને કાંઇ કહ્યું છે. જુઓ, હું પૂછી જોઉં છું ને? ઈશ્વરના સોગંદ ખાઇને કહું છું કે ખબર પડતાં એ માણસને હમણાં ને હમણાં જ કાઢી મૂકીશ."

ડૉકટર સાહેબ કાંઇક ખસિયાણા પડી ગયેલા અવાજે બોલ્યા: "મે તો કોઇને કશું કહેતાં સાંભળ્યું નથી. તેં એને તો જોઈ જ નહિ હોય!"

સુધા: "વાહ, જોઇજ નહિ હોય! એની નજર આગળ તો હું ગાડીમાંથી ઉતરી હતી. તેણે મારા તરફ જોયું પણ ખરું, પરંતુ કાંઇ બોલી નહિ. આ ઓરડામાં આવી હતી?"

ડોકટર સાહેબના પ્રાણ સુકાઇ જતા હતા. અચકાતાં અચકાતાં એ બોલ્યા: "આવી કેમ નહોતી!"

સુધા: "તમને અહીં બેઠેલા જોઈ ચાલી ગઇ હશે જરૂર, કોઇ ચાકરડીએ તેને કાંઇક કહ્યું હશે. નીચ જાત, કોઇની જોડે કેમ બોલવું. એ તો એમને આવડવાનું જ નહિ. અલી એ સુંદરી, અહીં આવ તો?"

ડોકટર: "શું કામ બોલાવે છે? એ તો અહીંથી સીધી

બારણા તરફ ગઈ હતી, કોઇ ચાકરડી જોડે એને વાતચીત સરખી પણ થઇ નથી."

સુધા : "તો પછી તમે જ તેને કાંઇક કહ્યું કારવ્યું હશે,"

ડૉકટર સાહેબનું કાળજું ધડક ધડક થઇ રહ્યું. તે બોલ્યા : "હું ભલા શું કહેવાનો હતો? હું શું એવો ગમાર છું?"

સુધા : "તમે એને અહીં આવતાં જોઇ છતાં પણ અહીં બેસી જ રહ્યા?"

ડૉકટર : "હું તો અહીં હતો જ નહિ. બહાર બેઠકમાં મારાં ચશ્માં શોધતો હતો. ત્યાં ન જડયાં, એટલે મને થયું કે કદાચ અંદર હશે. અહીં આવ્યો ત્યારે એને બેઠેલી જોઇ. હું તુરત જ બહાર જતો હતો કે એણે પોતે જ મને પૂછ્યું, 'શું કાંઇ જોઈએ છીએ?' મે કહ્યું : 'જરા જુઓને, મારાં ચશ્માં અહીં પડયાં છે?' ચશ્માં પેલા હાટિયામાં જ હતાં. તેણે ઊભા થઈને એ મને લાવી આપ્યાં. બસ, આટલી જ વાત થઈ હતી."

સુધા : "બસ, તમને ચશ્માં આપતાં જ એ ગુસ્સે થઇને બહાર ચાલી ગઈ? કેમ?"

ડૉકટર : "ગુસ્સે થઈને તો નહોતી ચાલી ગઇ. એ જવા લાગી ત્યારે મેં કહ્યું કે એ આવતી જ હશે, બેસો. પરંતુ એ ન બેઠી એમાં હું શું કરું?"

સુધાએ કાંઈક વિચાર કરીને કહ્યું: "કાંઇ સમજમાં આવતું નથી. હું જરા એની પાસે જાઉં છું. જોઉં તો ખરી, શું બીના બની છે?

ડૉકટર : "તે જજે, એમાં આટલી બધી ઉતાવળ શી છે? આખો દહાડો પડ્યો છે."

સુધાએ ચાદર ઓઢતાં ઓઢતાં કહ્યું? "મારાં અંતરમાં

તો કાંઈનું કાંઈ થઇ રહ્યું છે, અને તમે કહો છો કે ઉતાવળ શી છે ?"

કહી સુધા તત્કાળ નિર્મળાને ત્યાં જવા નીકળી, અને પાંચ મિનિટમાંજ ત્યાં જઇ પહોંચી. તેણે જોયું તો નિર્મળા પોતાના ઓરડામાં ખાટલામાં પડી પડી રોતી હતી, અને બાળકી તેની પાસે ઊભી રહી પૂછતી હતી: "બા, તું કેમ રડે છે ?"

સુધાએ બાળકીને તેડી લીધી, અને નિર્મળાને કહ્યું: "બ્હેન, સાચું કહેજે, શું બન્યું છે ? મારે ત્યાંથી કોઇએ તને કાંઇ કહ્યું છે ? મેં તો બધાંને પૂછી જોયું, કોઈ કશો સરખો જવાબ જ નથી આપતું."

નિર્મળા આંસુ લૂછતી બોલી: "કોઇએ કશુંય કહ્યું નથી, બ્હેન ? મને ભલા ત્યાં કશું કહેનાર કોણ હતું ?"

સુધા: "તો મારી સાથે બોલ્યા વિના જ કેમ નાસી આવી, અને અહીં આવીને તુરત જ રોવા કેમ મંડી છું ?"

નિર્મળા: "મારા નસીબને રડું છું, બીજું શું ?"

સુધા: "તું એ સીધી રીતે નહિ જણાવે તો પછી હું સખતમાં સખત સાગંદ દેઇશ."

નિર્મળા: "સોગંદ ન દેઇશ બ્હેન, મને કોઇએય કશું કહ્યું નથી, જૂઠું કોનું નામ દઉં ?"

સુધા: "ખા મારા સોગંદ ?"

નિર્મળા: "તું તો નાહકની જિદ્દ લઇ બેઠી છું."

સુધા: "જો તું સાચું નહિ કહે નિર્મળા, તો હું માની લઇશ કે તને મારા પ્રત્યે જરા પણ લાગણી નથી. બસ, બધી મોઢાની વાતો જ છે. હું તારી આગળ કશી વાતનો

પડદો નથી રાખતી, અને છતાં તું મને હજી પારકી ગણે છે! મને તારા પર ખૂબ ભરૂસો હતો, પરંતુ હવે જણાયું કે જગતમાં કોઇ કોઇનું નથી હોતું."

એમ કહેતાં કહેતાં સુધાની આંખો સજળ થઈ ગઇ. તે બાળકીને હેઠી મૂકી દઇ બારણા તરફ ચાલી. નિર્મળાએ ઊભા થઇને એનો હાથ પકડયો, અને રોતાં રોતાં કહ્યું:

"સુધા, હું તારા પગે પડું છું, મને ન પૂછીશ. તને એ સાંભળીને દુઃખ થશે, અને કદાચ હું પછીથી તને મારું મોં પણ નહિ બતાવી શકું. હું અભાગિની ન હોત તો મારે આ દહાડા જ જોવાના શું કામ આવત! હવે તો ઇશ્વરને એટલી જ પ્રાર્થના છે કે મને પોતાની પાસે બોલાવી લે. અત્યારથી જ આવી દુર્ગતિ થવા માંડી છે, તો આગળ જતાં તો ન જાણે શુંય વીતશે?"

એ શબ્દોમાં જે સંકેત હતો, તે બુદ્ધિમાન સુધાથી છૂપો ન રહ્યો. તે સમજી ગઇ કે ડૉક્ટરે કાંઇક છેડછાડ કરી છે. એમની ખચકાતાં ખચકાતાં વાતો કરવી, અને એના પ્રશ્નોને ઉડાવવા, એમની એ ગ્લાનિમય કાંતિહીન મુખમુદ્રા તેની નજર સમક્ષ તરી આવી. તે પગથી માથા સુધી કંપી ઊઠી, અને કશું પણ કહ્યાકારવ્યા વિના જ સિંહણની જેમ ક્રોધાયમાન બની બારણા તરફ ચાલી. નિર્મળાએ તેને રોકવાની ઇચ્છા કરી, પરંતુ તેની ઇચ્છા મનમાં રહી ગઈ. જોતજોતામાં તે સડક પર આવી પહોંચી અને ઘર તરફ ચાલી નીકળી. નિર્મળા ત્યાં જ ભોંય પર બેસી ગઇ અને ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગી.

# પ્રકરણ ૨૬ મું

નિર્મળાએ આખો દહાડો ખાટલામાં પડી રહીને જ વિતાવ્યો, જાણે કે એના દેહમાં પ્રાણ જ નહોતો. તેણે ન તો સ્નાન કર્યું કે ન તો ભોજન કર્યું. સંધ્યા વખતે તેને તાવ ચઢી આવ્યો. આખી રાત દેહ તવાની જેમ તપ્યો. બીજે દિવસે પણ તાવ ન ઉતર્યો, પરંતુ તેનો જોશ કંઇક ઓછો થઇ ગયો. તે પાટલા પર પડી પડી નિશ્ચલ નેત્રોથી દ્વાર તરફ તાકી રહી હતી, ચારે તરફ શૂન્યતા હતી—અંદર પણ શૂન્યતા બહાર પણ શૂન્યતા! ન કોઇ ચિંતા, ન કોઇ સ્મૃતિ કે ન કોઇ દુઃખ! મસ્તકમાં સ્પંદનની શકિત જ રહી નહોતી.

સહસા રુકિમણી બાળકીને લઇને ત્યાં આવી પહોંચી. નિર્મળાએ પૂછ્યું: "શું એ બહુ રોતી હતી?"

રુકિમણી: "ના, ના, એણે તો જરા ઊંકારો સરખો પણ નથી કર્યો. રાત આખી ચૂપચાપ પડી રહી હતી. સુધાએ થોડું દૂધ મોકલાવ્યું હતું, એ એને પાઈ દીધું હતું."

નિર્મળા: "ભરવાડણ દૂધ નહોતી આપી ગઇ?"

રુકિમણી : “ એ તો કહે કે પાછલો હિસાબ ચૂકતે કરો, પછી ચાલુ કરીશ. તને હવે કેમ છે ? ”

નિર્મળા : “ મને તો કશુંય થયું નથી. કાલે જરા શરીર તપી આવ્યું હતું. ”

રુકિમણી : “ ડોકટરની તો બૂરી દશા થઇ. ”

નિર્મળાએ ગભરાઇને પૂછયું ; “ શું થયું ? ત્યાં બધાં કુશળ તો છે ને ? ”

રુકિમણી : “ કુશળતામાં એ કે હવે મડદું કાઢવાની તૈયારી થતી હશે. કોઇ કહે છે કે ઝેર ખાધું, અને કોઈ કહે છે કે હૃદય જ બંધ પડી ગયું. ભગવાન જાણે શું થયું ? ”

નિર્મળાએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો, અને રુંધાયેલા સ્વરે તે બોલીઃ “ હાય ! ભગવાન, સુધાની શી ગતિ થશે ! એ હવે શી રીતે જીવશે ? ”

એમ કહેતાં કહેતાં એ રોઇ પડી, અને કયાંય સુધી તેણે રડયા જ કર્યું. પછી એ ખાટલામાંથી ઊભી થઇ, સુધાની પાસે જવા તૈયાર થઇ. તેના પગ થરથર કંપતા હતા, દીવાલને ટેકે ઊભી હતી, પણ જીવ નહોતો માનતો. ન જાણે સુધાએ અહીંથી જઇને પતિને શુંય કહ્યું ? મેં તો એને કશું પણ કહ્યું નહોતું, ન જાણે મારી વાતોનો એણે શોય અર્થ કર્યો ? હાય ! આવા રૂપવાન, આવા દયાળુ, આવા સુશીલ માનવીનો આવો કરુણ અંત ! જો નિર્મળાએ જાણ્યું હોત કે પોતાના ક્રોધનું આવું ભીષણ પરિણામ આવશે, તો પોતે ઝેરનો ઘૂંટડો પીને પણ એ વાત હાસ્યમજાકમાં ઉડાવી દેત !

મારી જ નિષ્ઠુરતાને કારણે ડોકટરની આવી દશા થઇ એવું માનીને, નિર્મળાના હૃદયના ટુકડા થઇ જવા લાગ્યા,

હૃદયમાં જાણે કે મહા દુઃખ થતું હોય, એવી વેદના થવા લાગી. એ ડૉકટરને ત્યાં જવા નીકળી.

મુડદું કાઢી ગયા હતા. બહાર નિઃશબ્દ શાંતિ પ્રસરેલી હતી. ઘરમાં બૈરાં એકઠાં થયાં હતાં. સુધા ભોંય પર બેઠી આંસુ વહાવતી હતી. નિર્મળાને જોતાં જ એ એક જોરથી ચીસ પાડી રોવા લાગી, અને આવીને એને ગળે બાઝી પડી. બન્ને સખીઓએ ક્યાંય સુધી રડ્યા કર્યું.

જ્યારે બહારની ઘણીખરી સ્ત્રીઓ વિદાય થઇ ગઈ, અને જરા એકાન્ત મળ્યું, ત્યારે નિર્મળાએ પૂછ્યું : "આ શું થઇ ગયું બહેન, તેં એમને શું કહ્યું ?"

સુધા પોતાના મનને આ પ્રશ્નનો ઉત્તર કેટલી ય વાર આપી ચૂકી હતી. તેનું મન જે ઉત્તર મેળવી શાંત થયું હતું, એ જ ઉત્તર તેણે નિર્મળાને પણ આપ્યો. તેણે કહ્યું : "હું શાંત પણ કેવી રીતે રહી શકત, બહેન ! ક્રોધ આવે એવી વાત સાંભળ્યા પછી જ ક્રોધ આવે છે ને !"

નિર્મળા : "મેં તો તને એવી કશી વાત પણ નહોતી કરી."

સુધા : "તું શી રીતે કહે, તું કહી શકે જ નહિ, પરંતુ એમણે જે બન્યું હતું, તે મને કહ્યું હતું. તે સાંભળી મેં પણ મારા મોંએ જે આવ્યું, તે કહી નાખ્યું. જ્યારે એક વસ્તુ દિલમાં આવી, તો પછી એને થઇ ગઇ જ સમજવી. અવસર અને એકાંત મળતાં તે અવશ્ય પૂરી થાય છે. મેં તો માત્ર મજાક કરી હતી, એમ કહી કોઈ ન છટકી શકે. એકાન્તમાં એવા શબ્દો મોંએ આવે, એ જ વસ્તુ પૂરવાર કરે છે કે એમનીનિયત ખરાબ હતી. મેં તને ક્યારેય કહ્યું નહોતું બહેન, પરંતુ મેં એમને તારા તરફ ઘણીવાર તાકી રહેતા

જોયા હતા. તે વખતે તો મેં પણ એમ માન્યું હતું કે મને ભ્રમ થયો છે. હવે જ સમજાયું કે એ તાકી રહેવા પાછળ શી નિયત હતી! જો મેં દુનિયા વધારે જોઇ હોત તો હું તને મારા ઘેર આવવા ન દેત. વધારે નહિ તો છેવટે એ તને જોઈ ન શકે એટલું તો કરત, પરંતુ મને શી ખબર કે પુરુષોના મોંએ એક વાત અને હૃદયમાં બીજી વાત હોય છે. ઇશ્વરની જેવી ઇચ્છા હશે, તેવું બન્યું. આવા સૌભાગ્ય કરતાં હું વૈધવ્ય વધુ ખરાબ નથી માનતી. જે ધનિકને ધન સાપ બનીને કરડે, તે કરતાં ગરીબ હજાર દરજ્જે સુખી છે. ઉપવાસ કરવા સ્હેલા છે, પરંતુ ઝેરમિશ્રિત ભોજન કરવું એ અત્યંત મુશ્કેલ છે."

તે જ વખતે ડૉકટર સિંહાના નાના ભાઈ અને કૃષ્ણાએ ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં પુનઃ રોકકળ શરૂ થઇ.

## પ્રકરણ ૨૭ મું

ઉપરની ઘટનાને એક મહિનો વીતી ગયો. સુધા તો પોતાના દિયર સાથે ત્રીજા જ દિવસે ચાલી ગઇ હતી. હવે નિર્મળા એકલી પડી હતી. પહેલાં તો હસીબોલીને જીવ બહેલાવ્યા કરતી, હવે તો માત્ર રોવાનું જ એક કામ બાકી રહ્યું હતું. તેનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન ખરાબ થતું જતું હતું. જૂના મકાનનું ભાડું વધારે હતું, તેથી સસ્તા ભાડાનું બીજું મકાન રાખ્યું હતું. એ મકાન એક સાંકડી ગલીમાં હતું. અંદર એક ઓરડો હતો, અને આગળ નાનીશી ઓશરી, ન મળે પ્રકાશ કે ન મળે વાયુ. ચોવીસે કલાક દુર્ગંધ ઉડ્યા કરતી. ભોજનની એવી સ્થિતિ હતી કે પૈસા હોવા છતાં ક્યારેક ક્યારેક ઉપવાસ કરવા પડતા. બજારમાંથી જોઇતી વસ્તુઓ લાવે કોણ ? તદુપરાંત હવે ઘરમાં ન તો કોઇ મરદ હતો કે ન કોઇ છોકરો, એટલે રોજરોજ ભોજન બનાવવાનું કષ્ટ કોણ લે ! સ્ત્રીઓને વળી રોજ ભોજન કરવાની આવશ્યકતા શી ? જો એક વખત જમ્યા, તો વળી બે દહાડાનો આરામ, બાળકી માટે તાજો શીરો કે રોટલી બનતી. એવી પરિસ્થિતિમાં સ્વાસ્થ્ય બગડે નહિ,

તો શું થાય ? ચિંતા, શોક, દુરવસ્થા—એકાદ હોય તો જાણે ઠીક, પરંતુ અહીં તો ત્રિતાપનો સામટો હલ્લો હતો. બાકી હતું તે વળી નિર્મળાએ દવા પીવાના તો જાણે સોગન જ ખાધા હતા. અને એ કરે પણ શું ? જે થોડીઘણી રકમ પાસે હતી, તેમાંથી દવાદારૂનો પ્રબંધ શી રીતે થાય ? જ્યાં ભોજનનું જ ઠેકાણું ન હતું, ત્યાં વળી દવાની તો વાત જ શી કરવી ? એ દિનપ્રતિદિન સૂકાતી જતી હતી.

એક દિવસ રુક્મિણીએ કહ્યું: " વહુ, ક્યાં સુધી આમ કર્યા કરીશ? જીવતાં હોઈશું તો દુનિયા આખી છે. ચાલ કોઈ વૈદ્યને દેખાડી જોઈએ. "

નિર્મળાએ વિરક્ત ભાવે જણાવ્યું : " જેને રોવા માટે જ જીવવાનું છે, તે તો મરી જાય એ જ બહેતર છે, "

રુક્મિણી: " પરંતુ મોત કાંઈ બોલાવ્યે ઓછું જ આવીને ઊભું રહે છે ? "

નિર્મળા: " વગર બોલાવ્યે જ્યારે આવી પહોંચે છે, ત્યારે બોલાવ્યાથી કેમ નહિ આવે ? એને આવતાં હવે બહુ સમય નહિ લાગે. બહેન, જેટલા દહાડા કાઢું છું તેટલાં વરસ જ ગણી લેજો. "

રુક્મિણી: " એવું ટૂંકું મન ન કરીશ, વહુ ! તેં હજી સંસારનું સુખ જ શું જોયું છે ? "

નિર્મળા: " જે આટલા દહાડા થયાં જોઈ રહી છું, એવું જ જો સંસારનું સુખ હોય તો એથી હવે મન ભરાઈ ગયું છે. સાચું કહું છું બહેન, કે આ બાળકીનો મોહ મને બાંધી રાખે છે, નહિ તો હું તો ક્યારનીય વિદાય થઈ ગઈ હોત. કોણ જાણે એ બિચારીના ભાગ્યમાં શુંય લખ્યું હશે ! "

બન્ને નણંદ–વહુ રોવા લાગ્યાં. જ્યારથી નિર્મળા ખાટલાવશ છે, ત્યારથી રુકિમણીને એના પ્રત્યે અત્યંત દયા આવે છે. હવે તેના દિલમાં તેના પ્રતિ દ્વેષનો લેશ પણ અંશ નથી રહ્યો. ગમે તે કામમાં હોય, નિર્મળાનો અવાજ સાંભળતાં જ તે દોડતી આવી હાજર થાય છે, કલાકો સુધી એની પાસે બેસી એને કથાપુરાણો સંભળાવે છે, નિર્મળા રુચિપૂર્વક ખાય તે માટે વારંવાર નવી નવી વસ્તુઓ રાંધે છે, નિર્મળાને ક્યારેક હસતાં જુએ છે, તો તે દિવસે તેના આનંદનો પાર રહેતો નથી, અને બાળકોને તો હવે એક ક્ષણ પણ એ વેગળી મૂકતી નથી. એની ઊંઘે ઊંઘે છે, એની સાથે જ જાગે છે. એ બાળકી જ હવે એના જીવનનો આધાર છે.

રુકિમણીએ થોડીવાર પછી કહ્યું: “ વહુ, તું આટલી બધી નિરાશ કેમ થઈ જાય છે? ભગવાનની ઇચ્છા હશે તો તું બેચાર દહાડામાં જ સાજી થઇ જઇશ. આજ મારી સાથે વૈદ્યને ત્યાં ચાલ. એ બહુ સારો માણસ છે.”

નિર્મળા: “ મોટી બહેન, હવે મને કોઇ પણ વૈદ્ય હકીમની દવા ફાયદો નહિ કરે. તમે હવે મારી ચિંતા મૂકી દો. મારી આશાને તમારા ખોળામાં મૂકતી જાઉં છું. જો જીવતી રહે તો કોઈ સારું ઘર જોઇ એને પરણાવજો. હું તો એને માટે મારા જીવનમાં કશું નથી કરી શકી, માત્ર જન્મ આપવાનો અપરાધ કર્યો છે. ચાહે તો કુંવારી રાખજો, ચાહે તો ઝેરની પ્યાલી પાઇ દેજો, પરંતુ કુપાત્રને ગળે ન મઢશો, એટલી જ મારી તમને વિનંતિ છે. મને ખૂબ દુ:ખ થાય છે કે હું તમારી કાંઇ સેવા ન કરી શકી. મુજ અભાગિનીના હાથે કોઇ સુખ ન પામ્યું. જેનાપર મારો પડછાયો પણ પડ્યો તેનો સર્વનાશ

થઇ ગયો. જો તમારા ભાઇ ક્યારેય ઘેર પાછા ફરે તો એમને કહેજો કે આ નસીબ ફૂટેલીના અપરાધની ક્ષમા કરે. "

રુકિમણી રોતાં રોતાં બોલીઃ "વહુ, તારો કશો અપરાધ નથી. ઇશ્વર સાક્ષીએ કહું છું કે મારા મનમાં તારા પ્રતિ જરા પણ મેલ નથી. હા, મેં સદૈવ તારી સાથે કપટ કર્યું હતું, એનું મને મરતાં સુધી દુઃખ રહેશે. "

નિર્મળાએ કાતર નેત્રોએ જોતાં કહ્યું: "મોટી બહેન, કહેવા જેવી વાત નથી, છતાં કહ્યા વિના નથી રહેવાતું. તમારા ભાઇએ સદા મને અવિશ્વાસની દષ્ટિથી જોઈ હતી, પરંતુ મેં ક્યારેય મનમાં પણ એમની ઉપેક્ષા નથી કરી. જે થવાનું હતું તે તો થઇ જ ગયું, અધર્મ કરીને શું કરવા મારો પરલોક બગાડું! પૂર્વજન્મમાં કોણ જાણે શાંયે પાપ કર્યાં હશે કે તેનું આ પ્રાયશ્ચિત કરવું પડ્યું. પછી આ જન્મમાં પણ કાંટા વાવું, તો તો કોણ જાણે કેવી ગતિ થાય ? "

નિર્મળાનો શ્વાસોશ્વાસ જોરથી ચાલવા લાગ્યો. તે ખાટલામાં સૂઇ ગઇ, તેણે બાળકીના તરફ, તેના જીવનની સંપૂર્ણ વિપદકથાની બૃહદ આલોચના, કરતી દષ્ટિથી જોયું. વાણીમાં એટલું સામર્થ્ય નથી હોતું.

ત્રણ દિવસ પર્યંત નિર્મળાની આંખોમાંથી સતત્ આંસુઓની ધારા વહ્યા કરી, એ ન તો કોઈ જોડે બોલતી હતી, કે ન કોઈના તરફ જોતી હતી, કે ન કોઇનું કશું સાંભળતી હતી. બસ, માત્ર રોયા જ કરતી હતી. એ વેદનાનું કોણ અનુમાન કરી શકે ?

ચોથે દહાડે સંધ્યા સમયે એ વિપત્તિકથાનો અંત આવી ગયો. જે સમયે પશુપંખીઓ પોતપોતાનાં નિવાસસ્થાન તરફ પાછાં ફરતાં હતાં, તે વખતે નિર્મળાનું પ્રાણપંખી, દિવસભરના શિકારીઓનાં નિશાન, શિકારી બાજના પંજા અને વાયુના પ્રચંડ ઝપાટાથી આહત અને વ્યથિત થઈ અંતે પોતાના નિવાસસ્થાન પ્રતિ ઊડી ગયું.

શેરીનાં માણસો એકત્ર થઇ ગયાં. મુડદું બહાર કાઢવામાં આવ્યું. એને દાહ કોણ દે, એ પ્રશ્ન ઊભો થયો. લોકો એ ચિંતામાં હતા કે સહસા ત્યાં ખભે ગાંસડી લટકાવેલો, એક વૃદ્ધ પથિક ત્યાં આવી ઊભો રહ્યો. એ પથિક મુનશી તોતારામ હતા.

—: સમાપ્ત :—

